"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# એકાદશ ઉપનિષદો

## મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ

[ ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય,
ઐતરેય, શ્વેતાશ્વતર, કૈવલ્ય અને છાંદોગ્ય ઉપનિષદ ]



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



અઢી રૂપિયા

# નિવેદન

**ઉપનિષદોમાં શું છે?** એક તત્ત્વમાંથી જગતની ઉત્પત્તિ, તેમાં સ્થિતિ અને તે એક તત્ત્વમાં પાછો તેનો લય આમાં સમજાવવામાં આવ્યાં છે. જેમાંથી શરીર બને છે, તે પંચમહાભૂતો, પાંચ કર્મેંદ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો, તેઓનું સંચાલક મન અને તેને પ્રેરણા કરનારી બુદ્ધિ અને તેથી આગળ જઈને જીવનનું જીવન જે પ્રાણ છે, તેની ઓળખ આમાં અપાયેલી છે. ગર્ભધારણ પહેલાંની સ્થિતિ, ત્યારપછીનો વિકાસ, અનેક બંધનોમાં સંકુચિત રહેલો જીવ, સાક્ષીરૂપે અને અલિપ્ત એવો અંતર્યામી આત્મા અને સર્વદૃશ્ય જગત જેની માત્ર એક છાયા છે, તેવો અનાદિ, અનંત, સ્વયંપ્રકાશ, નિરામય, કૂટસ્થ, સર્વશક્તિમાન, સ્વસંવેદ્ય, સર્વેશ્વર, અનુશાસક, અણુથી પણ અણુ અને મહાનથી પણ મહાન, અનુપમ, અવર્ણનીય, સર્વાત્મા, નિરંજન, નિરાકાર, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સનાતન અને અલક્ષ્ય( બાવાઓનો અહાલેક અથવા અલખ )પરમાત્મા એટલે પરબ્રહ્મ–એવા ગહન વિષયો શ્રેષ્ઠ મહાતપસ્વી જીવન્મુક્ત ઋષિઓની વાણીમાં આ ગ્રંથમાં વાચકોને મળશે. છેવટે દરેક જીવ એ વ્યાપક પરબ્રહ્મસ્વરૂપે જ છે, એવું અનેક દૃષ્ટાંતો દ્વારા અહીં પ્રતિપાદિત કરવામાં આવ્યું છે. જગત અને કર્મની એકતા પણ અહીં દેખાડવામાં આવી છે.

જે આત્મા વ્યક્તિમાં છે, તે જ સમૂહમાં છે. એક જ પરમાત્મા સર્વનાં હૃદયમાં રહેલો છે. તે જ પૂર્ણ છે. તે પૂર્ણતાની તરફ

વળાય અને એકત્વ અનુભવાય, તો જ સુખ છે. આનંદ એ આત્મા-નું સ્વરૂપ છે. દુઃખ એ જડ તત્ત્વ હોઈને શરીર અને મનનો ગુણ છે. ક્ષણિક સુખ પેદા કરનારી વસ્તુઓને પોતાના તરફ ખેંચવામાં ખરો સ્વાર્થ નથી, પણ તે પોતામાં અને બીજાઓમાં રહેલું ખરું સ્વરૂપ સમજીને એટલે પરમાત્મા તરફ વળીને આત્મચિંતન કરવામાં છે. આમ, વસ્તુઓનાં સૂક્ષ્મ કારણો સમજતાં અને સંતોના શબ્દોમાંથી પ્રેરણા લઈને શ્રદ્ધાપૂર્વક સત્ત્વગુણ વધારતાં મનુષ્ય પોતાનું અસલ રૂપ કેમ મેળવી શકે તેમ જ જેમાંથી જન્મમરણ અથવા બીજી કોઈ પણ વ્યાધિ પાછી ઊભી ન થાય એવા પરમબ્રહ્મના પદને તેનાથી કેમ પામી શકાય એ આ ગ્રંથમાં બતાવ્યું છે.

સર્વ સત્યોનું છેવટનું સત્ય આમાં છે. લાંબા શુભ ચિંતન પછી ચિત્તશુદ્ધિ થાય છે. કંઈક પોતાના પ્રયાસથી અને કંઈક ઈશ્વરની કૃપાથી જીવનનું તત્ત્વ સમજાય છે. એ અધ્યાત્મવિદ્યાનો આ મુખ્ય ગ્રંથ છે; અને ભારતની સંસ્કૃતિનો એ મોટામાં મોટો વારસો છે.

ઉપનિષદોમાં કોઈ એક જ વાદ નથી, કોઈ અન્ય વાદનો વિવાદ પણ નથી. એમાં તો સર્વસુંદર સંવાદ છે. 'હું કોણ?' એ પ્રશ્ન દરેક માણસે પોતાને પૂછવો જોઈએ અને શુદ્ધ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ 'હું' પણ નથી, તેમ જ 'બીજાઓ' પણ નથી એમ જોવું જોઈએ. કૈવલ્ય એટલે આત્માનુભવ. એક જ મહાતત્ત્વ દરેક માણસની અંદર અને બહાર રહેલું છે. મન જે મનુષ્યોને બંધનકર્તા થાય છે, તેનો તો લય અને નાશ થઈ જાય છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે શ્રેણીઓ જે એક પદ ઉપર માણસને પહોંચાડે છે, ત્યાં છેવટે જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેય એ ત્રણેનો ભેદ જ નીકળી જાય છે. તે મોક્ષ, તે બ્રહ્મજ્ઞાન, તે સાક્ષાત્કાર, તે ભગવદ્દર્શન, તે નિર્વાણ અને તે કૈવલ્ય. જિજ્ઞાસુઓના, તપસ્વીઓના, ભક્તોના અને ઋષિમુનિઓના એ અંતિમ

ધ્યેયનો સાફ અને સીધો ધોરી રસ્તો આ ઉપનિષદોમાં છે.

જે મુખ્ય વિચારકોએ ઉપનિષદોની બ્રહ્મવિદ્યાની ક્રમપૂર્વક સ્થાપના કરી છે, તે કંઈક કાલક્રમાનુસાર નીચે પ્રમાણે તારવી શકાય છે. +

૧. શ્રુતર્ષિ મહીદાસ ઐતરેય—ઋગ્વેદના ઐતરેય, આરણ્યક અને ઐતરેય ઉપનિષદના મુખ્ય શાખા-પ્રવર્તક અને ' प्रज्ञानं ब्रह्म— બ્રહ્મ શુદ્ધ જ્ઞાનમય તત્ત્વ છે ' એ મહાવાક્યના સમર્થક

૨. શ્રુતર્ષિ ઉદ્દાલક આરુણિ—સામવેદના છાંદોગ્ય ઉપનિષદના પ્રધાન વિચારક અને શ્વેતકેતુના પિતા : ' तत्त्वमसि —તું ( જીવ ) તે ( બ્રહ્મ ) છે ' એ મહાવાક્યના સિદ્ધાંતના સ્થાપક

૩. દેવર્ષિ વરુણ—કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાના મહર્ષિ, પંચકોશ વિદ્યાના સ્થાપક અને બ્રહ્મ आनंदमय વસ્તુ છે એવા નિર્ણયના પ્રવર્તક

૪. યાજ્ઞવલ્ક્ય યોગીશ્વર—શુક્લ યજુર્વેદની શાખાના પ્રવર્તક, શતપથ બ્રાહ્મણની રચના કરનાર અને બૃહદારણ્યક અને તેમાં અંતર્ગત બૃહદારણ્યક ઉપનિષદના પ્રમુખ તત્ત્વનિષ્ઠ મહર્ષિ : ' अहं ब्रह्मास्मि—હું બ્રહ્મ છું ' એવા શુદ્ધ અનુભવવાચક મહાવાક્યના સ્થાપક

૫. માંડૂક્ય મુનિ—અથર્વવેદની એક શાખાના પ્રવર્તક, પ્રણવ વિદ્યાના સંગ્રાહક અને 'अयमात्मा ब्रह्म—આ આત્મા બ્રહ્મ છે ' એ મહાવાક્યના સ્થાપક

---

+ જુઓ ન. દે. મહેતાકૃત ' ઉપનિષદ-વિચારણા ' : પાનું ૩૫

૬. પિપ્પલાદ મુનિ—અથર્વવેદના રહસ્યકાંડના સંગ્રાહક અને પ્રવચનકાર

૭. રાજર્ષિ જનક—બ્રહ્મવિદ્યાના ઉત્તેજક અને યોગીશ્વર યાજ્ઞવલ્કયના શિષ્ય

૮. રાજર્ષિ પ્રવાહણ જૈબલિ—શ્વેતકેતુ અને તેના પિતા ઉદ્દાલકના પણ દેહોત્પત્તિ વિદ્યાના સંબંધમાં ગુરુ

૯. સત્યર્ષિ સત્યકામ જાબાલ—દાસીપુત્ર છતાં બુદ્ધિ અને સંસ્કારના પ્રભાવ વડે બ્રહ્મવિદ્યા મેળવનાર અને સ્વતંત્ર જાબાલ–શાખાના પ્રવર્તક ઋષિ

૧૦. બ્રહ્મર્ષિ સયુગ્વા રૈક્વ—દરિદ્રી બ્રાહ્મણ પણ વિદ્યામાની બ્રહ્મર્ષિ, જેણે શૂદ્ર રાજાની કન્યા દાનમાં લઈ બ્રહ્મવિદ્યાનો પ્રચાર કર્યો.

૧૧. રાજર્ષિ ગાર્ગ્યાયન—ઋગ્વેદની શાંખાયન અથવા કૌષીતકી–શાખાના વિચારક, જેણે સગુણ–બ્રહ્મવાદનું અને પ્રાણ–બ્રહ્મવાદનું ઉદ્દાલક અને તેના પુત્ર શ્વેતકેતુને ભાન કરાવ્યું.

૧૨. રાજર્ષિ પ્રતર્દન દૈવોદાસિ—પ્રાણ-બ્રહ્મવાદને પ્રજ્ઞા-બ્રહ્મવાદમાં ચઢાવી પ્રજ્ઞાનં બ્રહ્મ મહાવાકયની જેણે સાબિતી કરી.

ઉપનિષદસાહિત્યમાં અનેક શ્રોતા–વક્તા ઋષિઓ અને વાદી–પ્રતિવાદીઓ આવે છે; પરંતુ ઉપનિષદની વિદ્યાની શ્રુતિ, યુક્તિ અને અનુભવ વડે એકવાકયતા કરનારાઓમાં ઉપરના બાર વિચારકો ખાસ આપણી નજરને ખેંચે તેવા છે.

વેદોમાં રહેલું અપૌરુષેય અધ્યાત્મજ્ઞાન ઉપનિષદોમાં તારવી લેવામાં આવ્યું છે. અનેક ઋષિઓએ જેમાં પોતાના પરમ અનુભવનું વર્ણન કર્યું છે, તે શ્રુતિના રૂપે (તમે શું સાંભળ્યું છે એમ

પૂછીને ) ઉપનિષદોમાં ઉતાર્યું છે. પૃથ્વી ઉપર કોઈ પણ જગ્યાએ હજારો વર્ષોમાં આ તત્ત્વજ્ઞાનમાં ઉપનિષદોથી કોઈ પણ આગળ જઈ શક્યું નથી. જેમને હિંદની સંસ્કૃતિમાં ( બધા સમાજોમાં અને સંપ્રદાયોમાં ) મહાવાક્યો અને મહામંત્રો ગણ્યા છે, તે આ મહાવાક્યો ઉપનિષદોમાં છે :

૧. प्रज्ञानं ब्रह्म । ( ઋગ્વેદ )  ૨. अहं ब्रह्मास्मि । (યજુર્વેદ )

૩. तत्त्वमसि । ( સામવેદ )  ૪. अयमात्मा ब्रह्म । ( અથર્વવેદ )

જે શક્તિ વડે પ્રેરાઈને જ્ઞાનેન્દ્રિયો પોતાના વિષયોનું ગ્રહણ કરે છે, તેને પ્રજ્ઞાન કહેવાય છે. એ પ્રજ્ઞાન બ્રહ્મરૂપ ચૈતન્ય જ છે અને તે સર્વમાં રહેલું છે. પરિપૂર્ણ પરમાત્મા આ શરીરમાં રહેલો છે અને બુદ્ધિમાં પ્રતિબિંબિત બનીને ' હું 'રૂપે સ્ફુરે છે. આમ, ' હું બ્રહ્મ જ છું ' એમ બીજા મહાવાક્ય વડે કહેવાયું છે. એક અને અજોડ તેમ જ નામરૂપ વિનાનું તત્ત્વ સૃષ્ટિની પહેલાં હતું અને હમણાં પણ છે. એ તત્ત્વને तत् કહ્યું છે. સાંભળનાર વ્યક્તિ શરીર, ઇંદ્રિયો વગેરેથી પર છે; અને તેને त्वम् શબ્દ વડે દર્શાવાઈ છે. એ तत् અને त्वम्નું એકપણું બતાવવા માટે ત્રીજા મહાવાક્ય—तत् त्वमसि—ની યોજના થઈ છે. સ્વયંપ્રકાશ અને પ્રત્યક્ષ એવો આ આત્મા બ્રહ્મ છે. એમ ચોથા મહાવાક્ય વડે બતાવાયું છે. ' આ ' શબ્દનો અર્થ ' અહંકાર, ચિત્ત, બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને દેહના અભિમાનવાળો પ્રત્યગાત્મા ' એવો થાય છે. *

એક જ વાત જુદા જુદા રૂપમાં સમજાવનારાં આ ચાર મહાવાક્યો એ ઉપનિષદોનું અંતર્ગત બીજ તેમ જ તેનું છેવટનું ફળ છે. જડ તત્ત્વ, શરીરને સંબોધીને ઊભા થતા વિચારો અને ઇચ્છાઓ,

---

* જુઓ ઉપનિષદ

સંકુચિત સ્વાર્થથી દોરાયેલી બુદ્ધિ અને વાસના—એ સર્વથી પર જઈને માણસે ખરું સુખ અને ખરો આનંદ શોધવા માટે પોતાનું અને જગતનું ખરું સ્વરૂપ શું છે, તે સમજવાનો આગ્રહ રાખવો જોઈએ; અને તે આત્માનુભવમાં—જીવ, આત્મા અને પરમાત્માના સમન્વયમાં—શુદ્ધ એક તત્ત્વના ચિંતનમાં પૂર્ણ પરબ્રહ્મ છે, એવો છેવટનો નિર્ણય **ઉપનિષદો**માં આપેલો છે.

જ્યાં જ્યાં આત્માનું ચિંતન અને આત્માની ચર્ચા થાય છે, ત્યાં ત્યાં આજે પણ મુમુક્ષુઓના દળમાં અને મહાત્માઓના પરસ્પર સમાગમમાં આ મહાગ્રંથ જ સમજાવાય છે.

પૂર્વે હજારો વર્ષોના અધ્યાત્મની શોધના અનુભવો જેમાં એકઠા કરવામાં આવ્યા છે, તે ગ્રંથ આજે હજારો વર્ષો પછી પણ શા માટે અગ્રગણ્ય અને સર્વમાન્ય ગણાય છે? કારણ કે તેમાં છેવટનું સત્ય કહેવાયેલું છે; અને તે બુદ્ધિના તર્કથી નહિ, પણ અંગત અનુભવ લીધા પછી. **ઉપનિષદ્ એટલે નિશ્ચયપૂર્વક પાસે બેસવું.** આ અર્થ પુરાણી ગુરુશિષ્યની પરંપરામાં ઊભો થયો છે. શિષ્ય ગુરુ પાસે બેસીને જ્ઞાન–વિજ્ઞાનની અનેક ગૂંચોનાં રહસ્યનો ભેદ મેળવે છે. ત્યાં ગૂઢ રહસ્ય, છેવટની વાત અને નિશ્ચયાત્મક સત્ય એ જ નીકળતાં. દરેક પુરુષ જ્ઞાન-ની નજરે કેવો અને કેટલો અધિકારી છે, તે તો તેના શિક્ષણક્રમની વાત છે; પણ દરેક જણનું ખરું સ્વરૂપ એક જ છે, દરેક જણની અંદર અને બહાર એ જ પરમતત્ત્વ રહેલું છે. ત્યાં નાનો કે મોટો, ઊંચ કે નીચ, પુણ્યવાન કે પાપી એ ભેદો રહેતા નથી. **ઉપનિષદો** કહે છે, કે 'જે જીવાત્મા ત્રણ ગુણોથી યુક્ત છે અને ફળને માટે કર્મ કરનારો છે, તે જ તે કરેલાં કર્મોને ભોગવનારો પણ છે...... હૃદયમાં જે અંગૂઠા જેટલો છે, જે સૂર્ય જેવો તેજસ્વી છે તેમ જ જે સંકલ્પ અને અહંકારથી યુક્ત છે, તે જ–જીવાત્મા બુદ્ધિના ગુણ વડે અને શરીરના ગુણ વડે આરાની અણી જેટલો નાનો બનેલો

દેખાય છે. વાળના છેડાના સોમા ભાગના પણ સોમા ભાગ જેટલા એ જીવને જાણવો. **એ જીવ જ અનંત (બ્રહ્મ) થવાને સમર્થ છે.**"× 'આત્મવત્ સર્વભૂતેષુ' એ સમાનતા—એટલે છેવટમાં સર્વનો સરખો અધિકાર—માળામાં પરોવાયેલા સૂત્રની જેમ સર્વસામાન્ય આત્માદ્વારા જ છે. "જ્યારે એ જીવાત્મા બીજા-(પરમાત્મા)ને નિયંતા તરીકે જુએ છે, ત્યારે તે 'આ તો બધો એનો જ મહિમા હું જોઈ રહ્યો છું' એમ સમજીને શોક રહિત બને છે." ÷ "એ મહાન આત્મા એકલો જ દરેકે દરેક જીવજાતિને અને સર્વ વ્યક્તિગત આકારોને નિયમમાં રાખે છે."+ "એ એક દેવ સર્વ ભૂતોમાં છુપાયેલો, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અંતરાત્મા, કર્મને પ્રેરનારો, સર્વ ભૂતોના નિવાસસ્થાનરૂપ, સાક્ષી, ચૈતન્યસ્વરૂપ, એક-માત્ર અને નિર્ગુણ છે. એક છતાં તે અનેક ક્રિયા રહિત (અચેતન) વસ્તુઓને વશમાં રાખે છે. તે જ એક મૂળબીજને અનેક રૂપમાં પલટાવે છે."*

પશ્ચિમના લોકો વખાણે તે જ સારું હોય એવી અધોગતિ અને માનસિક દૌર્બલ્ય જેમનામાં છે, તેવાં ભારતનાં સંતાનોની જાણ માટે કહેવું પડે છે, કે કાન્ટ, શોપેનહોર, ઈમર્સન, મૅક્સમુલર વગેરે પશ્ચિમ-ના અગ્રગણ્ય ચિંતકોએ આ જ મહાગ્રંથમાંથી પ્રેરણા મેળવી હતી. પશ્ચિમે ગ્રીસમાં અને પૂર્વમાં ચીન–જાપાનમાં ઉદ્ભવેલી અધ્યાત્મ-વિચારશ્રેણીમાં સીધી અને આડી રીતે ઉપનિષદોનો ઘણો મોટો આધાર અને ફાળો છે, એમ ઘણા પુરાતત્ત્વના નિષ્ણાતોનું માનવું છે. ટૂંકામાં આ ગંભીર જ્ઞાન એક પ્રજાનું કે એક પ્રદેશનું નહિ, પણ સમસ્ત માનવજાતિનું સનાતન છે. આ મહાન અનુભવસાગર-

× શ્વેતા૦ ઉપ૦, પૃ. ૧૮૧ ÷ શ્વેતા૦ ઉપ૦, પૃ. ૧૭૫

+ શ્વેતા૦ ઉપ૦, પૃ. ૧૭૭ * શ્વેતા૦ ઉપ૦, પૃ. ૧૮૭

માંથી જેને જોઈએ તે પોતાની જરૂર જેટલું લઈ શકે છે. આ તે વિદ્યા છે, જે બીજાને આપતાં ઘટતી નથી પણ વધે છે. આત્મસાધન, આત્મચિંતન અને આત્મદર્શનનો મહામાર્ગ સર્વને માટે ખુલ્લો છે.

ગીતામાં આપેલો ઉપદેશ પામર, જિજ્ઞાસુ, સિદ્ધ, યોગી, જ્ઞાની, ભક્ત, મુનિ અને જીવન્મુક્તોને માટે છે. ઉપનિષદોમાં પણ પામર એટલે સામાન્ય કોટિના કરોડો માણસોને તરત કામ લાગે અને તરત તમસ અને રજસને ઓછા કરી કિંચિત્ સત્ત્વગુણની વૃદ્ધિ કરે એવી ઘણી વાતો છે: જેમ કે–'સત્ય બોલજે; ધર્મનું આચરણ કરજે; વેદ ભણવામાં આળસ કરતો નહિ; ગુરુને સંતોષ થાય એવી એમને દક્ષિણા આપીને ગૃહસ્થાશ્રમ માંડીને પ્રજા ઉત્પન્ન કરજે અને વંશરૂપ તાંતણાને તોડી નાખતો નહિ; સત્યથી ચળતો નહિ; ધર્મથી ચળતો નહિ; કુશળતા છોડી દેતો નહિ. ઐશ્વર્ય મેળવવા માટે આળસને છોડી દેજે. વેદાભ્યાસ અને પ્રવચનમાં આળસ કરતો નહિ; દેવ અને પિતૃનાં કાર્યમાં આળસ કરતો નહિ; માતાને દેવ સમાન ગણજે; પિતાને દેવ સમાન ગણજે; ગુરુને દેવ સમાન ગણજે; અતિથિને દેવ સમાન ગણજે; જે અનિંદિત (નિર્દોષ) કર્મો છે તે કરવાં—બીજાં નહિ; જે અમારાં શ્રેષ્ઠ આચરણો છે, તે આચરવાં—બીજાં નહિ.'×

'અન્ન ખૂબ મેળવવું એ વ્રત છે. પૃથ્વી અન્ન છે અને આકાશ અન્ન ખાનારું છે. આકાશમાં પૃથ્વી સ્થિર બની છે અને પૃથ્વીમાં આકાશ સ્થિર બન્યું છે. આમ આ અન્ન અન્નમાં સ્થિર બન્યું છે. જે આમ અન્નને અન્નમાં સ્થિર બનેલું જાણે છે, તે સ્થિર બને છે અને અન્નવાળો તેમ જ અન્ન ખાનારો થાય છે. તેમ જ પ્રજા, પશુ, બ્રહ્મતેજ અને કીર્તિ વડે મહાન થાય છે.' ÷

સંસારવ્યવહારમાં રહેલાને માટે ઉન્નતિકર ઉપદેશ આના કરતાં

---

× તૈત્તિ૦ ઉપ૦ પૃ. ૧૧૯ ÷ તૈત્તિ૦ ઉપ૦, પૃ. ૧૨૩

બીજો કયો હોઈ શકે? વધુ કહે છે, કે–' મળ, મૂત્ર, દુર્ગંધ વગેરેની શુદ્ધિ તો માટી, જળ વગેરેથી થાય છે; પરંતુ એ તો લૌકિક શુદ્ધિ છે. ખરી પવિત્રતા તો 'હું, મારું' વગેરેને દૂર કરવાથી જ થાય છે. પવિત્રતા તો ચિત્તની શુદ્ધિ અને વાસનાઓના નાશથી જ થાય છે.'+ એક મહાત્માએ કહ્યું છે, કે ચિત્ત એટલે સંસાર. 'સંકલ્પ અર્થાત્ વિચાર એટલે જ બંધન. નિત્ય અને અનિત્ય વસ્તુના વિચાર વડે અનિત્ય સંસારના સુખદુઃખાત્મક બધા વિષયોમાંથી મમતારૂપ બંધનનો નાશ થઈ જાય તેને મોક્ષ કહેવાય છે.'÷ **ઉપનિષદો** શીખવે છે, કે 'પથ્થર, સોનું કે માટીમાંથી બનાવેલી મૂર્તિઓની પૂજા મોક્ષની ઇચ્છાવાળાને ફરી જન્મ અને ભોગ આપવાવાળી થાય છે. આથી ફરી જન્મ ન આવે એમ ઇચ્છનારાએ એવી બહારની પૂજા છોડી દઈ પોતાના હૃદયમાં જ પૂજા કરવી.'*

વળી, સર્વ વિભૂતિઓ બતાવી, ઊંચામાં ઊંચો સમન્વય સાધી, ઉપનિષદો મનુષ્યત્વની સાધનાની આ જાણે છેલ્લી સીમા બતાવે છે:

'હું જ એકલો બીજરૂપે છું, બ્રહ્મ છું, ઉત્પત્તિ છું સર્વલોકનો ગુરુ છું અને સર્વ લોકમાં છું. હું જ સિદ્ધ છું, શુદ્ધ છું, અને પરમતત્ત્વ પણ હું જ છું. હું હમેશ છું, તે હું છું, હું નિત્ય છું અને પવિત્ર છું. વિજ્ઞાન હું છું, વિશેષ હું છું, સોમ હું છું, બધું ય હું છું. હું શુભ છું, શોકરહિત છું, સમ છું, અને ચૈતન્ય છું. હું માન અને અપમાનથી રહિત છું, ત્રણ ગુણોથી રહિત છું, શિવ છું. હું દ્વૈત અને અદ્વૈતથી રહિત છું, સુખદુઃખ વગેરે જોડકાંથી રહિત છું, ઉત્પત્તિ અને વિનાશ વિનાનો છું. પ્રકાશ વિનાનો છું, છતાં પ્રકાશરૂપ પણ હું જ છું. હું શૂન્ય અને અશૂન્યરૂપ છું,

+ જુઓ મૈત્રેયી ઉપનિષદ ÷ જુઓ નિરાલંબ ઉપનિષદ

* જુઓ મૈત્રેયી ઉપનિષદ

સુંદર અને કદરૂપો છું, સમતા અને વિષમતા વિનાનો છું. નિત્ય છું, શુદ્ધ છું અને સદાશિવ છું. હું સર્વ અને થોડાની કલ્પના વિનાનો છું. સાત્ત્વિક છું અને હમેશ છું. હું એક સંખ્યા અને બે સંખ્યા વિનાનો છું, સત્ અને અસત્‌ના ભેદ વિનાનો છું અને સંકલ્પ વિનાનો છું. હું જુદાપણા વિનાનો છું અને અખંડ આનંદ–સ્વરૂપ છું. હું હું પણ નથી અને બીજો પણ નથી. હું દેહાદિ વિનાનો છું, આશ્રય અને આધાર વિનાનો છું, બંધ અને મોક્ષ વિનાનો છું અને શુદ્ધ બ્રહ્મ છું. હું ચિત્ત વગેરે સર્વથી રહિત છું. હું પરથી પણ પર છું. હું હમેશ વિચારરૂપ છું, છતાં વિચાર રહિત છું. અકાર, ઉકાર અને મકારરૂપ પણ હું જ છું. હું ધ્યાતા, ધ્યાન અને ધ્યેયથી રહિત છું. સર્વ અને પૂર્ણ સ્વરૂપ છું અને સચ્ચિદાનંદરૂપ છું. બધાં તીર્થો પણ હું જ છું અને ભગવાન શિવ પણ હું જ છું. હું જ લક્ષ્ય અલક્ષ્યથી રહિત અને લય ન પામનારા રસરૂપ છું. હું જ પ્રમાણ, પ્રમેય અને પ્રમાતા વિનાનો અને શિવરૂપ છું. હું આ જગત-નો દ્રષ્ટા નથી. હું આંખ વગેરે ઇંદ્રિયો વિનાનો છું. હું જ વૃદ્ધિ પામેલો, જ્ઞાન પામેલો, પ્રસન્ન અને પરમ છું. હું બધી ઇંદ્રિયો વિનાનો છું, છતાં બધાં કર્મો કરનારો હું જ છું. બધાં વેદાંત વડે હું જ સંતુષ્ટ બન્યો છું અને હમેશ સહેલાઈથી મેળવી શકાય એવો પણ હું જ છું. આનંદ અને શોકરૂપ, સર્વ મૌનના ફળરૂપ, નિત્ય ચિદ્રૂપ અને સચ્ચિદ્રૂપ પણ હું જ છું. હું હૃદયની ગાંઠો વિનાનો છું અને હૃદયકમળની વચમાં રહેલો પણ હું જ છું. હું જન્મ વગેરે છ વિકારો વિનાનો, છ કોશ વિનાનો અને કામ, ક્રોધ વગેરે છ શત્રુઓ વિનાનો છું ને ઊંડામાં ઊંડે સ્થાને રહેલો છું. હું દેશ અને કાળથી રહિત છું, તેમ જ દિશા, આકાશ અને આનંદરૂપ છું. ‘આ નથી, તે નથી’ પણ હું જ છું. હું વિમુક્ત છું અને નકાર-

થી રહિત છું. હું અખંડ આકાશ છું, અખંડ ઓંકાર છું, સંસાર-પ્રપંચમાંથી ઊઠી ગયેલા ચિત્તવાળો છું, અને સંસારપ્રપંચથી રહિત છું. હું સર્વ પ્રકાશસ્વરૂપ છું, અને ચૈતન્યરૂપ જ્યોતિ પણ હું જ છું. હું ત્રણ કાળથી પર છું અને કામક્રોધ વગેરેથી રહિત છું. હું શરીર વગેરેથી પર છું. નિર્ગુણ છું અને એકમાત્ર છું. હું મોક્ષ વિનાનો છું છતાં મુક્ત છું. હું સત્ય અને અસત્ય વિનાનો છું. મારે કશે જવાપણું કે ન જવાપણું નથી અને જવાનું સ્થાન પણ નથી. હું હમેશ સમરૂપ છું અને શાંત પરમાત્મા છું. આવો જેનો સ્વાનુભવ છે, તે જરૂર બ્રહ્મરૂપ જ થાય છે.×

આટલું કહ્યા પછી પણ તે સાધકોને ચેતવે છે, કે 'તત્ત્વનો વિચાર ઉત્તમ છે, શાસ્ત્રોનો વિચાર મધ્યમ છે, મંત્રોની સાધના અધમ છે અને તીર્થોમાં ફરવું અધમમાં અધમ છે. પ્રતિબિંબિત થયેલા ઝાડના ફળના સ્વાદની જેમ, ખરા અનુભવ વિના મૂઢને થતો બ્રહ્મનો આનંદ નકામો છે.' +

મનુષ્યમાત્ર સુખ, આનંદ અને મોજ શોધી રહ્યો છે. તેનું ખરું સ્વરૂપ આ સુંદર શબ્દોમાં સમજાવવામાં આવ્યું છે: 'જે વિશાળતા (ભૂમા) છે, એ જ સુખ છે. ઓછાપણામાં સુખ નથી, માટે વિશાળતા સમજવી જોઈએ......માણસ પોતાનાથી કાંઈ જુદું છે એમ દેખે નહિ, જુદું છે એમ સાંભળે નહિ, જુદું છે એમ સમજે નહિ, એ વિશાળતા છે. પણ જ્યાં એ 'પોતાનાથી બીજા જુદા છે' એમ દેખે, સાંભળે અને સમજે, ત્યાં 'અલ્પતા'—ઓછા-પણું છે......જે વિશાળતા છે, એ અમૃત છે; અને જે અલ્પતા—ઓછાપણું છે, એ મરણ છે.

---

× જુઓ મૈત્રેયી ઉપનિષદ

+ જુઓ મૈત્રેયી ઉપનિષદ

ઉપનિષદોનાં ભાષાંતરો ગુજરાતી ભાષામાં ઘણાં થયાં છે. તેમાં સદ્દગત નથુરામ શર્માનું પુસ્તક ધ્યાન ખેંચે તેવું અને ઘણું વિદ્વત્તાવાળું તેમ જ ઉપયોગી છે. તેમાં મૂળ મંત્રો પણ આપેલા છે અને તેમના અનુયાયીઓના સ્તુતિપાત્ર પ્રયાસથી બિલખાના 'આનંદાશ્રમ'માંથી આ પુસ્તક સસ્તું મળે છે. સ્વ. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલનું પુસ્તક 'ઉપનિષદજ્યોતિ' પણ જિજ્ઞાસુઓને માટે ખાસ ભલામણ કરવાજેવું છે. સ્વ૦ દી૦ બ૦ નર્મદાશંકર દેવશંકર મહેતાનું ગુ૦ વ૦ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલું 'ઉપનિષદવિચારણા' નામનું પુસ્તક આ વિષયમાં વધુ સંઘટિત માહિતી આપે છે; પણ અમારા આ પ્રયત્નની પાછળ પંડિતો, સંસ્કૃત ભાષા જાણનારાઓ અને વિદ્વાનો માટે નહિ, પણ સામાન્ય પ્રજાને માટે આ મહાન ગ્રંથ કેમ ઉપયોગી થઈ પડે તે આશય રાખ્યો છે. તેથી અમે ખાસ સંભાળથી બને તેટલી સાદી ભાષામાં આ **ઉપનિષદો** આપ્યાં છે. આવું પુસ્તક ગુજરાતમાં નહોતું. તેવી ઊણપ પૂરી કરતાં અમને હર્ષ થાય છે. **સદ્દગત સ્વામી અખંડાનંદજીનો** વિચાર આ સંબંધે ઘણાં વર્ષોથી હતો, એટલે તેમની ઇચ્છાનુસાર આ ગ્રંથ બહાર પાડી આ સંસ્થા કૃતકૃત્ય થઈ શકી છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં ઘણાઓની સહાય અને મહેનત સાથે છે. શ્રીયુત શંકરલાલ બેંકરે આમાં પહેલેથી છેવટ સુધી પ્રેરણા, યોજના અને મદદ દીધેલ છે.

આમાં આપેલાં પ્રથમનાં દશ ઉપનિષદોનું ભાષાંતર રા. રા. રજનીકાંત મોદીએ તૈયાર કર્યું છે, છાંદોગ્ય ઉપનિષદનું ભાષાંતર શ્રી. દેવકૃષ્ણ શાસ્ત્રીએ તૈયાર કર્યું છે અને બૃહદારણ્યકનું ભાષાંતર રા. રા. ચંદ્રશંકર શુકલે તૈયાર કરેલું છે. પહેલી આવૃત્તિ પ્રસંગે શ્રી. શંકરદત્ત શાસ્ત્રીએ પ્રૂફ જોઈ આપેલાં; અને આ બીજી

આવૃત્તિમાં શ્રી. ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રીએ પ્રૂફ સુધારણા તેમ જ ખાસ જરૂર જણાય ત્યાં ભાષાંતરમાં પણ સુધારા કરી આપ્યા છે. આ સર્વે સજ્જનોનો ટ્રસ્ટીઓ આભાર માને છે.

'**એકાદશ ઉપનિષદો**' તથા '**બૃહદારણ્યક અને પ્રકીર્ણ ૧૦૦ ઉપનિષદો**' એમ બે ગ્રંથમાં આ આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. પહેલી આવૃત્તિમાં મૂળ સંસ્કૃત નહોતું અપાયું, એ સંબંધી વાચકો તરફથી ઘણે સ્થળેથી સૂચનાઓ મળી હતી; એટલે આ નવી આવૃત્તિ મૂળ સાથે પ્રસિદ્ધ થાય છે. બીજા ભાગમાં અપાયેલ પ્રકીર્ણ ઉપનિષદો પૈકી જે ઉપનિષદો સામ્પ્રદાયિક જેવાં જણાયાં તે ઉપનિષદોના શ્લોકો લેવાયા નથી.

મુંબઈ,
તા. ૧૦–૧–'૪૬

'સસ્તું' સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# અનુક્રમ

# ૧—ઈશ ઉપનિષદ

[શ્રી સદ્‌ગુરુના ચરણારવિંદની સમીપ બેસવાથી પ્રાપ્ત થયેલું જ્ઞાન, અથવા પ્રત્યગભિન્ન બ્રહ્મની સમીપ લઈ જઈને અવિદ્યાદિ સંસારકારણની અત્યંત નિવૃત્તિ કરનારી બ્રહ્મ વિદ્યા **ઉપનિષદ** કહેવાય છે. બ્રહ્મવિદ્યા એ ઉપનિષદનો મુખ્યાર્થ છે, અને તે બ્રહ્મવિદ્યાની અધિકારીને પ્રાપ્તિ કરાવનાર વેદના અંત-(રહસ્ય) ભાગનું નામ પણ ઉપનિષદ કહેવાય છે: પરંતુ તે તેનો ગૌણ અર્થ છે.]

વેદના અંતરૂપ ઉપનિષદોના પાઠનો આરંભ કરતી વેળા તથા સમાપ્તિએ જે વેદની તે ઉપનિષદ હોય, તે વેદની ઉપનિષદોનો શાંતિપાઠ ભણવાનો મુક્તિકા ઉપનિષદને આધારે વિદ્વાનોનો સંપ્રદાય છે. એમાં શ્રી શુક્લયજુર્વેદની ઉપનિષદોનો શાંતિપાઠ આ પ્રમાણે છે:—

**शांतिपाठ**— ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ×
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ એ બ્રહ્મ પૂર્ણ છે, આ જગત પૂર્ણ છે, એ પૂર્ણ બ્રહ્મમાંથી આ પૂર્ણ જગત ઉત્પન્ન થાય છે, એ પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણ જગત કાઢી લઈએ તો પૂર્ણ બ્રહ્મ જ બાકી રહે છે. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

× આ મંત્ર બૃહદારણ્યક ઉપનિષદના ૫મા અધ્યાયના પ્રથમ બ્રાહ્મણની ૧ કંડિકાના પૂર્વાર્ધરૂપ છે.

ॐ ईशा वास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ १ ॥
कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥
असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
ताꣳस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥
अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥४॥
तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥
यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥
यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥
स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः
समाभ्यः ॥ ८ ॥

ॐ જગતમાં જે કાંઈ જડ–ચેતન વસ્તુ છે, તે સર્વની અંદર અને બહાર ઈશ્વર રહેલો છે; માટે એ ઈશ્વર જેટલું તને આપે તેટલું તું અનાસક્તપણે ભોગવ અને જે બીજાનું છે તેનો તું લોભ ન કર. પોતપોતાનાં કર્મો (ફળની ઇચ્છા વિના) કરતા રહીને જ અહીં સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી, બીજો કોઈ

આના કરતાં સારો માર્ગ નથી. આ પ્રમાણે કરતાં, તું મનુષ્ય હોઈ તને કર્મ બંધન કરનાર થશે નહિ. સૂર્યના પ્રકાશ વિનાના લોકો (દુનિયાઓ) કંઈ પણ ન જોઈ શકાય તેવા ગાઢ અંધકારથી ભરેલા છે.* જે મનુષ્યો પોતાના આત્માની હત્યા કરે છે, તેઓ મરણ પછી ત્યાં જાય છે. ૧–૩

એ બ્રહ્મતત્ત્વ એક જ અને ગતિ વિનાનું છે, છતાં મન કરતાં પણ વધુ વેગવાળું છે. પહેલાંથી જ બધે રહેલા એ તત્ત્વને ઇન્દ્રિયો પહોંચી શકતી નથી. એ દોડતું નથી, છતાં જોરમાં દોડતી બધી ઇન્દ્રિયોને ટપી જાય છે. તે તત્ત્વમાં માતરિશ્વા નામથી પ્રસિદ્ધ વાયુ બધે વ્યાપી રહ્યો છે. તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાને માટે પાણીને (કે જે સૌથી પહેલું નીપજેલું તત્ત્વ છે, તેને) ધારણ કરે છે. તે તત્ત્વ ગતિવાળું છે અને ગતિ વિનાનું પણ છે. તે દૂર છે અને પાસે પણ છે. તે બધાંની અંદર છે અને બધાંની બહાર પણ છે. ૪,૫

જે સર્વ પ્રાણીઓને પોતામાં જ રહેલા જુએ છે અને પોતાને બધાં પ્રાણીઓમાં રહેલો જુએ છે, તે કોઈની નિંદા કરતો નથી. જે જ્ઞાની પુરુષની નજરમાં સર્વ પ્રાણીઓ પોતારૂપ જ બન્યાં છે અને જે બધે એકપણું જુએ છે, તેને મોહ કેવો અને શોક કેવો ? ૬,૭

શરીર વિનાના, ખોડખાંપણ વગરના, સ્નાયુ અથવા ઘનતા (સ્થૂલપણા) વિનાના, શુદ્ધ અને અવિદ્યારૂપ પાપરહિત એવા 'શુક્ર' નામથી પ્રસિદ્ધ પાણીને એ માતરિશ્વા–વાયુ ચારે બાજુથી ફરી વળ્યો. વિશ્વના કર્તા, બુદ્ધિમાન, ચારે બાજુ વ્યાપી રહેલા અને પોતાની મેળે ઉત્પન્ન થયેલા એ માતરિશ્વાએ સનાતન કાળથી બધી વસ્તુઓને બરાબર રીતે નિર્માણ કરી છે. ૮

* 'અસુર્ય' એટલે અસુરોના એવો અર્થ પણ પાઠાન્તરમાં નીકળે છે.

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाँ रताः ॥ ९ ॥
अन्यदेवाहुर्विद्ययाऽन्यदेवाहुरविद्यया ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥
विद्यां चाविद्यां च यस्तद्वेदोभयँ सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥
अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्याँ रताः ॥ १२ ॥
अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥
संभूतिं च विनाशं च यस्तद्वेदोभयँ सह ।
विनाशेन मृत्युं तीर्त्वाऽसंभूत्याऽमृतमश्नुते ॥ १४ ॥
हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥
पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह ।
तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥
वायुरनिलममृतमथेदं भस्मान्तँ शरीरम् ।
ॐ क्रतो स्मर कृतँ स्मर क्रतो स्मर कृतँ स्मर ॥ १७ ॥

જેઓ માત્ર અવિદ્યારૂપ કર્મની ઉપાસના કરે છે, ( એટલે જેઓ કર્મમાં જ રચ્યાપચ્યા રહે છે ), તેઓ ગાઢ અંધારામાં જ જાય છે અને જેમને માત્ર વિદ્યામાં જ રસ પડે છે, તેઓ તો જાણે કે તેથી પણ વધારે ગાઢ અંધારામાં ઊતરે છે. એ

પરમતત્ત્વ તો વિદ્યા અર્થાત્ જ્ઞાનથી જુદું કહેવાય છે અને અવિદ્યા અર્થાત્ કર્મથી પણ જુદું કહેવાય છે. અમને સમજણ આપવાવાળા બુદ્ધિમાન પુરુષો પાસેથી અમે આમ સાંભળ્યું છે. અવિદ્યારૂપ કર્મ અને વિદ્યારૂપ જ્ઞાન એ બંનેને જે એકી સાથે જાણે છે, તે અવિદ્યા વડે મરણને તરી જઈને વિદ્યા વડે અમરપણું મેળવે છે. ૯–૧૩

જેઓ માત્ર અનુત્પત્તિ (પ્રલય–વિનાશ)ની જ ઉપાસના કરે છે, તેઓ ગાઢ અંધારામાં જ જાય છે; અને જેઓ માત્ર ઉત્પત્તિમાં જ આસક્ત રહે છે, તેઓ તો જાણે કે તેથી પણ વધારે ગાઢ અંધારામાં ઊતરે છે. એ તત્ત્વ તો ઉત્પત્તિથી જુદું કહેવાય છે અને અનુત્પત્તિથી પણ જુદું કહેવાય છે. અમને સમજણ આપવાવાળા બુદ્ધિમાન પુરુષો પાસેથી અમે આમ સાંભળ્યું છે. ઉત્પત્તિ અને વિનાશ એ બંનેને જે એકી સાથે જાણે છે, તે વિનાશ વડે મરણને તરી જઈને ઉત્પત્તિ વડે અમરપણું મેળવે છે. ૧૪

સાંસારિક માયાના સોનેરી ઝગઝગતા ઢાંકણવડે આત્મારૂપ સત્ય વસ્તુ ઢંકાઈ ગઈ છે. હે (સાંસારિક સંપત્તિના અધિષ્ઠાતા દેવ) પૂષા, તે ઢાંકણને તમે દૂર કરો, કે જેથી અમને સત્ય-તત્ત્વનો સાક્ષાત્કાર થાય. હે સાંસારિક સંપત્તિના દેવ પૂષા, હે એકર્ષિ નામથી વિખ્યાત અંગિરા નામના અગ્નિ, હે યમ નામથી ઓળખાતા વાયુ, હે સૂર્ય નામથી ઓળખાતા ઇન્દ્ર, હે પ્રજાપતિસ્વરૂપ, તમારાં કિરણોને ફેલાવો અને તેજને એકત્ર કરો—જે તમારું અત્યંત કલ્યાણમય સ્વરૂપ છે, તેને હવે હું જોઉં છું. જે પેલો (સૂર્યમાં રહેલો) પુરુષ છે, તે જ હું છું, વાયુ અમૃતરૂપ પ્રાણમાં પ્રવેશ કરે છે અને આ શરીરનો તો ભસ્મ થઇ અંત આવે છે. ૐ આત્મસ્વરૂપને જાણવા માટે, હે મન!

**अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान् ।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १८॥**

॥ इति श्रीवाजसनेयसंहितोपनिषत्सम्पूर्णा ॥

કરેલાં કર્મનું સ્મરણ કર, સ્મરણ કર. હે મન ! કરેલાં કર્મોનું સ્મરણ કર, સ્મરણ કર. વિશ્વના બધા પદાર્થોને જાણનાર હે અગ્નિ ! આત્મારૂપ સંપત્તિને મેળવવા માટે અમને સારે માર્ગે લઈ જા. અમને આડે રસ્તે લઈ જનારા પાપનો નાશ કર. તને અમે અનેક વખત નમસ્કાર કરીએ છીએ. ૧૫–૧૮

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

ॐ એ બ્રહ્મ પૂર્ણ છે, આ જગત પૂર્ણ છે, એ પૂર્ણ બ્રહ્મમાંથી આ પૂર્ણ જગત ઉત્પન્ન થાય છે, એ પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણ જગત કાઢી લઈએ તો પૂર્ણ બ્રહ્મ જ બાકી રહે છે.

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# ૨—કેન ઉપનિષદ

**शांतिपाठ**— ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि। सर्वं ब्रह्मौपनिषदम्। माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ મારાં અંગો, વાણી, પ્રાણ, આંખ, કાન, તેમ જ બળ અને બધી ઇન્દ્રિયો પ્રફુલ્લ બનો. આ સર્વ (ઇન્દ્રિયો વગેરે રૂપી પિણ્ડ) ઉપનિષદમાં વર્ણવેલું બ્રહ્મ જ છે. હું બ્રહ્મને મારાથી દૂર ન કરું બ્રહ્મ મને એનાથી દૂર ન કરે. બ્રહ્મ મારાથી દૂર ન થાય. હું બ્રહ્મથી દૂર ન થાઉં. આત્મામાં પ્રીતિવાળા મનુષ્યને માટે ઉપનિષદોમાં જે ગુણો (ધર્મો) કહ્યા છે, તે મારામાં હો, તે મારામાં હો. ॐ શાન્તિ : શાન્તિ : શાન્તિ:

## प्रथम खण्ड

ॐ केनेषितं पतति प्रेषितं मनः । केन प्राणः प्रथमः प्रैति युक्तः।
केनेषितां वाचमिमां वदन्ति । चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥१॥
श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राण-
श्चक्षुषश्चक्षुरतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥
न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न
विजानीमो यथैतदनुशिष्यात् ॥ अन्यदेव तद्विदितादथोऽप्यविदि-
तादधि । इति शुश्रुम पूर्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥ ३ ॥

यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ४ ॥
यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ५ ॥
यच्चक्षुषा न पश्यति येन चक्षूꣳषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ६ ॥

## પહેલો ખંડ

(શિષ્ય પૂછે છેઃ–)ૐ કોની ઇચ્છાથી અને કોની પ્રેરણાથી મન પોતાના વિષય તરફ ઢળે છે? કોના વડે (અશ્વની જેમ) જોડાયેલો મુખ્ય પ્રાણ (વાયુ) હલનચલન કરે છે? મનુષ્યો કોની પ્રેરણાથી પ્રેરાઇને આ વાણી બોલે છે? કયો દેવ આંખ અને કાનને જોવા–સાંભળવાની શક્તિ આપે છે? ૧

(ગુરુ કહે છેઃ–) જે કાનની* પાછળ રહેલી સાંભળવાની

* કાન–શ્રોત્રેન્દ્રિય, આંખ–ચક્ષુ ઇન્દ્રિય

શક્તિ છે, જે મનની પાછળ રહેલી વિચારવાની શક્તિ છે અને જે વાચાની પાછળ રહેલી બોલવાની શક્તિ છે, તે જ પ્રાણની પાછળ રહેલી જીવનશક્તિ છે અને આંખની પાછળ રહેલી જોવાની શક્તિ છે. આ બધી બહારની ઇન્દ્રિયોને વટાવી, તેમનાથી પર જઇને બુદ્ધિમાન મનુષ્યો આ લોકમાંથી મરણ પછી અમર થાય છે. ૨

નથી ત્યાં આંખની શક્તિ કામ લાગતી, કે નથી એ તત્ત્વ વાણી વડે જાણી શકાતું, કે નથી એ મન વડે સમજી શકાતું. એનો ઉપદેશ શી રીતે આપવો તે અમે જાણતા નથી કે સમજતા નથી; કારણ કે જે પૂર્વજોએ આ તત્ત્વની અમને સમજ આપી હતી, તેમને અમે એમ કહેતા સાંભળ્યા છે, કે એ તત્ત્વ જેટલી વસ્તુઓ આપણે જાણીએ છીએ તેનાથી જુદું છે અને જે નથી જાણતા તેનાથી પણ ઉપર છે. ૩

જેને વાણી વડે કહી શકાતું નથી પણ જેની પ્રેરણા પામીને વાણી પોતે જ બોલી શકે છે, તેને જ તું બ્રહ્મ જાણ; પણ લોકો જેની ઉપાસના કરે છે, તે આ બધાં માત્ર બહારનાં સ્વરૂપોને નહિ. ૪

મન વડે જેનો વિચાર કોઈ કરી શકતું નથી, પણ જેના વડે જ મન વિચાર કરી શકે છે, તેને જ તું બ્રહ્મ જાણ; પણ લોકો જેની ઉપાસના કરે છે તે આ બધાં માત્ર બહારનાં સ્વરૂપોને નહિ. ૫

આંખ વડે જેને કોઈ જોઈ શકતું નથી પણ જેના વડે જ આંખ પોતે જોઈ શકે છે, તેને જ તું બ્રહ્મ જાણ; પણ લોકો જેની ઉપાસના કરે છે, તે આ બધાં માત્ર બહારનાં સ્વરૂપોને નહિ. ૬

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदꣳ श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ७ ॥
यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ८ ॥

॥ इति प्रथमः खण्डः ॥

## द्वितीय खण्ड

यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनम् ।
त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य त्वं यदस्य च ।
देवेष्वथ नु मीमाꣳस्यमेव ते मन्ये विदितम् ॥ १ ॥
नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥ २ ॥
यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ३ ॥
प्रतिबोधविदितं मतममृतत्वं हि विन्दते ।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥ ४ ॥
इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः ।
भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ ५ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

કાન વડે જેને કોઈ સાંભળી શકતું નથી, પણ જેના વડે જ કાન પોતે સાંભળી શકે છે, તેને જ તું બ્રહ્મ જાણ; પણ લોકો જેની ઉપાસના કરે છે, તે આ બધાં માત્ર બહારનાં સ્વરૂપોને નહિ.૭

પ્રાણુ અથવા શ્વાસ વડે જે જીવતું નથી, પણ જેના વડે જ પ્રાણુ પોતે હલનચલન કરી શકે છે, તેને જ તું બ્રહ્મ જાણુ; પણ લોકો જેની ઉપાસના કરે છે, તે આ બધાં માત્ર બહારનાં સ્વરૂપોને નહિ. ૮

## બીજો ખંડ

જો તું એમ માનતો હોય કે તું તે બ્રહ્મને બરાબર જાણે છે, તો જરૂર તું બ્રહ્મના સ્વરૂપને બહુ જ થોડું જાણે છે. એ બ્રહ્મના જે તત્ત્વમાંથી તું ઉત્પન્ન થયો છે અને એનું જે તત્ત્વ દેવોમાં રહેલું છે, તેનો તારે વિચાર કરવાનો છે. હું માનું છું કે એને હું જાણું છું; પણ હું નથી માનતો કે એને હું બરાબર જાણું છું; અને એમ પણ નથી માનતો કે એને હું બિલકુલ નથી જાણતો. આપણામાંનો જે આમ જાણે છે, તે તેને જાણે છે; તે જાણે છે કે તે તેને ન જણાય એવું નથી. એ બ્રહ્મનો વિચાર કર્યો છે એમ માનનારે તેનો પૂરો વિચાર કર્યો નથી અને એનો વિચાર નથી કર્યો એમ માનનારે એનો વિચાર કર્યો છે. તેને જાણ્યું છે એમ માનનારે તેને નથી જાણ્યું અને નથી જાણ્યું એમ માનનારે તેને જાણ્યું છે. ૧–૩

એક વખત અંદરના અનુભવ વડે જણાયા પછી જ તે મન વડે સમજી શકાય છે. એ જ્ઞાન વડે મનુષ્ય અમર બને છે. આત્મા દ્વારા એ બ્રહ્મને મેળવવાની શક્તિ તેને મળે છે: અને જ્ઞાન વડે તેને અમરપણું મળે છે. ૪

જો તે જ્ઞાન કોઈને અહીં આ જગતમાં જ મળે, તો તેની હસ્તી સફળ થાય. પણ જો એ જ્ઞાન અહીં નહિ મેળવે, તો તેને મોટી હાનિ જ થવાની. બુદ્ધિમાન મનુષ્ય વસ્તુએ વસ્તુમાં (અર્થાત્ દરેક પદાર્થમાં) બ્રહ્મને જાણીને આ લોકમાંથી મરણ પામ્યા બાદ અમર બને છે. ૫

# तृतीय खण्ड

ब्रह्म ह देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमहीयन्त ।
त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ॥१॥
तद्धैषां विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव तन्न व्यजानन्त किमिदं यक्षमिति॥
तेऽग्निमब्रुवन् जातवेद एतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥३॥
तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीत्यग्निर्वा अहमस्मीत्यब्रवीज्जातवेदा वा अहमस्मीति ॥४॥
तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीदं सर्वं दहेयं यदिदं पृथिव्यामिति ॥
तस्मै तृणं निदधावेतद्दहेति । तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥६॥
अथ वायुमब्रुवन् वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥७॥
तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥८॥
तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीदं सर्वमाददीय यदिदं पृथिव्यामिति ॥
तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥१०॥

## ત્રીજો ખંડ

દેવોની પાછળ રહીને બ્રહ્મે જ તેમને અસુરો પર વિજય અપાવ્યો. પણ એ બ્રહ્મના વિજયથી દેવોમાં અભિમાન ઉત્પન્ન થયું; કારણ કે તેઓ એમ જ સમજ્યા, કે એ તો અમારો જ વિજય છે અને અમારી જ મહત્તા છે. ૧

બ્રહ્મ આ અભિમાન સમજી ગયું અને તેમની સામે પ્રકટ થયું. તે દેવો સમજી ન શકયા કે એ શું છે. આથી તેમણે અગ્નિદેવને કહ્યું:

'સર્વ પ્રાણીઓને જાણનારા અગ્નિદેવ ! આ શો ચમત્કાર છે, તે જાણવા તમે પ્રયત્ન કરો.'

'સારું,' એમ કહીને તે એ ચમત્કારની તરફ ધસ્યો.

'તું કોણ છે ?' બ્રહ્મે તેને પૂછ્યું.

'હું અગ્નિ છું, હું સર્વ પ્રાણીઓને જાણનારો છું,' અગ્નિએ કહ્યું.

'તું એવો છે તો તારામાં એવી તે કઈ શક્તિ રહી છે ?' બ્રહ્મે ફરીથી પૂછ્યું.

'આ બધું ય જે પૃથ્વી ઉપર છે, તેને બાળવાની મારામાં શક્તિ છે,' અગ્નિએ ઉત્તર આપ્યો.

આ સાંભળી બ્રહ્મે તેની સામે એક તણખલું ધર્યું અને કહ્યું: 'આને બાળ, જો તારી શક્તિ હોય તો.'

તે પૂર જોસથી તે તણખલાની પાસે ગયો, પણ તેને બાળી શકયો નહિ. તે એટલેથી જ પાછો ફર્યો. તેણે દેવોને જણાવ્યું: 'એ શું છે તે હું પારખી શકયો નહિ.' ૨–૬

પછી દેવોએ વાયુદેવને કહ્યું: 'વાયુદેવ ! આ શો ચમત્કાર છે, તે જાણવા હવે તમે પ્રયત્ન કરો'

'સારું,' એમ કહીને તે એ ચમત્કારની તરફ ધસ્યો.

'તું કોણ છે ?' બ્રહ્મે તેને પૂછ્યું.

'હું વાયુ છું, આખા અન્તરિક્ષમાં જોસથી ફરનારો છું અને માતરિશ્વા તરીકે વિખ્યાત છું,' વાયુએ કહ્યું.

'તું એવો છે તો તારામાં એવી તે કઇ શક્તિ રહી છે ?' બ્રહ્મે ફરીથી પૂછ્યું.

'આ બધું ય જે પૃથ્વી પર છે, તેને ઉડાવવાની મારામાં

अथेन्द्रमब्रुवन्मघवन्नेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥ ११ ॥

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम वहुशोभमानामुमाँ हैमवतीं ताँ होवाच किमेतद्यक्षमिति ॥ १२ ॥

॥ इति तृतीयः खण्डः ॥

## चतुर्थ खण्ड

सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्वमिति ततो हैव विदाञ्चकार ब्रह्मेति ॥ १ ॥

तस्माद्वा एते देवा अतितरामिवान्यान्देवान्यदग्निर्वायुरिन्द्रस्ते ह्येनन्नेदिष्ठं पस्पृशुस्ते ह्येनत्प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ २ ॥

तस्माद्वा इन्द्रोऽतितरामिवान्यान्देवान्स ह्येनन्नेदिष्ठं पस्पर्श स ह्येनत्प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ ३ ॥

तस्यैष आदेशो यदेतद्विद्युतो व्यद्युतदा ३ इतीन्न्यमीमिषदा ३ इत्यधिदैवतम् ॥ ४ ॥

अथाध्यात्मं यदेतद्गच्छतीव च मनोऽनेन चैतदुपस्मरत्यभीक्ष्ण ँ सङ्कल्पः ॥ ५ ॥

શક્તિ છે,' વાયુએ ઉત્તર આપ્યો.

આ સાંભળી બ્રહ્મે તેની સામે એક તણખલું ધર્યું અને કહ્યું: 'આને ઉડાવ, જો તારી શક્તિ હોય તો.'

તે પૂર જોસથી તે તણખલાની પાસે ગયો, પણ તેને ઉડાવી શક્યો નહિ. તે એટલેથી જ પાછો ફર્યો. તેણે દેવોને જણાવ્યું: 'એ શું છે તે હું પારખી શક્યો નહિ.' ૭–૧૦

પછી દેવોએ ઇન્દ્રને કહ્યું: 'સમૃદ્ધિવાળા ઇન્દ્રદેવ! આ શો ચમત્કાર છે, તે જાણવા હવે તમે પ્રયત્ન કરો.'

'સારું,' એમ કહીને તે એ ચમત્કારની તરફ ધસ્યો. પણ એ ચમત્કાર અદૃશ્ય થઇ ગયો; અને એ જ આકાશમાં (જ્યાં એ ચમત્કાર પ્રકટ થયો હતો, ત્યાં) અત્યન્ત સુંદર એવી એક સ્ત્રી, જે હિમાલયની પુત્રી ઉમા* હતી, તે તેને દેખાઈ. ઇન્દ્રે તેને પૂછ્યું: 'આ ચમત્કાર શો હતો?' ૧૧,૧૨

## ચોથો ખંડ

તેણે કહ્યું: 'એ તો બ્રહ્મ હતું. એ બ્રહ્મના જ વિજય વડે તમને મહત્તા મળી છે.' ત્યારે જ તે સમજ્યો, કે એ તો બ્રહ્મ હતું. ૧

તેથી જ આ દેવો—અગ્નિ, વાયુ અને ઇન્દ્ર—બીજા બધા દેવો કરતાં ચડિયાતા છે; કારણ કે ફક્ત તેઓ જ એ બ્રહ્મની પાસે જઈ શક્યા હતા અને તેને બ્રહ્મ તરીકે સૌથી પહેલા જાણી શક્યા હતા. તેમ જ ઇન્દ્ર સૌ દેવો કરતાં ચડિયાતો છે; કારણ કે તે જ એ બ્રહ્મની પાસે જઇ શક્યો હતો અને તેને બ્રહ્મ તરીકે સૌથી પહેલો જાણી શક્યો હતો. ૨,૩

જે આ વીજળીઓ ચમકે છે અને આંખની પાંપણ ઉઘાડ–મીંચ થાય છે, તે ઇન્દ્રનો આદેશ છે. આ ઇન્દ્રનું આધિદૈવિક (દેવોમાં રહેલું) સ્વરૂપ છે. ૪

હવે, જે આ મન જતું હોય એમ લાગે છે, તે અધ્યાત્મમાં ઇન્દ્રનો આદેશ છે. આ ઇન્દ્ર વડે જ એ મન સ્મરણ કરે છે અને સતત સંકલ્પ કરે છે.× ૫

---

* પરા પ્રકૃતિ

× આ ઉપનિષદનો મુખ્ય વિષય પ્રજ્ઞાન મન છે; અને તેનો અધિષ્ઠાતા દેવ ઇન્દ્ર છે. આ ઇન્દ્રનું જ મહત્ત્વ અહીં બતાવવામાં આવ્યું છે. ઇન્દ્ર

तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं वेदाभि हैनꣳ सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ६ ॥

उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद् ब्राह्मीं वाव ते उपनिषदमब्रूमेति ॥ ७ ॥

तस्यै तपो दमः कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि सत्यमायतनम् ॥ ८ ॥

यो वा एतामेवं वेदापहत्य पाप्मानमनन्ते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति ॥ ९ ॥

॥ इति चतुर्थः खण्डः ॥

॥ इति श्री केनोपनिषत् संपूर्ण ॥

---

આધિદૈવિકરૂપે વરસાદનો દેવ છે, તેથી તેના આદેશ (આજ્ઞા કે સૂચન) વડે જ વીજળી ચમકે છે. અધિશરીરરૂપે તે આંખનો અધિપતિ છે, તેથી આંખ તેના આદેશ વડે જ ઉઘાડ-બંધ થાય છે. (આંખનો દેવ બીજા ઉપનિષદમાં આદિત્યને ગણ્યો છે તેની સાથે અહીં વિરોધ આવતો નથી; કારણ કે બારમાંનો 'ઇન્દ્ર' નામનો આદિત્ય જ આંખનો અધિષ્ઠાતા છે.) તેમ જ અધ્યાત્મરૂપમાં ઇન્દ્ર જ પ્રજ્ઞાનરૂપ મનનો અધિપતિ છે અને તેના આદેશ અનુસાર જ મન ચિંતન, સ્મરણ તેમ જ સંકલ્પ કરી શકે છે.

વીજળીની બ્રહ્મરૂપે ઉપાસના માટે જુઓ, બૃહદારણ્યક ઉપનિષદ ૫-૭-૧

તે બ્રહ્મ 'તે વન' (**तद्वनम्**)* છે. 'તે વન' તરીકે તે બ્રહ્મની ઉપાસના કરવી. આ પ્રમાણે તેને જે જાણે છે તે બધાં પ્રાણીઓને પ્રિય બને છે. પ્રાણીઓ ચાહે છે. ૬

તેં કહ્યું હતું, કે 'મને છૂપું રહસ્ય (ઉપનિષદ) કહો.' તે આ છૂપું રહસ્ય તને કહ્યું. બ્રહ્મનું જ આ છૂપું રહસ્ય તને અમે કહ્યું. ૭

આ છૂપું રહસ્ય જાણવા માટે તપ, ઇન્દ્રિયદમન અને યજ્ઞકર્મો જરૂરી છે; કેમકે તે બધાં એનો આધાર છે. વેદો તે રહસ્યનાં બધાં અંગો છે અને સત્ય તેનું નિવાસસ્થાન છે. ૮

જે આ છૂપા રહસ્ય(ઉપનિષદ)ને આવી રીતે જાણે છે, તે પાપમાંથી છૂટો થઈ અનન્ત અને ઊંચામાં ઊંચા સ્વર્ગલોકમાં સ્થિર બને છે, સ્થિર બને છે. ૯

ૐ મારાં અંગો, વાણી, પ્રાણ, આંખ, કાન, તેમ જ બળ અને બધી ઇન્દ્રિયો પ્રફુલ્લ બનો. આ સર્વ (ઇન્દ્રિયો વગેરે રૂપી પિણ્ડ) ઉપનિષદમાં વર્ણવેલું બ્રહ્મ જ છે. હું બ્રહ્મને મારાથી દૂર ન કરું. બ્રહ્મ મને એનાથી દૂર ન કરે. બ્રહ્મ મારાથી દૂર ન થાય. હું બ્રહ્મથી દૂર ન થાઉં. આત્મામાં પ્રીતિવાળા મનુષ્યને માટે ઉપનિષદોમાં જે ગુણો (ધર્મો) કહ્યા છે, તે મારામાં હો, તે મારામાં હો. ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

---

* 'તે વન (तद्वनम्)—૧. તે (પરમ) આનંદ—(શ્રી અરવિન્દ ઘોષ) ૨. તે વન, કે જેનાં વૃક્ષોનાં લાકડાંમાંથી જગત ઘડાયું છે. જુઓ:— **ब्रह्म वनं ब्रह्म स वृक्ष आस यतो द्यावापृथिवी निष्टतक्षुः। मनीषिणो मनसा वि ब्रवीमि वो ब्रह्माध्यतिष्ठद् भुवनानि धारयन्॥** (તૈત્તિરીય બ્રાહ્મણ), તેમ જ ઋગ્વેદ ૧૦/૬/૮૧/૪—(પંડિત મોતીલાલ શર્મા) આ બન્ને અર્થો, આધ્યાત્મિક અને આધિદૈવિક રીતે, અહીં લાગુ પડી શકે છે.

# ૩—કઠ ઉપનિષદ

शांतिपाठ—ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

ॐ પ્રભુ અમારું બન્નેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય (બળ) મેળવીએ. અમારું બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે દ્વેષ (પોતાનો કે કોઈ પણનો) ન કરીએ. ॐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

## पहेलो अध्याय : पहेली वल्ली

ॐ । उशन्ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ ।
तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥

तꣳह कुमारꣳसन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाऽऽविवेश सो-
ऽमन्यत ॥ २ ॥

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान् स गच्छति ता ददत् ॥ ३ ॥

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति ।
द्वितीयं तृतीयं तꣳ होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥

## પહેલો અધ્યાય : પહેલી વલ્લી

ૐ અરુણ નામના એક મુનિ હતા. તે અન્નદાન કરી વિખ્યાત બન્યા હતા. તેમના પુત્ર ઉદ્દાલકે એક વખત વિશ્વજિત નામનો યજ્ઞ કરવાની ઇચ્છા કરી. પોતે ગરીબ હતા, છતાં તેમણે પોતાની બધી મિલકતને (જેમાં ફક્ત ઘરડી–નબળી ગાયો જ હતી, તેને) બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દીધી. એ ઉદ્દાલકને નચિકેતા નામનો પુત્ર હતો. તે નાનો હતો છતાં પણ જયારે બ્રાહ્મણો દક્ષિણામાં આપેલી ગાયોને લઈ જતા હતા, ત્યારે તેના મનમાં વધારે સારું દાન આપવું જોઇએ એવી શ્રદ્ધા× ઉત્પન્ન થઈ. તેણે વિચાર કર્યો: 'જયારે જુવાન હતી, ત્યારે આ ગાયો પાણી પીને અને ઘાસ ખાઈને સબળ થઈ હોઈ દૂધ આપતી હતી; પણ હવે તેઓ ઘરડી થઈ છે અને નિર્બળ બની ગઈ છે. આવી ગાયોને દક્ષિણામાં આપીને મનુષ્ય મરણ પછી દુઃખભરેલા લોકોમાં જાય છે. મારા પિતા નિર્ધન છે, એ વાત ખરી છે; પરંતુ પુત્ર પણ પિતાનું ધન જ કહેવાય. તો પછી મારા પિતા મારું દાન શા માટે કરતા નહિ હોય?' ૧–૩

(એમ વિચારીને) તેણે પિતાને કહ્યું: 'પિતાજી! મને કોને દાનમાં આપશો?' પણ ઉદ્દાલકે એના બોલવાને કાને ધર્યું નહિ; એટલે તેણે તેને બીજી અને ત્રીજી વાર એનો એ પ્રશ્ન પૂછ્યો. ત્યારે ઉદ્દાલકે ક્રોધમાં આવી ઉત્તર આપ્યો: 'તને તો હું મૃત્યુને દાનમાં આપું છું.' ૪

---

× શ્રદ્ધા, દક્ષિણા અને યમરાજના પરસ્પર સંબંધ માટે જુઓ બૃહદારણ્યક ઉપનિષદ ૩–૯–૨૧

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
किꣳस्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५ ॥
अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथाऽपरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ६ ॥
वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैताꣳ शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥ ७ ॥
आशाप्रतीक्षे सङ्गतꣳसूनृतां च इष्टापूर्ते पुत्रपशूꣳश्च सर्वान् ।
एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥८॥
तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः ।
नमस्तेऽस्तु ब्रह्मन्स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन्वरान्वृणीष्व ॥९॥

(આ સાંભળી નચિકેતાને વિચાર થયો:) 'મારા પિતાના અનેક શિષ્યોમાં હું ઉત્તમ તરીકે ગણાઉં છું અને બીજા અનેકમાં હું મધ્યમ છું, પણ કદી પણ હું અધમ શિષ્ય તો નથી જ. તો પછી એ મને યમને શા માટે આપે છે? યમને મારું એવું શું કામ હશે, કે જે મારા પિતા આજે મારી મારફત કરાવે?' ૫

(આમ વિચારીને પોતે બોલેલા શબ્દોને માટે પશ્ચાત્તાપ કરતા પોતાના પિતાને તેણે કહ્યું:) 'આપણા પૂર્વજો કેમ વર્તેલા અને તેમણે પોતાનું બોલેલું કેમ પાળેલું તે તમે જુઓ; અને આજે પણ બીજા કેમ વર્તે છે તે પણ તમે જુઓ. મને યમને અર્પણ કર્યો તેમાં શોક શા માટે કરો છો? મરણ ધર્મવાળો મનુષ્ય તો અનાજની જેમ વારંવાર પાકે છે અને મરે છે; અને ફરી પાછો અનાજની જેમ જ જન્મે છે.' ૬

(આમ નચિકેતાએ આશ્વાસન આપ્યું, એટલે ઉદ્દાલકે પોતાનું વચન સત્ય કરવા નચિકેતાને યમને ત્યાં મોકલી આપ્યો; પરન્તુ યમરાજ તે વખતે કોઇ કારણને લીધે એમને ઘેર હતા નહિ, તેથી નચિકેતાને એમના ઘરના બારણા પાસે ત્રણ દિવસ ભૂખ્યાતરસ્યા બેસી રહેવું પડયું. ત્રણ દિવસ પછી જ્યારે યમરાજ પાછા આવ્યા, ત્યારે તેમના કોઈ સેવકે કહ્યું:) 'વૈશ્વાનર+ અગ્નિરૂપ બ્રાહ્મણ અતિથિ આપણે ઘેર પધાર્યા છે. જ્યારે આવો અતિથિ ઘેર આવે છે, ત્યારે સર્વે તેની જળ ઇત્યાદિથી શાન્તિ કરે છે; માટે હે વિવસ્વાન (સૂર્ય)ના પુત્ર યમરાજ! એમને પાણીનો અર્ઘ્ય આપો. જે મન્દબુદ્ધિવાળા પુરુષને ત્યાં અતિથિ ભોજન વગેરે સન્માન પામ્યા વિનાનો રહે છે, તે પુરુષ એ અપમાનને લીધે આશા અને પ્રતીક્ષાને,* સારી સંગતિના ફળને અને સારી વાણી બોલવાના ફળને, ઇષ્ટ અને પૂર્ત કર્મોના× ફળને, તેમ જ પુત્ર અને પશુને મેળવતો નથી.' ૭,૮

(આ સાંભળી યમે નચિકેતાને કહ્યું:) 'હે બ્રાહ્મણબાળક! તું પૂજ્ય અતિથિ મારે ત્યાં ત્રણ રાત ભૂખ્યો રહ્યો, માટે તું મારી પાસે ત્રણ વરદાન માગ. હે બ્રાહ્મણ! તને નમસ્કાર હો. મારું કલ્યાણ થાઓ.' ૯

---

+ જઠરમાં રહેલો અગ્નિ **વૈશ્વાનર** નામે ઓળખાય છે. (સરખાવો ભગવદ્ગીતા, ૧૫-૧૪)

* જે વસ્તુની નિશ્ચયપૂર્વક પ્રાપ્તિ થવાની હોય અને તેની રાહ જોતા હોઈએ, તેને **પ્રતીક્ષા** કહેવાય છે. જ્યારે કાંઈક સારું થશે, પણ એ શું હશે તે જાણતા ન હોઈએ, એવી અનિશ્ચિત ઇચ્છાને **આશા** કહેવાય છે.

× ઇષ્ટ અને પૂર્ત કર્મોની સમજણ માટે જુઓ મુણ્ડક, ૧-૨-૧૦ ઉપર ટિપ્પણી.

शान्तसङ्कल्पः सुमना यथा स्याद्वीतमन्युर्गौतमो माभि मृत्यो ।
त्वत्प्रसृष्टं माभिवेदत्प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥
यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः ।
सुखꣳ रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥११
स्वर्गे लोके न भयं किंचनास्ति न तत्र त्वं न जरया बिभेति ।
उभे तीर्त्वाशनायापिपासे शोकातिगो मोदते स्वर्गलोके ॥ १२ ॥
स त्वमग्निꣳस्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि त्वꣳश्रद्दधानाय मह्यम् ।
स्वर्गलोका अमृतत्वं भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥
प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन् ।
अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥१४॥
लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा ।
स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥
तमब्रवीत्प्रीयमाणो महात्मा वरं तवेहाद्य ददामि भूयः ।
तवैव नाम्ना भवितायमग्निः सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥ १६ ॥

(નચિકેતાએ કહ્યું:) 'હે મૃત્યુ! ગૌતમકુલમાં જન્મેલા મારા પિતા ચિન્તારહિત થાઓ, પ્રસન્ન મનવાળા થાઓ, અને ક્રોધરહિત બનો. હું જ્યારે તમારી પાસેથી પાછો ફરું, ત્યારે તે મને ઓળખી કાઢી મારો સત્કાર કરે. તમે આપેલાં ત્રણ વરદાનમાંથી આ પહેલું હું માગું છું.' ૧૦

(યમરાજ બોલ્યા:) 'મારા વડે પાછો મોકલાયેલો તું પહેલાંની જેમ જ ઉદ્દાલક આરુણિના પુત્ર તરીકે ઓળખાઈશ. વળી, તારા પિતા તને મૃત્યુના મુખમાંથી ઊગરેલો જોઈને રાત્રે નિરાંતે સૂશે અને ક્રોધરહિત બનશે.' ૧૧

(નચિકેતાએ કહ્યું:) 'સ્વર્ગલોકમાં કાંઈ પણ ભય નથી અને ત્યાં તમે (મૃત્યુ) પણ નથી; તેમ જ ત્યાં ઘડપણનો ભય પણ નથી. સર્વ ભૂખ અને તરસ બન્નેને તરી જઈને અને શોકરહિત બનીને સ્વર્ગલોકમાં આનંદ પામે છે. હે યમરાજ! તમે એ સ્વર્ગમાં લઈ જનાર અગ્નિને જાણો છો, માટે શ્રદ્ધાવાળા મારી પાસે એનું વર્ણન કરો; કારણ કે એ અગ્નિની સહાય વડે સ્વર્ગમાં જનારાં લોકો અમર થાય છે. આ બીજું વરદાન હું તમારી પાસે માગું છું.' ૧૨,૧૩

(યમરાજ બોલ્યા:) 'હું એ સ્વર્ગીય અગ્નિને સારી રીતે જાણું છું; તેથી હે નચિકેતા! તને હું જે કહું છું તે તું મારી પાસેથી બરાબર સમજ. એ અગ્નિ વડે અનન્ત સ્વર્ગલોક મેળવી શકાય છે. એ અગ્નિ જગતનો આધાર છે. ગુપ્ત રાખેલા એ અગ્નિને તું જાણી લે.' ૧૪

યમે નચિકેતાને જગતના મૂળરૂપ એ અગ્નિનું જ્ઞાન આપ્યું અને એ અગ્નિની વેદિ બનાવવામાં કઇ જાતની, કેવી અને કેટલી ઇંટો જોઈએ તે તેને સમજાવ્યું. યમે જે જે તેને કહ્યું તે તે બધું એ ફરીથી યમ પાસે (યાદ રહે એટલા માટે) બોલી ગયો. પછી ખુશ થઈને યમે તેને આનંદપૂર્વક કહ્યું: 'આ બાબતમાં તને હું વધુ વરદાન આપું છું; જા, આ અગ્નિ તારા નામ વડે જ ઓળખાશે. વળી, આ સુંદર રંગબેરંગી હાર લે. નાચિકેત અગ્નિની ત્રણ વાર ઉપાસના કરનારો અને ત્રણ લોક* સાથે સમાગમમાં આવીને એ ત્રણ લોકને લગતાં ત્રણ પ્રકારનાં કર્મ કરનારો મનુષ્ય જન્મ અને મરણને તરી જાય છે. બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા, જ્ઞાનવાન અને પૂજ્ય અગ્નિદેવને જાણીને અને બરાબર સમજીને એ પરમ શાન્તિને પામે છે. નાચિકેત

* દેહ, પ્રાણ અને મનરૂપ ભૂઃ–ભુવઃ અને સ્વર્લોક; તેને લગતાં ત્રણ પ્રકારનાં કર્મો તે દેહ, પ્રાણ અને મનનાં કર્મો

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू ।
ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा निचाय्येमाꣳ शान्तिमत्यन्तमेति ॥ १७
त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वाꣳश्चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान्पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥
एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण ।
एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥
येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः ॥ २० ॥
देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुज्ञेयमणुरेष धर्मः ।
अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीरति मा सृजैनम् ॥ २१
देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो यन्न सुज्ञेयमात्थ ।
वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित् ॥
शतायुषः पुत्रपौत्रान्वृणीष्व बहून्पशून्हस्तिहिरण्यमश्वान् ।
भूमेर्महदायतनं वृणीष्व स्वयं च जीव शरदो यावदिच्छसि ॥ २३
एतत्तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीविकां च ।
महाभूमौ नचिकेतस्त्वमेधि कामानां त्वा कामभाजं करोमि ॥२४॥
ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामाꣳश्छन्दतः प्रार्थयस्व ।
इमा रामाः सरथाः सतूर्या नहीदृशा लंभनीया मनुष्यैः ।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः ॥२५॥

અગ્નિનું ત્રણ વખત યજન કરનારો જે ઈંટોને લગતી ત્રણ વાત (કઈ જાતની, કેવી અને કેટલી) જાણીને એ અગ્નિનું સ્થાપન કરે છે, તો તે મરણના બંધનને પહેલેથી જ તોડી નાખી શોક

વિનાનો બની સ્વર્ગલોકમાં આનંદથી રહે છે. હે નચિકેતા! જેને તેં બીજા વરદાન વડે માગ્યો તે આ સ્વર્ગીય અગ્નિ તારો જ છે. આ અગ્નિને લોકો તારા નામથી જ કહેશે. હે નચિકેતા! હવે ત્રીજું વરદાન માગ.' ૧૫–૧૯

(નચિકેતાએ કહ્યું:) 'મનુષ્ય મરી જતાં આ સંશય થાય છે: કોઈ કહે છે, કે તેનો આત્મા મરણ પછી પણ રહે છે; તો કોઈ કહે છે, કે તે નથી રહેતો. તમે આ વાત મને સમજાવો અને હું એ સમજું. એવું આ ત્રીજું વરદાન હું તમારી પાસે માગું છું.' ૨૦

(યમે કહ્યું:) 'દેવોને પણ આ બાબતમાં પહેલાં સંશય હતો. આ કાંઈ સહેલાઈથી સમજાય એવું નથી. એ વિષય તો બહુ જ સૂક્ષ્મ છે; માટે હે નચિકેતા! તું બીજું વરદાન માગ. એ સમજાવવાનું મારી ઉપર દબાણ ન કર. તું એ વાતને છોડી જ દે.' ૨૧

(નચિકેતા બોલ્યો:) 'હે યમરાજ! દેવોને પણ જ્યારે આ બાબતમાં સંશય થયો હતો અને તમે પણ તેને સહેલાઇથી ન સમજાય એવી કહો છો, તેમ જ તમારા જેવો સમજાવનારો પણ બીજો કોઇ મળે એમ નથી, તો પછી આના જેવું બીજું કયું વરદાન હોઇ શકે?' ૨૨

(યમરાજ બોલ્યા:) 'જોઈએ તો સો વર્ષની આવરદાવાળા પુત્રો અને પૌત્રો માગ. જોઈએ તો અનેક પશુઓ, હાથીઓ, સોનું અને ઘોડા માગ. જોઇએ તો પૃથ્વીનું મોટું સામ્રાજ્ય માગ અને જેટલી ઇચ્છા હોય એટલા વર્ષોનું લાંબુ આયુષ્ય માગ. અરે! આના સમાન જો બીજું કાંઈ વરદાન જોઇતું હોય તો તે માગ. ધન માગ, લાંબું જીવન માગ. હે નચિકેતા! તું મોટી પૃથ્વીનો રાજા થા. હું તારી બધી ઇચ્છાઓને પૂરીશ. જે જે ઇચ્છાઓ મૃત્યુલોકમાં પુરાવી મુશ્કેલ હોય, તે તે બધી

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥२६॥
न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा ।
जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥२७॥
अजीर्यताममृतानामुपेत्य जीर्यन्मर्त्यः क्वधःस्थः प्रजानन् ।
अभिध्यायन्वर्णरतिप्रमोदानतिदीर्घे जीविते को रमेत ॥२८॥
यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत् ।
योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ॥२९॥

इति प्रथमाध्याये प्रथमा वल्ली ॥ १ ॥

## पहेलो अध्याय : बीजी वल्ली

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषꣳसिनीतः ।
तयोः श्रेय आददानस्य साधुर्भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥१॥
श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः ।
श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥२॥
स त्वं प्रियान्प्रियरूपाꣳश्च कामानभिध्यायन्नचिकेतोऽत्यस्राक्षीः ।
नैताꣳसृङ्कां वित्तमयीमवाप्तो यस्यां मज्जन्ति बहवो मनुष्याः ॥३॥

ઇચ્છાઓ તું તારી મરજી પ્રમાણે માગ. આ અહીં છે તેવી સ્ત્રીઓ, રથો કે વાજિંત્રો મનુષ્યોને મળતાં નથી. મેં મોકલેલી એ સ્ત્રીઓ તારી સેવામાં હાજર રહેશે. પણ હે નાચિકેતા ! તું મરણ પછીની વાત મને પૂછ મા.' ૨૩–૨૫

(નચિકેતા બોલ્યો:) 'હે મૃત્યુ ! એ બધા ય વિષયો મરણ ધર્મવાળા મનુષ્યને માટે તો બહુ જ ટૂંક મુદતના છે અને તેઓ, બધી ઇન્દ્રિયોના તેજને હરી લે છે. વળી સર્વ આયુષ્ય

ટૂંકું જ છે. માટે એ નાચ–ગાન અને વાહનો તમારી પાસે જ રાખો. મનુષ્યને ધનથી સંતોષ થતો નથી. જો અમે મર્ત્યો તમને (મૃત્યુને) સમજશું, તો અમને જોઇએ એટલું ધન તો મળી રહેશે. જ્યાં સુધી તમે જીવાડશો ત્યાં સુધી અમે જીવીશું. પણ મને તો એ જ વરદાન જોઈએ છે. અજર અને અમર એવા તમારા જેવા દેવતાઓ પાસે ગયા પછી અને જ્ઞાન મેળવ્યા પછી, પૃથ્વી પર અહીં નીચે રહેનારો કયો મરણધર્મી મનુષ્ય રંગ-રાગના ભોગોનો વિચાર કરે ? અને અહીં લાંબા જીવનની ઇચ્છા કરે ? હે મૃત્યુ ! પરલોકના મહાન જીવનને વિષે જે આમ સંશય ઊભો થાય છે તે મને કહો. આ જે ગૂઢ વરદાન માગ્યું છે, તેને બદલે આ નચિકેતા બીજું વરદાન માગવાનો નથી.' ૨૬–૨૯

## પહેલો અધ્યાય : બીજી વલ્લી

'આત્મકલ્યાણ (શ્રેય) જુદી વસ્તુ છે, અને પ્રિય લાગે તે (પ્રેય) એથી તદ્દન જુદી જ વસ્તુ છે. એ બંનેના હેતુ જુદા જુદા છે અને તે મનુષ્યની સામે આવીને ઊભા રહે છે. તેમાંથી જે આત્મકલ્યાણને પસંદ કરે છે, તેનું ચિરસ્થાયી સારું થાય છે; પરંતુ જે પ્રિય વસ્તુને પસંદ કરે છે, તે પોતાના જીવનનું ધ્યેય ચૂકી જાય છે. આત્મકલ્યાણ અને પ્રિય વસ્તુ મનુષ્યની સામે આવે છે. બુદ્ધિમાન મનુષ્ય તે બેને બરાબર તપાસીને વિવેકથી છૂટાં પાડે છે. બુદ્ધિમાન મનુષ્ય આત્મકલ્યાણને પ્રિય વસ્તુ કરતાં વધારે પસંદ કરે છે, જ્યારે મંદબુદ્ધિવાળો પોતે મેળવેલું જાળવી રાખવા અને નવું મેળવવા માટે (અર્થાત્ પોતાના યોગક્ષેમને માટે) પ્રિય વસ્તુને આત્મકલ્યાણ કરતાં વધુ પસંદ કરે છે; પરંતુ હે નચિકેતા ! તેં તો એ પ્રિય વસ્તુઓને અને પ્રિય લાગતી ઇચ્છાઓને ઊંડો વિચાર કરીને છોડી દીધી છે. જેમાં અનેક મનુષ્યો રચ્યાપચ્યા રહે છે એવી

दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता ।
विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वा कामा बहवोऽलोलुपन्त ॥४
अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥५॥
न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥६॥
श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यंन विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥७
न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥८॥
नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यान्त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥९॥
जानाम्यहꣳशेवधिरित्यनित्यं न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।
ततो मया नाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् १०
कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम् ।
स्तोममहदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ११

આ ધનની લાલસામાં તું ફસાયો નથી. જેને અવિદ્યા અને વિદ્યા કહે છે, તે આ એકબીજાથી તદ્દન દૂર રહેલી, વિરોધી અને જુદા જુદા ધ્યેયવાળી વસ્તુઓ છે. હે નચિકેતા ! તું વિદ્યાની ઇચ્છાવાળો છે એમ હું માનું છું; કારણ કે આ બધીમાંની કોઇ પણ કામના તને લલચાવી શકી નથી. અવિદ્યાની વચમાં રહેનારા અને પોતાને બુદ્ધિમાન તથા પંડિત માનનારા મૂઢો આંધળા વડે દોરવાયેલા આંધળાની જેમ અહીંથી તહીં ભટકતા

ફરે છે. ધનના મોહમાં ફસાયેલા અને લથડિયાં ખાતા મૂઢને મરણ પછીની ગતિનું ભાન હોતું નથી. માત્ર આ એક જ લોક છે અને એની પછી બીજો કોઇ લોક છે જ નહિ, એમ માનનારો મનુષ્ય ફરીફરી મારા (મૃત્યુના) પંજામાં સપડાય છે. ૧–૬

'જે આત્માને વિષે ઘણાને તો સાંભળવા પણ મળતું નથી, જેને વિષે સાંભળવા છતાં ઘણા એને મેળવી શકતા નથી, તેને કહેનારો જો કોઇ હોય તો તે આશ્ચર્ય–વિરલ જ છે; માટે એ આત્માને પ્રાપ્ત કરનારો અત્યંત કુશળ છે. એવા કુશળ મનુષ્ય પાસેથી શીખીને જાણનારો પણ નવાઇરૂપ જ છે. સામાન્ય મનુષ્ય એનું જ્ઞાન આપી શકતો નથી. અનેક વાર ચિંતન કર્યાં પછી જ એને બરાબર જાણી શકાય છે. બીજા (જાણકાર)ના શીખવ્યા વિના એને જાણવા માટે અહીં બીજો કોઈ ઉપાય નથી; કારણ કે તે સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ હોઇ તેની તર્ક વડે કલ્પના થઈ શકતી નથી. હે પ્રિય નચિકેતા ! જે તને પ્રાપ્ત થયું છે, તે આ આત્માનું જ્ઞાન તર્ક વડે થઇ શકતું નથી; પણ જો બીજા અનુભવી એ વિષે કહે, તો જ એ આત્મા સારી રીતે જાણી શકાય છે. જરૂર તું દઢ નિશ્ચયવાળો છે. તારા જેવો બીજો કોઈ પૂછનારો થશે નહિ. ૭–૯

'હું જાણું છું, કે ધનભંડાર અનિત્ય છે અને અનિત્ય વસ્તુઓ વડે એ નિત્ય આત્માની પ્રાપ્તિ થતી નથી; છતાં મેં નાચિકેત અગ્નિની સ્થાપના કરી છે અને અનિત્ય દ્રવ્યો વડે* નિત્ય આત્માની પ્રાપ્તિ કરી છે. ઇચ્છાની તૃપ્તિ, જગતનો મૂળ આધાર, યજ્ઞની અનંતતા, અભયરૂપ ધ્યેય, મોટું અને વિસ્તારવાળું સ્તોમ નામનું સ્તવન, જીવનની ઉત્તમ સ્થિતિ આ બધું જોઈને, હે બુદ્ધિમાન નચિકેતા ! તેં દઢતાપૂર્વક ઇચ્છાઓનો ત્યાગ કર્યો છે. સહેલાઇથી ન સમજી શકાય તેવા,

* અનિત્યમાં પણ રહેલા એ નિત્ય તત્ત્વને બરાબર જાણીને

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥१२॥

एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयꣳहि लब्ध्वा विवृतꣳसद्म नचिकेतसं मन्ये १३

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदꣳसंग्रहेण ब्रवीम्योमित्येतत् ॥

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ १६ ॥

एतदालम्बनꣳश्रेष्ठमेतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥१८॥

हन्ता चेन्मन्यते हन्तुꣳहतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायꣳहन्ति न हन्यते ॥ १९ ॥

अणोरणीयान्महतो महीयानात्माऽस्य जन्तोर्निहितो गुहायाम् ।
तमक्रतुः पश्यति वीतशोको धातुप्रसादान्महिमानमात्मनः ॥२०॥

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।
कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥

ગૂઢ, બધાની અંદર પ્રવેશ કરીને રહેલા, હૃદયની ગુફા–બુદ્ધિમાં છુપાઈ રહેલા અને અત્યંત પ્રાચીન એવા આત્મદેવને અધ્યાત્મયોગની સાધના વડે જાણીને બુદ્ધિમાન પુરુષ હર્ષ અને શોકને છોડી દે છે. મર્ત્ય–મનુષ્ય આ સાંભળીને અને એને બરાબર સમજીને, તેમ જ સર્વને ધારણ કરનારા આ સૂક્ષ્મ તત્ત્વને શોધીને અને એ આનંદદાયક વસ્તુ મેળવીને આનંદ પામે છે. નચિકેતાને માટે આ આત્મદેવના મંદિરનાં દ્વાર ખૂલી ગયાં છે એમ હું માનું છું.' ૧૦–૧૩

(નચિકેતા બોલ્યો:) 'ધર્મથી જુદું, અધર્મથી જુદું, આ કરેલા અને નહિ કરેલા (અર્થાત્ સર્જાયેલા અને ન સર્જાયેલા)થી પણ જુદું, ભૂત અને ભવિષ્યથી પણ જુદું એવું જે તમે જોતા હો તે કહો.' ૧૪

(યમ બોલ્યા:) 'જે પદનું સર્વ વેદો વર્ણન કરે છે, જે બધી તપશ્ચર્યાઓનું ધ્યેય છે અને જેની ઇચ્છા રાખીને લોકો જ્ઞાનની પ્રાપ્તિ પાછળ મંડ્યા રહે છે, તે પદ હું તને ટૂંકમાં કહું છું. તે 'ॐ' છે. આ 'ॐ' અક્ષર જ બ્રહ્મ છે, આ 'ॐ' અક્ષર જ પરમતત્ત્વ છે, આ 'ॐ' અક્ષરને જાણીને જે જેની ઇચ્છા કરે છે તે તેને મળે છે. આ 'ॐ'નો આધાર સૌથી મહાન છે, આ 'ॐ'નો આધાર સૌથી ઉત્તમ છે અને આ 'ॐ'ના આધારને જાણીને મનુષ્ય બ્રહ્મલોકમાં પૂજાય છે. ૧૫–૧૭

'જ્ઞાની આત્મા જન્મતો નથી તેમ મરતો પણ નથી. એ ક્યાંયથી ઉત્પન્ન પણ થતો નથી, તેમજ તેમાંથી બીજું કાંઈ ઉત્પન્ન પણ થતું નથી. જન્મરહિત, નિત્ય, સનાતન અને પુરાણ એવો એ આત્મા શરીરનો નાશ થતાં નાશ પામતો નથી. હણનારો જો આત્માને હણવા ધારે, અને હણાયલો જો આત્માને હણાયેલો માને, તો તેઓ બન્ને તેને જાણતા નથી; કારણ કે તે આત્મા તો હણતો યે નથી

अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥
नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूꣳ स्वाम् ॥२३॥
नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥
यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥ २५ ॥
॥ इति प्रथमाध्याये द्वितीया वल्ली ॥ २ ॥

તેમ હણાતો યે નથી. સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને મહાનથી પણ મહાન એવો આ પ્રાણીનો આત્મા હૃદયરૂપી ગુફામાં છુપાઈને રહેલો છે. નિષ્કામ (કામના વિનાનો) અને શોકરહિત બનેલો મનુષ્ય એ આત્માની મહત્તાને મનની શુદ્ધિ દ્વારા જોઈ શકે છે. એ આત્મા સ્થિર બેઠેલો છતાં દૂર જાય છે અને સૂતેલો છતાં બધે ફરે છે. એ આનન્દમય છતાં આનંદરહિત દેવને મારા સિવાય બીજો કોણ જાણવાને શક્તિમાન છે? આત્માને શરીરોમાં શરીરરહિત, અસ્થિર વસ્તુઓમાં સ્થિર તેમ જ મહાન અને વ્યાપક સ્વરૂપમાં જાણીને બુદ્ધિમાન શોક કરતો નથી. આ આત્મા નથી વેદના અધ્યયન વડે મળતો, નથી બુદ્ધિ વડે મળતો કે નથી બહુ શાસ્ત્રોના અભ્યાસ વડે મળતો. એ આત્મા જેને પસંદ કરે છે* તેને જ એ મળે છે. તેની આગળ જ એ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. જે મનુષ્ય

* જે મનુષ્ય આત્માને પસંદ કરે છે, તેને જ આત્મા પસંદ કરે છે. આમ પસંદગી એક બાજુની નથી, પણ વ્યાવહારિક ભેદ વર્તમાન હોય ત્યાં સુધી પરસ્પરની છે.

પાપકર્મથી અટકયો નથી, જે એકાગ્રતાવિનાનો છે અને જેનું મન શાન્ત થયું નથી, તેવો કોઈ પણ મનુષ્ય એને જ્ઞાન વડે પ્રાપ્ત કરી શકતો નથી. જે પરમેષ્ઠિતત્ત્વને (વાયુતત્ત્વને) માટે બ્રહ્મરૂપ સ્વયંભૂતત્ત્વ (આકાશતત્ત્વ) અને ક્ષત્રરૂપ સૂર્યતત્ત્વ (તેજસ્તત્ત્વ) એ બંને ભાતનો કોળિયો બને છે, અને સત્યરૂપ ચન્દ્રમા (જળતત્ત્વ) અને પૃથ્વીતત્ત્વ જેને માટે અથાણું છે, તે આ પરમેષ્ઠિતત્ત્વ કયાં છે તે કોણ બરાબર જાણે છે ?'× ૧૮–૨૫

× આ શ્લોકનું વિવેચન દાર્શનિક દૃષ્ટિથી થઈ શકવું અશકય છે. માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિથી જ આ શ્લોકનો અર્થ સમજી શકાય તેમ છે. તે અર્થ ટૂંકમાં આમ છે: तस्माद्यज्ञात्सर्वहुतः ऋचः सामानि जज्ञिरे । छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥ ઇત્યાદિ પુરુષસૂક્તના મંત્રોમાં વર્ણવેલા 'સર્વહુત' નામના યજ્ઞ (પ્રાકૃતિક યજ્ઞ) માંથી જ આખું વિશ્વ ઉત્પન્ન થાય છે. આખું ક્ષર અથવા વૈકારિક વિશ્વ પંચીકૃત પંચમહાભૂતોનો સમુચ્ચય છે. તેમાં સ્વયંભૂતત્ત્વ આકાશ છે, પરમેષ્ઠીતત્ત્વ વાયુ છે, સૂર્યતત્ત્વ તેજ છે, ચંદ્રમા(સોમ)તત્ત્વ જળ છે અને પૃથ્વીતત્ત્વ પૃથ્વી છે. આ પાંચ તત્ત્વોનો જે પરસ્પરમાં હોમ થયા કરે છે (કે જેના વડે પંચમહાભૂતો પંચીકૃત થઈને સૃષ્ટિ ઉત્પન્ન થાય છે), તે સર્વહુત યજ્ઞ કહેવાય છે. જેમ કે આકાશ–સ્વયંભૂતત્ત્વમાં વાયુ, તેજ આદિ અન્ય ચારનો હોમ થાય છે, તેમ જ પરમેષ્ઠીરૂપ વાયુતત્ત્વમાં આકાશ, તેજ આદિ અન્ય ચારનો હોમ થાય છે. તે અનુસાર બીજા બધા પંચીકૃત ભૂતોનું સમજવું. આ સર્વહુત યજ્ઞને આપણે યજ્ઞપુરુષ પણ કહી શકીએ છીએ. આમ આ વૈકારિક વિશ્વ એ યજ્ઞપુરુષનું અન્ન છે. અર્થાત્ આ વૈકારિક વિશ્વની એ યજ્ઞપુરુષમાં નિરંતર આહુતિ થઇ રહી છે. આ આહુત થવાવાળું દ્રવ્ય 'બ્રહ્મૌદન' અને 'પ્રવર્ગ્ય' એવા ભેદથી બે પ્રકારનું છે. આમાં 'બ્રહ્મૌદન' એટલે બ્રહ્મરૂપ ભાત. સ્વયંભૂતત્ત્વની નીચે પરમેષ્ઠીતત્ત્વ છે. જો કે સ્વયંભૂ-તત્ત્વને પણ યજ્ઞપુરુષની અંતર્ગત માનવામાં આવ્યું છે, છતાં તે અસંગ હોઈને યમમર્યાદાની બહાર જ રહે છે. યજ્ઞનો સોમાહુતિ સાથે સંબંધ

## पहेलो अध्याय : त्रीजी वल्ली

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे ।
छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥१॥

यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्परम् ।
अभयं तितीर्षतां पारं नाचिकेतꣳशकेमहि ॥ २ ॥

आत्मानꣳरथिनं विद्धि शरीरꣳरथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३ ॥

इन्द्रियाणि हयानाहुर्विषयाꣳस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥

---

છે અને પરમેષ્ઠિતત્ત્વ સોમમય છે. આથી આ યજ્ઞનો (સૃષ્ટિયજ્ઞનો) આરંભ એ પરમેષ્ઠિથી જ મનાય છે. તે પરમેષ્ઠિતત્ત્વમાં ઉપરની બાજુથી 'બ્રહ્મ' રૂપ સ્વયંભૂતત્ત્વની અને નીચેની બાજુથી 'ક્ષત્ર' રૂપ સૂર્યતત્ત્વની આહુતિ સતત થયા જ કરે છે. આમ બ્રહ્મ અને ક્ષત્ર બન્ને વચમાં રહેલા પારમેષ્ઠ્ય તત્ત્વનો ઓદન (ભાત) છે. 'પ્રવર્ગ્ય' રૂપ મર્ત્ય વિરાટ્તત્ત્વ, જે અહીં 'મૃત્યુ' શબ્દથી વર્ણવાયેલાં પૃથ્વી અને ચંદ્રમા તત્ત્વો છે, તે એ પરમેષ્ઠિતત્ત્વના ઉપસેચન (અથાણા) રૂપ છે. તેનું આ પરમેષ્ઠિતત્ત્વ ક્યાં છે તે કોણ જાણે છે? એમ આ શ્લોકનો ભાવાર્થ છે. (વધુ સ્પષ્ટ વિવેચનને માટે જુઓ પંડિત મોતીલાલ શર્માનું 'ઈશોપનિષદ્ હિંદી વિજ્ઞાનભાષ્ય,' ખંડ–૧, પાના ૩૦ થી ૭૧)

# પહેલો અધ્યાય : ત્રીજી વલ્લી

'બ્રહ્મજ્ઞાનીઓ અને જેઓ પંચાગ્નિવિદ્યા× અને ત્રિણાચિકેત વિદ્યા જાણે છે, તેઓ અવ્યય અને અક્ષર* એ બે પુરુષોનું આમ વર્ણન કરે છે : સત્કર્મો વડે મેળવાતા બ્રહ્મલોકમાં ઋતરૂપ સોમતત્ત્વ પિનારા અને પરમ આકાશમાં ગુફામાં રહેનારા તેઓ તડકા અને છાયા સમાન છે. ૧ નાચિકેતવ્રત યજ્ઞ કરનારાઓનો પુલ છે; એ અક્ષર અને પરબ્રહ્મ છે અને એ સંસારસાગર તરી જવા ઇચ્છનારાને માટે ભય રહિત એવો સામો કિનારો છે. એ નાચિકેતવ્રત કરવા અમે સમર્થ છીએ.૨ આત્માને રથમાં બેસનારો જાણ, શરીરને રથ જાણ, બુદ્ધિને સારથિ જાણ અને મનને લગામ જાણ.૩ ઇન્દ્રિયો ઘોડા કહેવાય છે અને તેઓના વિષયો તેના માર્ગો કહેવાય છે. જ્ઞાનીઓ શરીર, ઇન્દ્રિયો અને મન સાથે જોડાયેલા આત્માને ભોક્તા કહે છે.૪

---

× પાંચ અગ્નિઓ (સ્વર્ગલોક, પર્જન્ય, પૃથ્વી, પુરુષ અને સ્ત્રી)ની વિદ્યા. જુઓ છાન્દોગ્ય ઉપનિષદ, ૫-૪-૮; બૃહદારણ્યક ઉપનિષદ,૬-૨-૯-૧૩-

* ઉપનિષદોમાં બ્રહ્મ અથવા પુરુષ અથવા આત્માનાં ત્રણ રૂપે વર્ણનો આવે છે–ક્ષર, અક્ષર અને અવ્યય. તેમાં ક્ષર પુરુષ સૃષ્ટિ ઉત્પન્ન કરનારો છે. બધા વિકારો એમાં ઉત્પન્ન થાય છે. એ પરિણામી અને અવ્યક્ત છે. બીજો અક્ષર પુરુષ કુંભારની જેમ નિર્માણ કરવાવાળો, અન્તર્યામી, નિયન્તા, નિર્વિકાર, અપરિણામી અને અવ્યક્ત છે. ત્રીજો અવ્યય પુરુષ કાર્યકારણથી પર, અસંગ અને અવ્યક્ત છે. જ્યારે ક્ષર પુરુષ આ સૃષ્ટિરૂપે અહીં રહ્યો છે ત્યારે અક્ષર અને અવ્યય પુરુષો તેનાથી પર એવા કોઈ સ્થાનમાં (परमे परार्धे) છુપાઈને રહ્યા છે અને અગ્નિ–સોમાત્મક સર્વહુત યજ્ઞમાં ઋત (સોમ)નો આનન્દ માણી રહ્યા છે. અવ્યય પુરુષ તડકા (પ્રકાશ) સમાન છે અને અક્ષર પુરુષ સદાય તેની સાથે જ જોડાઈને રહેલો હોઈ છાયા સમાન છે.

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥
यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥
यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति संसारं चाधिगच्छति ॥ ७ ॥
यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥
विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ९ ॥
इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १० ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥
एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥
यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥
उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥१४॥
अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसंनित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥१५॥

જેમ તોફાની ઘોડા સારથિના કાબૂમાં રહેતા નથી, તેમ જે સદા ચંચળ મનવાળો અને અજ્ઞાની છે તેની ઇન્દ્રિયો તેને વશ રહેતી નથી. ૫ પરન્તુ, જેમ શાન્ત ઘોડા સારથિના કાબૂમાં રહે છે, તેમ જે સદા સ્થિર મનવાળો અને જ્ઞાની છે તેની ઇન્દ્રિયો તેને વશ રહે છે. ૬ જે સદા અપવિત્ર, મનની એકાગ્રતા વિનાનો અને અજ્ઞાની છે, તે એ આત્મતત્ત્વને પામતો નથી, પણ સંસારને પામે છે. ૭ પરન્તુ જે સદા પવિત્ર, મનની એકાગ્રતા-વાળો અને જ્ઞાની છે, તે એ આત્મપદને મેળવે છે અને ત્યાંથી પાછો જન્મતો નથી. ૮ જે મનુષ્ય બુદ્ધિરૂપ સારથિવાળો અને મનરૂપ લગામવાળો છે, તે સંસારમાર્ગના પારને પામે છે; તે જ વ્યાપક પરમાત્માનું પરમ પદ છે. ૯ સ્થૂલ ઇન્દ્રિયો કરતાં તેને ઉત્પન્ન કરનારાં સૂક્ષ્મ પંચમહાભૂતો ચડિયાતાં છે, સૂક્ષ્મ મહાભૂતો કરતાં મન ચડિયાતું છે, મન કરતાં બુદ્ધિ ચડિયાતી છે, બુદ્ધિ કરતાં મહત્તત્ત્વ ચડિયાતું છે, મહત્તત્ત્વ કરતાં અવ્યક્ત–પ્રકૃતિ ચડિયાતી છે, અવ્યક્ત–પ્રકૃતિ કરતાં પુરુષ (આત્મા) ચડિયાતો છે; એ પુરુષ કરતાં કાંઈ પણ ચડિયાતું નથી. એ જ છેવટનું તત્ત્વ છે અને છેવટનું ધ્યેય છે. ૧૦,૧૧ સર્વ ભૂતોમાં છુપાયેલો આ આત્મા દેખાતો નથી, પણ સૂક્ષ્મ દૃષ્ટિ-વાળાઓ તેને સૂક્ષ્મ અને તીક્ષ્ણ બુદ્ધિ વડે જુએ છે. ૧૨ જ્ઞાની મનુષ્યે વાણીનો મનમાં લય કરવો જોઈએ, મનનો જ્ઞાનરૂપ બુદ્ધિમાં લય કરવો જોઈએ, જ્ઞાનરૂપ બુદ્ધિનો સૃષ્ટિમાં વ્યાપક રહેલા મહાન આત્મામાં લય કરવો જોઈએ અને મહાન આત્માનો સૃષ્ટિથી પર રહેલા શાન્ત આત્મામાં લય કરવો જોઈએ. ૧૩ ઊઠો, જાગો, શ્રેષ્ઠ ગુરુઓ પાસે જઈને જ્ઞાન મેળવો. બુદ્ધિમાનો કહે છે, કે એ માર્ગ અસ્ત્રાની તીણી ધારના જેવો છે અને એના ઉપર મુશ્કેલીથી ચલાય છે. ૧૪ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ પાંચ વિષયો વિનાના, અવિનાશી, નિત્ય રહેનારા, આદિ-

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तꣳसनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥
य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि ।
प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते, तदानन्त्याय कल्पत इति ।
॥ इति प्रथमाध्याये तृतीया वल्ली ॥ ३ ॥

## बीजो अध्याय : पहेली वल्ली

पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥
पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥
येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शाꣳश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ३ ॥
स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥
य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ ५ ॥
यः पूर्वं तपसो जातमद्भ्यः पूर्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वै तत् ॥ ६ ॥

અન્ત વિનાના, મહત્‌તત્ત્વથી પણ પર રહેલા એ સ્થિર તત્ત્વને જાણીને મનુષ્ય મરણના મોઢામાંથી છૂટી જાય છે.'*૧૫

* અહીં યમનું બોલવું પૂરું થાય છે.

યમે કહેલું નચિકેતાનું આ સનાતન આખ્યાન કહીને અને સાંભળીને બુદ્ધિમાન મનુષ્ય બ્રહ્મલોકમાં પૂજાય છે. ૧૬ બ્રહ્મના જિજ્ઞાસુઓની સભામાં અથવા શ્રાદ્ધને દિવસે જે મનુષ્ય પવિત્ર બનીને આ શ્રેષ્ઠ અને ગૂઢ આખ્યાન સંભળાવે છે, તે અનન્ત બ્રહ્મને મેળવવા શક્તિમાન થાય છે, અનન્ત બ્રહ્મને મેળવવા શક્તિમાન થાય છે. ૧૭

## બીજો અધ્યાય : પહેલી વલ્લી×

'પરમાત્માએ ઇન્દ્રિયોની બહારની બાજુ ઉઘાડી છે; તેથી મનુષ્ય બહારનું જુએ છે પણ અંદરના આત્માને જોતો નથી. કોઇ બુદ્ધિમાન મનુષ્ય જ અમરપણાને ઇચ્છે છે અને બહાર જતી ઇન્દ્રિયોને પાછી વાળીને અંતરાત્માને જુએ છે. ૧ અજ્ઞાની મનુષ્યો જ બહારના ભોગોની ઇચ્છા કરે છે અને બધે વ્યાપી રહેલા મૃત્યુના બંધનમાં જકડાય છે; પરંતુ બુદ્ધિમાન મનુષ્યો અમરપણું શું છે, એ જાણે છે અને અહીંની અનિત્ય વસ્તુઓની કદી પણ ઇચ્છા જ રાખતા નથી. ૨ ઇન્દ્રિય અને વિષયના જોડાણથી અનુભવાતા રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શો જેના વડે મનુષ્ય અનુભવે છે, તે જ આત્મા છે. ઇન્દ્રિયો અને વિષયોનાં એ બધાં જોડકાં જતાં રહેતાં અહીં બાકી શું રહે છે ?—તે જ આ આત્મા છે. ૩ સ્વપ્નાવસ્થા અને જાગ્રત અવસ્થા એ બન્નેને જેના વડે મનુષ્ય જાણે છે, તે મહાન અને વ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી. ૪ જે આ નજીક રહેલા, કર્મફળના ભોક્તા, જીવનના આધાર, ભૂત અને ભવિષ્યના અધિપતિ, એવા આત્માને જાણે છે, તે ભય પામતો નથી.—તે જ આ આત્મા છે. ૫ (પહેલાં સર્જનરૂપ) જળમાંથી, તપ દ્વારા આખી સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં, જેની ઉત્પત્તિ થઈ હતી

× આ બીજા અધ્યાયની ત્રણે વલ્લીઓ યમ નચિકેતા પ્રત્યે કહે છે.

या प्राणेन संभवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वै तत् ॥ ७ ॥
अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः ।
दिवे दिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वै तत् ॥८
यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।
तं देवाः सर्वे अर्पितास्तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ९ ॥
यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥
मनसैवेदमाप्तव्यं नेह नानाऽस्ति किञ्चन ।
मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ११ ॥
अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ १२ ॥
अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः । एतद्वै तत् ॥ १३ ॥
यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।
एवं धर्मान्पृथक् पश्यंस्तानेवानुविधावति ॥ १४ ॥

અને જેણે પંચમહાભૂત દ્વારા એ (પ્રથમ સર્જનરૂપ) જળમાં છુપાઈ રહેલા મૂળ તત્ત્વનો વિસ્તાર કર્યો હતો—તે જ આ આત્મા છે.૬ અદિતિ (પૃથ્વીની સપાટીથી માંડીને સૂર્ય સુધી રહેલો આકાશનો સૂર્યપ્રકાશયુક્ત ભાગ)* સર્વ દેવોની માતા છે અને

* દેવોની માતા અદિતિનું ઉપર આપેલું આધિદૈવિક સ્વરૂપ છે. આધ્યાત્મિક સ્વરૂપમાં અદિતિ વિરાટચેતના છે અને ઇન્દ્રિયોરૂપ દેવોની માતા છે પ્રાણ વડે અર્થાત્ બુદ્ધિના જ્ઞાન વડે એ ઉત્પન્ન થાય છે અને હૃદયરૂપ ગુફામાં પ્રવેશ કરીને રહેલી છે અને પંચમહાભૂતો દ્વારા વ્યક્ત

દેવોથી પૂર્ણ છે. તે અદિતિ સૂર્યમાં રહેલા પ્રકાશરૂપ પ્રાણ વડે ઉત્પન્ન થાય છે અને ગુફામાં પ્રવેશ કરીને રહેલી છે. તે પ્રાણીઓ દ્વારા વ્યક્ત થાય છે—તે જ આ આત્મા છે.૭ જેમ સર્વજ્ઞ અગ્નિ અરણિઓમાં (અર્થાત્ યજ્ઞમાં અગ્નિ પ્રકટાવવા માટેની બે લાકડીઓમાં) રહેલો છે, ગર્ભિણી સ્ત્રી વડે ગર્ભની જેમ ધારણ કરાયેલો છે; તેમ જ સાવધાન રહેનારા અને હવન કરનારા મનુષ્યો વડે દરરોજ પૂજાયેલો છે,—તે જ આ આત્મા છે.૮ જ્યાંથી સૂર્ય ઉત્પન્ન થાય છે અને જ્યાં તેનો વિલય થાય છે, તે પ્રાણતત્ત્વમાં× બધા દેવો સમાયેલા છે અને કોઇ પણ તેનાથી પર જઇ શકતું નથી.—તે જ આ આત્મા છે.૯ જે આત્મા અહીં આ પિંડમાં છે, તે જ ત્યાં બ્રહ્માંડમાં છે; અથવા જે ત્યાં આ પિંડબ્રહ્માંડમાં છે, તે પ્રમાણે જ તે અહીં આ પિંડમાં છે. જે આમાં ભેદ જેવું જુવે છે, તેને અનેક વાર મૃત્યુ અનુભવવું પડે છે.૧૦ આમાં જુદું કાંઇ જ નથી એવું જ્ઞાન મન વડે જ પ્રાપ્ત કરવાનું છે. જે આમાં જુદાની જેમ જુએ છે તેને અનેક વાર મૃત્યુ પામવું પડે છે.૧૧ શરીરની મધ્યમાં ભૂત અને ભવિષ્યનો અધિપતિ એવો અંગૂઠાના માપનો પુરુષ રહેલો છે. તેને જાણ્યા બાદ ભય ઉત્પન્ન થતો નથી.—તે જ આ આત્મા છે.૧૨ ધુમાડા વિનાના અગ્નિના જેવો પ્રકાશમાન, અંગૂઠાના માપનો પુરુષ, ભૂત અને ભવિષ્યનો અધિપતિ છે. તે જ આજે છે અને કાલે પણ રહેશે.—તે જ આ આત્મા છે.૧૩ જેમ શિખર પર વરસેલું પાણી, ઢોળાવ પર નીચે પડે

---

થાય છે. 'અદિતિ'નાં બીજાં પણ અનેક સ્વરૂપો છે. જુઓ (શ્રી અરવિન્દ ઘોષનું અંગ્રેજી પુસ્તક 'સિક્રેટ ઑફ ધ વેદ'—વેદનું રહસ્ય—અને પંડિત મોતીલાલ શર્માનું 'શતપથ-બ્રાહ્મણ હિંદી વિજ્ઞાનભાષ્ય')

× સૂર્યની ઉત્પત્તિ અને લય પ્રાણમાંથી થાય છે. જુઓ બૃહદારણ્યક ઉપનિષદ, ૧-૫-૨૩

यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति ।
एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

॥ इति द्वितीयाध्याये प्रथमा वल्ली ॥ १ ॥

## बीजो अध्याय : बीजी वल्ली

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते । एतद्वै तत् ॥ १ ॥
हꣳसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् ।
नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥२
ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥ ३ ॥
अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ४ ॥
न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥
हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥
योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥

છે, તેમ આત્માના ગુણભેદોને જુદા જોતો મનુષ્ય એ ગુણભેદોની જ પાછળ દોડી જાય છે. (ફરી ફરી જન્મ–મરણ પામ્યા કરે છે)૧૪ જેમ શુદ્ધ પાણીમાં શુદ્ધ પાણી રેડાતાં તે બન્ને એકરૂપ જ થઈ જાય છે, તેમ હે ગૌતમ ! એકત્વને જાણનાર મુનિનો આત્મા (પરમ આત્મામાં) એકરૂપ જ થાય છે.’ ૧૫

## બીજો અધ્યાય : બીજી વલ્લી

'જન્મ રહિત અને શુદ્ધ ચૈતન્યરૂપ આત્માના અગિયાર દરવાજાવાળા× શરીરરૂપ પુર(નગર)નો વિચાર કરીને બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી; અને એ શરીરમાંથી છૂટો થઇને મુક્ત થાય છે. તે જ આ આત્મા છે. ૧ તે સૂર્યરૂપે આકાશમાં રહ્યો છે, વસુરૂપે અન્તરિક્ષમાં રહ્યો છે, અગ્નિરૂપે વેદિસ્વરૂપ પૃથ્વીમાં રહ્યો છે, સોમરસરૂપે સોમપાત્રમાં રહ્યો છે. તે મનુષ્યમાં છે, દેવમાં છે, આકાશમાં છે. તે જળરૂપે જન્મેલો છે, તે પૃથ્વીમાંથી જન્મેલો છે, ઋતમાંથી જન્મેલો છે, પર્વતાંથી જન્મેલો છે, તે ઋત છે અને વ્યાપક છે. ૨ તે પ્રાણવાયુને ઊંચે ચઢાવે છે અને અપાન વાયુને નીચે ઉતારે છે. બધા દેવો એ બે વાયુઓની વચમાં રહેલા એ સૂક્ષ્મ તત્ત્વની ઉપાસના કરે છે. ૩ આ શરીરનો વિનાશ થતાં અને શરીરમાં રહેલા આત્માનો શરીરમાંથી છૂટકારો થતાં અહીં શું બાકી રહે છે? તે જ એ આત્મા છે. ૪ મનુષ્ય પ્રાણ વડે કે અપાન વડે જીવતો નથી: પરન્તુ તે બેથી જુદા અને જેને આધારે એ બન્ને રહ્યા છે તેવા આત્મા વડે જ જીવે છે. ૫

'હે ગૌતમ! તને આ ગુહ્ય અને સનાતન બ્રહ્મ કહું છું અને મરણ પછી આત્માનું શું થાય છે તે પણ કહું છું. ૬ કેટલાક મનુષ્યો મરણ પછી શરીર ધારણ કરવા માટે જુદી જુદી યોનિઓમાં પ્રવેશ કરે છે, જયારે બીજા કેટલાક વૃક્ષ વગેરે સ્થાવરપણાને પામે છે. જેવાં કર્મો હોય અને જેવું જ્ઞાન હોય તે અનુસાર બીજો જન્મ થાય છે.' જે આ આત્મા સ્વપ્નમાં

× અગિયાર દરવાજા–બે આંખ, બે કાન, બે નસકોરાં, એક મુખ, ગુહ્યેન્દ્રિય, ગુદા, નાભિ અને બ્રહ્મરન્ધ્ર

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ८ ॥
अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥
वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥
सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥११॥
एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१२॥
नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥१३
तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखम् ।
कथं नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥
न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

॥ इति द्वितीयाध्याये द्वितीया वल्ली ॥ २ ॥

જુદા જુદા વિષયોનું નિર્માણ કરતો સૂતેલાઓમાં પણ જાગે છે, તે જ આત્મા શુક્ર (પ્રકાશમાન) કહેવાય છે, તે જ બ્રહ્મ કહેવાય છે અને તે જ અમૃત કહેવાય છે. તેને આધારે આ

બધા લોકો રહ્યા છે અને તેનાથી પર કોઈ જઈ શકતું નથી. તે જ આ આત્મા છે. ૮ જેવી રીતે અગ્નિ એક હોવા છતાં વસ્તુ-ઓમાં પ્રવેશ કરીને જુદા જુદા આકારો અનુસારરૂપ ધારણ કરે છે, તેવી જ રીતે સર્વ ભૂતોનો અન્તરાત્મા એક હોવા છતાં જુદા જુદા આકારો અનુસારરૂપ ધારણ કરે છે અને બહાર પ્રકટ થાય છે. ૯ જેવી રીતે વાયુ એક હોવા છતાં વસ્તુઓમાં પ્રવેશ કરીને જુદા જુદા આકારો અનુસારરૂપ ધારણ કરે છે તેવી જ રીતે સર્વ ભૂતોનો અન્તરાત્મા એક હોવા છતાં જુદા જુદા આકારો અનુસાર રૂપ ધારણ કરે છે અને બહાર પ્રકટ થાય છે. ૧૦ જેમ સર્વ લોકોની આંખ જેવો સૂર્ય પોતાના નહિ એવા બાહ્ય આંખના દોષો વડે લેપાતો નથી, તેમ સર્વ ભૂતોનો એક અંતરાત્મા જગતની બહાર હોઈ લોકોનાં દુઃખો વડે લેપાતો નથી.૧૧ એક, નિયન્તા, સર્વ ભૂતોનો અંતરાત્મા, પોતાના એક સ્વરૂપને અનેક રૂપ બનાવે છે; તેને જે બુદ્ધિમાન મનુષ્યો પોતામાં રહેલો જુએ છે તેમને જ સંનાતન સુખ મળે છે, પણ બીજાઓને તે મળતું નથી. ૧૨ અનિત્ય વસ્તુઓમાં જે નિત્ય છે, સચેતન વસ્તુઓનું જે ચેતન છે અને જે એક જ બધાની ઇચ્છાઓ પૂરી કરે છે, તેને જે બુદ્ધિમાન પુરુષો પોતામાં રહેલો જુએ છે તેઓ જ સનાતન શાન્તિ મેળવે છે, પણ બીજાઓ તે મેળવતા નથી.૧૩ વાણી દ્વારા ન કહી શકાય એવું જે પરમ સુખ છે, તેને જ બુદ્ધિમાનો ‘ તે ’, ‘ આ ’ એવા શબ્દો વડે વિચારે છે. તેને હું કેવી રીતે જાણું ? શું તે પ્રકાશે છે અથવા દેખાય છે ખરું ? ૧૪ ત્યાં નથી સૂર્ય પ્રકાશતો, નથી ચંદ્ર અને તારા પ્રકાશતા, અને નથી આ વીજળીઓ પ્રકાશતી; તો પછી અગ્નિ તો ત્યાં ક્યાંથી જ પ્રકાશી શકે ? તેના પ્રકાશવા વડે જ આ સર્વ પ્રકાશે છે. તેના પ્રકાશ વડે જ આ સર્વ દેખાય છે.’ ૧૫

## बीजो अध्याय : त्रीजी वल्ली

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ १ ॥
यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।
महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ॥
भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥
इह चेदशकद्बोद्धुं प्राक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥
यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके ।
यथाऽप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ॥
इन्द्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥
इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥
अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यं ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति ॥ ८ ॥

# બીજો અધ્યાય : ત્રીજી વલ્લી

'આ સનાતન પીંપળો ઊંચા મૂળવાળો અને નીચી શાખાવાળો છે; તે જ શુક્ર( પ્રકાશમાન ) કહેવાય છે, તે જ બ્રહ્મ કહેવાય છે અને તે જ અમૃત કહેવાય છે. તેને આધારે આ બધા લોકો રહ્યા છે અને તેનાથી પર કોઇ જઇ શકતું નથી–તે જ આ આત્મા છે.૧ જે કાંઇ આ છે તે સર્વ જગત પ્રાણુમાંથી જ જન્મ પામ્યું છે અને તેમાં જ વર્તી રહ્યું છે. જેઓ આ જગતરૂપ મહા ભયંકર વજ્રને ઉગામેલું જાણે છે તેઓ અમર બને છે.૨ તેના (બ્રહ્મના) ભયથી અગ્નિ તપે છે, તેના ભયથી સૂર્ય તપે છે, તેના ભયથી ઇન્દ્ર, વાયુ અને પાંચમો યમ–પોતપોતાનું કાર્ય કરે છે.૩ શરીરના નાશ પહેલાં અહીં જ જો એનું જ્ઞાન મળે તો સારું; નહિ તો સૃષ્ટિના અનેક લોકોમાં શરીર ધારણ કરવું પડે છે.૪ જેવું અરીસામાં આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે, તેવું (અરીસા જેવી નિર્મળ થયેલી આપણી) બુદ્ધિમાં બ્રહ્મનું સ્વરૂપ (સ્પષ્ટ) દેખાય છે. જેવું સ્વપ્નમાં આપણું સ્વરૂપ ( અસ્પષ્ટ દેખાય ) છે, તેવું પિતૃલોકમાં આપણું સ્વરૂપ ( અસ્પષ્ટ દેખાય ) છે. જેવું પાણીમાં આપણું સ્વરૂપ ( વિભક્ત જેવું ) દેખાય છે, તેવું ગંધર્વલોકમાં આપણું સ્વરૂપ ( વિભકત જેવું ) દેખાય છે. બ્રહ્મલોકમાં આપણું સ્વરૂપ છાયા અને તડકાના જેવું સ્પષ્ટ જણાય છે.૫ જે બુદ્ધિમાન મનુષ્ય છૂટી છૂટી ઉત્પન્ન થતી ઇન્દ્રિયોને આત્માથી જુદી જાણે છે અને તેમની ઉત્પત્તિ તથા નાશનો ( અર્થાત્ અનિત્યપણાનો ) વિચાર કરે છે, તે શોક કરતો નથી. ૬

'મન ઇન્દ્રિયો કરતાં ચડિયાતું છે, બુદ્ધિ મન કરતાં ચડિયાતી છે, મહત્તત્ત્વ બુદ્ધિ કરતાં ચડિયાતું છે, અવ્યક્ત-પ્રકૃતિ મહત્તત્ત્વ કરતાં ચાડયાતી છે; પંરંતુ વ્યાપક અને સર્વ લક્ષણો અથવા ચિહ્નોથી રહિત એવો પુરુષ, અવ્યક્ત–પ્રકૃતિ

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवंति ॥ ९ ॥
यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ १० ॥
तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥
नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥
अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥
यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥
यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावद्ध्यनुशासनम् ॥ १५ ॥
शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका ।
तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥ १६ ॥

કરતાં પણ ચડિયાતો છે. એને જાણીને મનુષ્ય મુક્ત બને છે અને અમરપણું મેળવે છે.૭,૮ તેનું રૂપ દૃષ્ટિ આગળ ખડું થતું નથી; કોઈ તેને આંખથી જોઈ શકતું નથી; તે તો માત્ર હૃદય વડે, બુદ્ધિ વડે અને મન વડે અનુભવમાં આવી શકે છે. જેઓ તેને જાણે છે, તેઓ અમર બને છે.૯ જ્યારે મનની સાથે પાંચ ઇન્દ્રિયાત્મક જ્ઞાનો સ્થિર બની જાય છે અને બુદ્ધિ પણ ક્રિયા કરતી નથી, ત્યારે તેને જ 'પરમ ગતિ' (પરમ

પદ) કહેવાય છે. ૧૦ ઇન્દ્રિયોની ક્રિયાને અટકાવી તેમને સ્થિર રાખવી તેને યોગ કહે છે. તે યોગની પ્રાપ્તિ થતાં મનુષ્ય સાવધાન બને છે. યોગ એટલે સત્ય જ્ઞાનની ઉત્પત્તિ અને અજ્ઞાનનો લય. ૧૧ એ આત્મા વાણી વડે, મન વડે કે આંખ વડે મેળવી શકાતો નથી. તે પરમ તત્ત્વ 'છે' એમ કહેવા સિવાય બીજી કઈ રીતે જાણી શકાય? ૧૨ × સત્તા (અસ્તિત્વ) અને ઉપલબ્ધિ (જ્ઞાન) એ બન્ને એક જ તત્ત્વ છે; માટે આત્માને 'અસ્તિ'રૂપે જ જાણવો. 'અસ્તિ'રૂપે જાણનારને સત્તા અને જ્ઞાન એ બે એક જ તત્ત્વ છે, એમ સ્પષ્ટ જણાય છે. ૧૩

જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલી બધી કામનાઓ દૂર થઇ જાય છે, ત્યારે તે અમર બને છે અને તે અહીં જ બ્રહ્મને મેળવે છે. ૧૪ જ્યારે અહીં બધી હૃદયની ગાંઠો તૂટી જાય છે, ત્યારે મનુષ્ય અમર બને છે. આટલો જ ઉપદેશ છે. ૧૫

હૃદયની એક સો અને એક નાડીઓ છે. તેમાંની એક સુષુમ્ણા નાડી માથામાં રહેલા બ્રહ્મરન્ધ્ર તરફ જાય છે. તે સુષુમ્ણા નાડી દ્વારા મરણ–સમયે ઉપર જનારો અમર બને છે, જ્યારે

× અમુક વસ્તુ 'છે' એમ આપણે જે કહીએ છીએ તે એની 'સત્તા' (અસ્તિત્વ) કહેવાય છે, અને અમુક વસ્તુને આપણે 'જાણીએ છીએ' એમ આપણે જે કહીએ છીએ તે એની 'ઉપલબ્ધિ' (જ્ઞાન) છે. હવે કોઈ વસ્તુની આ 'સત્તા' અથવા અસ્તિત્વ તેની 'ઉપલબ્ધિ' અથવા જ્ઞાન પર આધાર રાખે છે, કે પછી તેની 'ઉપલબ્ધિ' અથવા જ્ઞાન તેની 'સત્તા' અથવા અસ્તિત્વ પર આધાર રાખે છે, એ કોયડાનો નિર્ણય કરવો કઠણ છે અને તેને માટે મતભેદ છે; પરંતુ વસ્તુતઃ સત્તા અને ઉપલબ્ધિ બન્ને પરસ્પર એકરૂપ જ છે, એવો નિર્ણય આ અને તેની પછીના શ્લોકમાં કરવામાં આવ્યો છે. તે પરમ તત્ત્વની સત્તા એ જ તેનું જ્ઞાન છે અને તેનું જ્ઞપ્તિ એ જ તેની સત્તા છે, એમ તેમાં બતાવવામાં આવ્યું છે. (વધુ સ્પષ્ટ વિવેચનને માટે જુઓ પંડિત મોતીલાલ શર્માનું 'હિંદી ગીતાવિજ્ઞાનભાષ્ય' ભૂમિકા, ખંડ ૨ ખ, પાના ૭–૧૧ અને ૩૩૯)

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।
तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादिवेषीकां धैर्येण ।
तं विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥
मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विद्ध्यात्ममेव ॥ १८ ॥
ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ १९ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ इति द्वितीयाध्याये तृतीया वल्ली ॥ ३ ॥

બીજી બધી નાડીઓ ખાસ મરણ–સમયે જીવાત્માને જુદે જુદે માર્ગે લઇ જાય છે.૧૬ અંગૂઠા જેટલો પુરુષ અન્તરાત્મારૂપે હમેશ મનુષ્યોના હૃદયમાં રહે છે. મુંજ નામના ઘાસમાંથી જેમ સળી છૂટી પાડવામાં આવે, તેમ તેને પોતાના શરીરમાંથી છૂટો પાડવો. તે આત્માને શુક્ર (પ્રકાશમાન) અને અમૃત (અવિનાશી) જાણવો.' તે આત્માને શુક્ર (પ્રકાશમાન) અને અમૃત (અવિનાશી) જાણવો.' ૧૭

મૃત્યુ વડે કહેવાયેલી આ વિદ્યા અને સમસ્ત યોગમાર્ગ જાણીને નચિકેતાને બ્રહ્મની પ્રાપ્તિ થઇ અને તે નિર્મળ અને અમર બન્યો. જે બીજો પણ અન્તરાત્માને આમ જાણે છે, તે પણ તેવો જ બને છે. ૧૮

ૐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય (બળ) મેળવીએ. અમારું બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે (કોઇનો) દ્વેષ કરીએ નહિ.૧૯

ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

# ૪—પ્રશ્ન ઉપનિષદ

**શાંતિપાઠ**—ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

ॐ હે પૂજ્ય દેવો ! અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ.

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्ताक्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

મોટી કીર્તિવાળા ઇન્દ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ ( કલ્યાણ ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાક્ષ્ર્ય ( ગરુડ ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ॐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

# पहेलो प्रश्न

ॐ सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्यायणी च गार्ग्यः कौसल्यश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्तं पिप्पलादमुपसन्नाः ॥ १ ॥

तान्ह स ऋषिरुवाच भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ यथाकामं प्रश्नान्पृच्छत यदि विज्ञास्यामः सर्वं ह वो वक्ष्याम इति ॥ २ ॥

अथ कबन्धी कात्यायन उपेत्य पप्रच्छ । भगवन्कुतो ह वा इमाः प्रजाः प्रजायन्त इति ॥ ३ ॥

तस्मै स होवाच प्रजाकामो वै प्रजापतिः स तपोऽतप्यत स तपस्तप्त्वा स मिथुनमुत्पादयते । रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजाः करिष्यत इति ॥ ४ ॥

आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एतत्सर्वं यन्मूर्तं चामूर्तं च तस्मान्मूर्तिरेव रयिः ॥ ५ ॥

अथादित्य उदयन्यत्प्राचीं दिशं प्रविशति तेन प्राच्यान्प्राणान्रश्मिषु सन्निधत्ते । यद्दक्षिणां यत्प्रतीचीं यदुदीचीं यदधो यदूर्ध्वं यदन्तरा दिशो यत्सर्वं प्रकाशयति तेन सर्वान्प्राणान्रश्मिषु संनिधत्ते ॥ ६ ॥

# પહેલો પ્રશ્ન

ૐ ભરદ્વાજનો પુત્ર સુકેશા, શિબિનો પુત્ર સત્યકામ, ગર્ગ ગોત્રનો સૌર્યાયણી (સૂર્યનો પૌત્ર), અશ્વલનો પુત્ર કૌસલ્ય, વિદર્ભ દેશનો ભાર્ગવ અને કત્યનો પ્રપૌત્ર કબંધી–એ છ જણા બ્રહ્મનું ચિંતન કરનારા, બ્રહ્મમાં શ્રદ્ધા રાખનારા અને બ્રહ્મને શોધનારા હતા. તેમણે વિચાર કર્યો, કે આપણે બ્રહ્મને સમજી શકતા નથી; પણ આ પિપ્પલાદ મહર્ષિ બ્રહ્મજ્ઞાની છે. તે આપણને બધું કહેશે. એમ વિચારી હાથમાં સમિધ લઇને તેઓ મહર્ષિ પિપ્પલાદની પાસે ગયા. ૧

તેમને તે ઋષિએ કહ્યું: 'તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધા યુક્ત થઇને તમે એક વર્ષ સુધી અહીં રહો અને પછી ઇચ્છા અનુસાર પ્રશ્નો પૂછો. જો હું જાણતો હોઇશ તો બધું તમને જરૂર કહીશ.' ૨

એક વર્ષ વીત્યા બાદ કાત્યાયન કબંધીએ આવીને પૂછ્યું: 'ભગવન્! આ બધી પ્રજા ક્યાંથી ઉત્પન્ન થાય છે?' ૩

તેમણે તેને જવાબ આપ્યો: 'પ્રજાપતિને પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ. તેણે તપશ્ચર્યા કરી. તપ કરીને તેણે એક જોડકું ઉત્પન્ન કર્યું: રયિ (ચંદ્રરૂપ અન્ન) અને પ્રાણ (તે અન્ન ખાનારો સૂર્યરૂપ અગ્નિ); પછી એણે એમ વિચાર્યું, કે 'આ બે મારે માટે અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરશે.' ૪ સૂર્ય પ્રાણ છે અને ચંદ્રમા રયિ છે. આ બધું જે આકારવાળું અને આકાર વિનાનું જણાય છે, તે રયિ છે. આ પ્રમાણે આકાર (અથવા મૂર્તિ) જ રયિ છે. ૫ હવે, ઊગતી વખતે સૂર્ય જે પૂર્વ દિશામાં પ્રવેશ કરે છે તેને લીધે પૂર્વના પ્રાણોને પોતાનાં કિરણોમાં ધારણ કરે છે; જે દક્ષિણમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં, નીચે, ઉપર અને વચગાળાની દિશાઓમાં પ્રવેશ કરે છે અને જે સર્વને પ્રકાશિત કરે છે, તેને લીધે સર્વ પ્રાણોને પોતાનાં કિરણોમાં ધારણ કરે છે. અર્થાત્ સૂર્ય જ બધે જીવન-

स एष वैश्वानरो विश्वरूपः प्राणोऽग्निरुदयते । तदेतदृचाभ्युक्तम् ॥७
विश्वरूपं हरिणं जातवेदसं परायणं ज्योतिरेकं तपन्तम् ।
सहस्ररश्मिः शतधा वर्तमानः प्राणः प्रजानामुदयत्येष सूर्यः ॥८॥

संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिणं चोत्तरं च । तद्ये ह वै तदिष्टापूर्ते कृतमित्युपासते । ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । त एव पुनरावर्तन्ते तस्मादेत ऋषयः प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते । एष ह वै रयिर्यः पितृयाणः ॥ ९ ॥

अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्याऽऽदित्यमभिजयन्ते । एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत् परायणमेतस्मान्न पुनरावर्तन्त इत्येष निरोधस्तदेष श्लोकः ॥ १० ॥
पञ्चपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम् ।
अथेमे अन्य उ परे विचक्षणं सप्तचक्रे षडर आहुरर्पितमिति ॥११

ના પ્રકટ થવાનું કારણ છે.૬ તે જ આ સર્વરૂપ પ્રાણ વૈશ્વાનર નામનો અગ્નિ ઊગે છે. આ વાત ઋગ્વેદમાં આમ વર્ણવી છે :—૭

બ્રહ્મજ્ઞાનીઓ જેને સર્વરૂપ, કિરણોયુક્ત, સર્વ લોકોને જાણનાર, અંતિમ ધ્યેયરૂપ, અને ઝળહળતા એક માત્ર પ્રકાશ તરીકે જાણે છે, તે આ હજાર કિરણવાળો. સેંકડો (પ્રાણીરૂપ) આકારોમાં રહેલો અને પ્રજાના પ્રાણ સમો સૂર્ય ઊગે છે. ૮

'સંવત્સર (વર્ષ) જ પ્રજાપતિ છે. તેનાં બે અયનો છે:– દક્ષિણાયન અને ઉત્તરાયણ.÷ હવે જે લોકો ઇષ્ટ કર્મ અને પૂર્ત કર્મની* પાછળ જ મંડ્યા રહે છે, તેઓ દક્ષિણાયન દ્વારા

÷ ઉત્તરાયણ–મકરસંક્રાન્તિથી આરંભી છ માસ સુધી અને દક્ષિણાયન–કર્કસંક્રાન્તિથી આરંભી છ માસ સુધી.

* આની સમજણ માટે મુણ્ડક ઉપનિષદ ૧–૨–૧૦ ઉપરની ટિપ્પણી જુઓ.

ચન્દ્રલોકમાં જાય છે અને તેઓ જ અહીં પુનર્જન્મ લઈ પાછા આવે છે. આથી પ્રજાની ઇચ્છાવાળા ઋષિઓ એ દક્ષિણમાર્ગનો જ સ્વીકાર કરે છે. આ જે પિતૃયાણ અથવા દક્ષિણમાર્ગ છે, તે રયિ છે.૯ હવે તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા અને વિદ્યા વડે આત્માને શોધનારા ઉત્તરમાર્ગ વડે સૂર્યલોકમાં જાય છે. એ જ પ્રાણોનું મૂળસ્થાન છે, એ જ અમૃત છે, એ જ નિર્ભય સ્થાન છે, એ જ પરમ પદ છે. તે માર્ગે જનારા ત્યાં જ સ્થિર બની જાય છે અને ત્યાંથી પાછા આવતા નથી. માટે એ સંસારથી અટકવાનું સ્થાન છે. તેને માટે આ શ્લોક છે:–૧૦

કેટલાક ઋષિઓ એ સૂર્યને આકાશના ઉપલા અર્ધા ભાગમાં રહેલા, વરસાદ વરસાવતા, પાંચ પગવાળા, બાર આકૃતિવાળા, પ્રજાના પિતા તરીકે વર્ણવે છે.+ જ્યારે બીજા કેટલાક ઋષિઓ તેને સાત ચક્રવાળા અને છ આરાવાળા રથમાં બેઠેલા અને બધી તરફ જોતા દેવ તરીકે વર્ણવે છે.×૧૧

---

+ પાંચ પગવાળા–પાંચ ઋતુઓ (હેમન્ત અને શિશિરને એક ગણતાં) ૭૨–૭૨ દિવસની એક ઋતુ એમ વર્ષ અર્થાત્ સંવત્સરની પાંચ ઋતુઓ

બાર આકૃતિવાળા–દરેક મહિનામાં સૂર્યની આકૃતિ જુદી જુદી થાય છે. આમ બાર મહિનાની બાર આકૃતિઓવાળા. આને જ બાર આદિત્યો કહેવાય છે, જેનાં નામ ચૈત્રથી માંડીને ફાલ્ગુન માસ સુધી ક્રમશઃ ધાતા, અર્યમા, મિત્ર, વરુણ, ઇન્દ્ર, વિવસ્વાન, ત્વષ્ટા, વિષ્ણુ, અંશુ, ભગ, પૂષા અને પર્જન્ય છે.

× સાત ચક્રવાળો રથઃ સાત વૈદિક છંદો–ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ અને જગતીરૂપ સાત ચક્રો (કે જે કર્ક, મકર, વિષુવ આદિ આકાશીય વૃત્તોના સંકેતો છે તેના) વડે ચાલતો સંવત્સરરૂપ રથ

છ આરા–છ ઋતુઓઃ વસન્ત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત અને શિશિર (આ આખા શ્લોકના વિસ્તૃત વિવેચન માટે જુઓ પંડિત મોતીલાલ શર્માનું 'ગીતાવિજ્ઞાનભાષ્ય' ભૂમિકા ખંડ ૨–क, પાના ૬૪૭–૬૯૦)

मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एव रयिः शुक्लः प्राणस्त-
मादेत ऋषयः शुक्ल इष्टं कुर्वन्तीतर इतरस्मिन् ॥ १२ ॥

अहोरात्रो वै प्रजापतिस्तस्याहरेव प्राणो रात्रिरेव रयिः प्राणं
वा एते प्रस्कन्दन्ति ये दिवा रत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौ
रत्या संयुज्यन्ते ॥ १३ ॥

अन्नं वै प्रजापतिस्ततो ह वै तद्रेतस्तस्मादिमाः प्रजाः प्रजायन्त इति ॥

तद्ये ह वै तत्प्रजापतिव्रतं चरन्ति ते मिथुनमुत्पादयन्ते ।
तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥१५
तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ॥१६

॥ इति प्रथमः प्रश्नः ॥

## बीजो प्रश्न

अथ हैनं भार्गवो वैदर्भिः पप्रच्छ । भगवन्कत्येव देवाः प्रजां
विधारयन्ते कतर एतत्प्रकाशयन्ते कः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥

तस्मै स होवाचाकाशो ह वा एष देवो वायुरग्निरापः पृथिवी
वाङ्मनश्चक्षुः श्रोत्रं च । ते प्रकाश्याभिवदन्ति वयमेतद्बाणमव-
ष्टभ्य विधारयामः ॥ २ ॥

तान्वरिष्ठः प्राण उवाच । मा मोहमापद्यथाहमेवतत्पञ्चधाऽऽ-
त्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामीति तेऽश्रद्दधाना बभूवुः॥३

'માહિનો પ્રજાપતિ છે. તેનો કૃષ્ણ (વદિ) પક્ષ રયિ છે અને શુક્લ (સુદિ) પક્ષ પ્રાણ છે. આથી (પરમ પદની ઇચ્છાવાળા) આ ઋષિઓ શુક્લપક્ષમાં યજ્ઞ કરે છે, જ્યારે (પ્રજાની ઇચ્છાવાળા) બીજા ઋષિઓ કૃષ્ણપક્ષમાં યજ્ઞ કરે છે.૧૨

'અહોરાત્ર (દિવસ–રાત) પ્રજાપતિ છે. તેમાં દિવસ પ્રાણ છે અને રાત રયિ છે. દિવસના ભાગમાં જે સ્રીસંભોગ કરે છે, તે પ્રાણનું સ્ખલન કરે છે. રાતના ભાગમાં જે સ્રીસંભોગ કરે છે, તે તો બ્રહ્મચર્ય જ પાળે છે.૧૩

'અન્ન પ્રજાપતિ છે. તેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે અને તેમાંથી આ પ્રજા ઉત્પન્ન થાય છે.૧૪

'આથી જેઓ પ્રજાપતિનું વ્રત ધારણ કરે છે, તેઓ (રયિ અને પ્રાણરૂપ) જોડકાને ઉત્પન્ન કરે છે. જેઓ તપ અને બ્રહ્મચર્યથી યુક્ત છે અને જેમનામાં સત્ય રહેલું છે, તેમને માટે જ આ બ્રહ્મલોક છે.૧૫ જેમનામાં કપટ, જૂઠાણું કે લુચ્ચાઈ નથી, તેમને માટે જ આ નિર્મળ બ્રહ્મલોક છે.'૧૬

## બીજો પ્રશ્ન

ત્યાર પછી વિદર્ભ દેશના ભાર્ગવે મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું: 'ભગવન્! કેટલા દેવો પ્રજાનું ધારણ કરે છે? તેમાંના કેટલા પોતાની શક્તિ પ્રકટ કરે છે? અને તેમનામાં મુખ્ય કોણ છે?' ૧

મહર્ષિ પિપ્પલાદે તેને જવાબ આપ્યો:

'આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી એ પાંચ મહાભૂતો; અને વાણી, મન, આંખ અને કાન એ ઇન્દ્રિયો–આ દેવો પ્રજાનું ધારણ કરે છે.' તેઓ પોતાની શક્તિ પ્રગટ કરીને કહે છે, કે 'અમે જ આ શરીરને ટેકવી રાખીને તેનું ધારણ કરીએ છીએ.'૨ તેમને મુખ્ય પ્રાણે કહ્યું: 'તમે મોહમાં ન પડો અને અભિમાન

सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्वे एवोत्क्रामन्ते तस्मिꣳश्च प्रतिष्ठमाने सर्व एव प्रातिष्ठन्ते । तद्यथा मक्षिका मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते तस्मिꣳश्च प्रतिष्ठमाने सर्वा एव प्रातिष्ठन्त एवं वाङ्मनश्चक्षुः श्रोत्रं च ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥ ४ ॥

एषोऽग्निस्तपत्येष सूर्य एष पर्जन्यो मघवानेष वायुः ।
एष पृथिवी रयिर्देवः सदसच्चामृतं च यत् ॥ ५ ॥

अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ।
ऋचो यजूꣳषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ॥ ६ ॥
प्रजापतिश्चरसि गर्भे त्वमेव प्रतिजायसे ।
तुभ्यं प्राण प्रजास्त्विमा बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥
देवानामसि वह्नितमः पितॄणां प्रथमा स्वधा ।
ऋषीणां चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥
इन्द्रस्त्वं प्राण तेजसा रुद्रोऽसि परिरक्षिता ।
त्वमन्तरिक्षे चरसि सूर्यस्त्वं ज्योतिषां पतिः ॥ ९ ॥
यदा त्वमभिवर्षस्यथेमाः प्राण ते प्रजाः ।
आनन्दरूपास्तिष्ठन्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

ન કરો. હું જ મારા પોતાના પાંચ ભાગ* કરીને આ શરીરને ટેકવી રાખી એનું ધારણ કરું છું.' પણ તેમને આ વાત સાચી લાગી નહિ. ૩ આથી એ મુખ્ય પ્રાણે તોરમાં શરીરની બહાર નીકળવાનો ડોળ કર્યો. તેના બહાર નીકળવાની સાથે જ બીજા

* પાંચ ભાગ—પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન

બધા ય દેવો બહાર નીકળે છે, અને તે જો શરીરમાં સ્થિર રહે છે, તો બીજા બધા ય દેવો સ્થિર રહે છે. એ તો મધમાખોનો રાજા* મધપૂડાની બહાર નીકળતાં બધી ય મધમાખો બહાર નીકળે છે અને તે જો મધપૂડામાં રહે તો બધી ય અંદર રહે છે, તેવું જ છે. આમ પ્રાણની શ્રેષ્ઠતા જાણ્યા બાદ વાણી, મન, આંખ અને કાન ખુશ થઈને પ્રાણની આ પ્રમાણે સ્તુતિ કરે છે:—૪

'આ (પ્રાણ જ) અગ્નિરૂપે તપે છે, એ સૂર્ય છે, એ (વરસાદનો દેવ) પર્જન્ય છે, એ ઇન્દ્ર છે, આ વાયુ છે. આ જ પૃથ્વીરૂપ રયિ છે. આ જ દેવ સત્‌રૂપ અને અસત્‌રૂપ છે અને અમૃત પણ આ જ છે. ૫ રથનાં પૈડાંના આરાઓ જેમ નાભિમાં સ્થિર બન્યા છે, તેમ ઋચાઓ, યજુર્મન્ત્રો, સામમંત્રો, યજ્ઞ, ક્ષત્રિય અને બ્રાહ્મણ એ બધું ય પ્રાણમાં સ્થિર બન્યું છે. ૬

'પ્રજાપતિરૂપે તું (પ્રાણ) ગર્ભમાં વિચરે છે અને તું જ જન્મ પામે છે. હે પ્રાણ! આંખ વગેરે ઇન્દ્રિયોરૂપ બીજા પ્રાણોની સાથે તું શરીરમાં રહ્યો છે અને આ બધા લોકો તને જ (ઇન્દ્રિયોના વિષયોરૂપ) બલિ આપે છે. ૭ પિતૃઓને અપાતું સ્વધા દ્રવ્ય પણ પહેલું તું જ છે, તેમ જ અથર્વા–અંગિરસ નામના ઋષિઓનું સત્ય કર્મ પણ તું જ છે. ૮ હે પ્રાણ! તું ઇન્દ્ર છે, તેજને લીધે તું રુદ્ર છે અને રક્ષણ કરનારો છે. તું (વાયુરૂપે) અંતરિક્ષમાં વિચરે છે અને તું જ (દ્યુલોકમાં) પ્રકાશનો અધિપતિ સૂર્ય છે. ૯ હે પ્રાણ! તું જ્યારે (મેઘરૂપે) વરસે છે, ત્યારે 'હવે તો ખૂબ અન્ન પાકશે' એમ માનીને આ લોકો આનંદમાં રહે છે. ૧૦ હે પ્રાણ! તું વ્રાત્ય÷

* મધમાખોમાં માદા રાજાનું સ્થાન ભોગવે છે.

÷ વ્રાત્યઃ સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલો હોઈ, શ્રુતિ–સ્મૃતિમાં કહેલા ઉપનયન વગેરે સંસ્કારો કરી શકે એવો બીજો કોઈ નહિ હોવાથી પ્રાણ સંસ્કારરહિત અથવા વ્રાત્ય છે.

व्रात्यस्त्वं प्राणैकर्षिरत्ता विश्वस्य सत्पतिः ।
वयमाद्यस्य दातारः पिता त्वं मातरिश्वनः ॥ ११ ॥
या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या च चक्षुषि ।
या च मनसि सन्तता शिवां तां कुरु मोत्क्रमीः ॥ १२ ॥
प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् ।
मातेव पुत्रान्रक्षस्व श्रीश्च प्रज्ञां च विधेहि न इति ॥ १३ ॥

॥ इति द्वितीयः प्रश्नः ॥ २ ॥

## त्रीजो प्रश्न

अथ हैनं कौसल्यश्चाश्वलायनः पप्रच्छ । भगवन्कुत एष प्राणो जायते कथमायात्यस्मिञ्शरीर आत्मानं वा प्रविभज्य कथं प्रातिष्ठते केनोत्क्रमते कथं बाह्यमभिधत्ते कथमध्यात्ममिति ॥ १ ॥

तस्मै स होवाचातिप्रश्नान्पृच्छसि ब्रह्मिष्ठोऽसीति तस्मात्तेहं ब्रवीमि ॥ २ ॥

आत्मन एष प्राणो जायते । यथैषा पुरुषे छायैतस्मिन्नेतदाततं मनोकृतेनायात्यस्मिञ्छरीरे ॥ ३ ॥

यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते । एतान्ग्रामानेतान्ग्रामानधितिष्ठस्वेत्येवमेवैष प्राण इतरान्प्राणान्पृथक्पृथगेव सन्निधत्ते ॥४॥

( અર્થાત્ સામાન્ય સંસ્કારોથી પર ) છે. એકર્ષિ નામથી પ્રસિદ્ધ અગ્નિ પણ તું જ છે. તું અન્ન ખાનારો છે. તું જ વિશ્વનો સારો રાજા છે. સર્વ કરતાં પ્રથમ એવા તને અમે આહુતિ

આપીએ છીએ. માતરિશ્વા નામથી વિખ્યાત વાયુનો પણ તું પિતા છે. ૧૧ જે તારું સ્વરૂપ (અગ્નિરૂપે) અમારી વાણીમાં સ્થિર બન્યું છે, (દિશારૂપે) કાનમાં અને (આદિત્યરૂપે) આંખમાં તેમ જ જે (સોમતત્ત્વરૂપે) મનમાં પ્રસર્યું છે, તેને તું કલ્યાણકારી બનાવ. તું (શરીર છોડી) ચાલ્યો જતો નહિ. ૧૨

'જે કાંઈ ત્રણ લોકમાં રહેલું છે, તે સર્વ પ્રાણને અધીન છે. મા જેમ પુત્રોની રક્ષા કરે, તેમ તું અમારી રક્ષા કર તેમ જ અમને સમૃદ્ધિ અને બુદ્ધિ આપ.' ૧૩

## ત્રીજો પ્રશ્ન

ત્યાર પછી અશ્વલના પુત્ર કૌસલ્યે મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું: 'હે ભગવન્! આ પ્રાણ ક્યાંથી જન્મે છે? આ શરીરમાં કેવી રીતે પ્રવેશ કરે છે? પોતાના પાંચ ભાગ કરીને કેવી રીતે સ્થિર થાય છે? અને કેવી રીતે તે શરીરમાંથી ચાલ્યો જાય છે? વળી બહારના જગતને અને અંદરના જગતને તે કેવી રીતે ધારણ કરે છે?' ૧

મહર્ષિ પિપ્પલાદે તેને કહ્યું:—

'તું ઘણા કઠિન પ્રશ્નો પૂછે છે. પણ તું બ્રહ્મનિષ્ઠ છે, તેથી તને એના ઉત્તર આપું છું. ૨ આત્મામાંથી આ પ્રાણ જન્મે છે. જેમ મનુષ્ય પર તેનો પડછાયો આધાર રાખે છે, તેમ એ આત્મા પર જ આ પ્રાણ અવલંબેલો છે. મને કરેલા સંકલ્પ—કામના વગેરે વડે તે આ શરીરમાં આવે છે. ૩ જેમ મોટો રાજા પોતાના અધિકારીઓને 'આ ગામો પર તારો અધિકાર, આ ગામો પર તારો' એમ નીમે છે, તેમ આ પ્રાણ બીજા ઇન્દ્રિયોરૂપ પ્રાણોને જુદાં જુદાં કાર્યોમાં નીમે છે. ૪ તે ગુદા અને ગુહ્યેન્દ્રિયમાં અપાનને

पायूपस्थेऽपानं चक्षुःश्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते मध्ये तु समानः। एष ह्येतद्धुतमन्नं समं नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति ॥ ५ ॥

हृदि ह्येष आत्मा। अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति ॥ ६ ॥

अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

आदित्यो ह वै बाह्यः प्राण उदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णानः। पृथिव्यां या देवता सैषा पुरुषस्यापानमवष्टभ्यान्तरा यदाकाशः स समानो वायुर्व्यानः ॥ ८ ॥

तेजो ह वा उदानस्तस्मादुपशान्ततेजाः। पुनर्भवमिन्द्रियैर्मनसि सम्पद्यमानैः ॥ ९ ॥

यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहात्मना यथासङ्कल्पितं लोकं नयति ॥ १० ॥

य एवं विद्वान्प्राणं वेद। न हास्य प्रजा हीयतेऽमृतो भवति तदेष श्लोकः ॥ ११ ॥

उत्पत्तिमायतिं स्थानं विभुत्वं चैव पञ्चधा। अध्यात्मं चैव प्राणस्य विज्ञायामृतमश्नुते विज्ञायामृतमश्नुत इति ॥ १२ ॥

॥ इति तृतीयः प्रश्नः ॥ ३ ॥

નીમે છે; આંખ, કાન, મુખ અને નાકમાં પ્રાણ પોતે જ સ્થિર બને છે; અને (પ્રાણ અને અપાનની) વચમાં સમાન નામનો પ્રાણ રહે છે. એને સમાન કહેવાનું કારણ એ છે, કે એ જ હોમેલું

( ખાધેલું ) અન્ન સમાન રીતે લઈ જાય છે. તેમાંથી આ સાત જવાળાઓ* ઉત્પન્ન થાય છે. ૫ આ આત્મા(લિંગદેહરૂપે) હૃદયમાં રહેલો છે. હૃદયમાં એકસો ને એક નાડીઓ છે, અને તે દરેકની સો સો શાખાઓ છે. એ દરેક શાખાની બોંતેર હજાર, બોંતેર હજાર પ્રતિ શાખાઓ છે. એ બધામાં વ્યાન નામનો પ્રાણ વિચરે છે. ૬ હવે, એક સુષુમ્ણા નામની નાડી દ્વારા ઉદાન નામનો પ્રાણ દરેક જીવને પુણ્યો વડે પુણ્યશાળીઓના લોકમાં, પાપ વડે પાપીઓના લોકમાં અને બંને વડે મનુષ્યલોકમાં લઈ જાય છે. ૭

'સૂર્ય બહારનો પ્રાણ છે; કારણ કે તે આંખમાં રહેલા પ્રાણની ઉપર અનુગ્રહ (ઉપકાર) કરતો ઊગે છે. પૃથ્વીમાં જે દેવતા છે તે પુરુષમાં રહેલા અપાન પ્રાણનો આધાર છે. સૂર્ય અને પૃથ્વી એ બેની વચ્ચે જે આકાશ છે, તે સમાન પ્રાણ છે અને વાયુ વ્યાન પ્રાણ છે. ૮ તેજ (પ્રકાશ) ઉદાન પ્રાણ છે; તેથી જ જ્યારે તેજ ક્ષીણ બને છે, ત્યારે મનમાં લય પામેલી ઇંદ્રિયો સાથે જીવાત્મા આ શરીર છોડી બીજો જન્મ લેવા ચાલી જાય છે. ૯ અંતકાળે જે વિચાર મનમાં હોય, તેની સાથે તે જીવાત્મા પ્રાણ—અર્થાત્ સૂક્ષ્મ શરીરમાં પ્રવેશ કરે છે; અને એ પ્રાણ તેજ સાથે જોડાઈને આત્માની સાથે તે મનુષ્યને તેના સંકલ્પ અનુસારના લોકમાં લઈ જાય છે. ૧૦

'જે વિદ્વાન આ પ્રાણને આ પ્રમાણે જાણે છે, તેની સંતતિ નાશ પામતી નથી અને તે પોતે અમર બને છે. તેને માટે આ શ્લોકમાં કહ્યું છે:૧૧ પ્રાણની ઉત્પત્તિ, આગમન અને સ્થિતિ, તેમ જ તેનું પાંચ સ્વરૂપે સર્વત્ર વ્યાપકપણું અને તેનું આધ્યાત્મિક સ્વરૂપ જાણીને અમરપણું મેળવે છે, જાણીને અમરપણું મેળવે છે.

* સાત જ્વાળાઓ—બે આંખ, બે કાન, બે નસકોરાં અને એક મોઢું, એમ સાત ઈન્દ્રિય-ગોલકો

## चोथो प्रश्न

अथ हैनं सौर्यायणी गार्ग्यः पप्रच्छ । भगवन्नेतस्मिन्पुरुषे कानि स्वपन्ति कान्यस्मिञ्जाग्रति कतर एष देवः स्वप्नान्पश्यति कस्यैतत्सुखं भवति कस्मिन्नु सर्वे संप्रतिष्ठिता भवन्तीति ॥ १ ॥

तस्मै स होवाच । यथा गार्ग्य मरीचयोऽर्कस्यास्तं गच्छतः सर्वा एतास्मिंस्तेजोमण्डल एकीभवन्ति । ताः पुनः पुनरुदयतः प्रचरन्त्येव ह वै तत्सर्वं परे देवे मनस्येकीभवति । तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥२

प्राणाग्नय एवैतस्मिन्पुरे जाग्रति । गार्हपत्यो ह वा एषोऽपानो व्यानोऽन्वाहार्यपचनो यद्गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयःप्राणः

यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति स समानः । मनो ह वाव यजमानः । इष्टफलमेवोदानः । स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥ ४ ॥

अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति । यद्दृष्टं दृष्टमनुपश्यति श्रुतं श्रुतमेवार्थमनुशृणोति देशदिगन्तरैश्च प्रत्यनुभूतं पुनः पुनः प्रत्यनुभवति दृष्टं चादृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं च सच्चासच्च सर्वं पश्यति सर्वः पश्यति ॥ ५ ॥

## ચોથો પ્રશ્ન

ત્યાર પછી સૂર્યના પૌત્ર ગાર્ગ્યે મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું: 'હે ભગવન્! જ્યારે આ પુરુષ સૂઈ જાય છે, ત્યારે તેનામાં રહેલા કયા કયા દેવો સૂઈ જાય છે અને કયા કયા જાગે છે?

આ કયો દેવ સ્વપ્નો જુએ છે? (ઊંઘવાથી થતું) સુખ કોને પ્રાપ્ત થાય છે? અને આ બધા (ઇન્દ્રિયાદિ દેવો) કોને આધારે રહ્યા છે?' ૧

મહર્ષિ પિપ્પલાદે તે ઉત્તર આપ્યો:

'હે ગાર્ગ્ય! જેમ આથમતા સૂર્યનાં કિરણો એનાં તેજોમંડળમાં એક થાય છે અને ઊગતા સૂર્યનાં કિરણો પાછાં બધે પ્રસરે છે, તેમ જ એ બધા પરમ દેવ મનમાં એક થાય છે. તેમ થતાં આ પુરુષ સાંભળતો નથી, જોતો નથી, સૂંઘતો નથી, સ્વાદ લેતો નથી, સ્પર્શતો નથી, બોલતો નથી, ગ્રહણ કરતો નથી, આનંદ ભોગવતો નથી, મળત્યાગ કરતો નથી અને અવરજવર કરતો નથી. ત્યારે તે સૂતો છે એમ કહેવાય છે. ૨ આ શરીરરૂપ પુર( નગર )માં પ્રાણરૂપ અગ્નિઓ જ જાગે છે. આ અપાન ગાર્હપત્ય અગ્નિ× છે, વ્યાન અન્વાહાર્યપચન અગ્નિ છે અને પ્રાણ ગાર્હપત્ય અગ્નિમાંથી પ્રગટાવાતો આહવનીય અગ્નિ છે. ૩ અંદર ખેંચાતા ઉચ્છ્‌વાસ અને બહાર કઢાતા નિઃશ્વાસરૂપ બે આહુતિઓને જે સમાનપણે શરીરમાં લઇ જાય છે, તે સમાન પ્રાણ છે. મન (યજ્ઞ કરનારો) યજમાન છે. યજ્ઞનું ધારેલું ફળ ઉદાન છે; કારણ કે તે આ મનરૂપ યજમાનને દરરોજ ( સુષુપ્તિને વખતે ) બ્રહ્મ પાસે લઇ જાય છે. ૪ અહીં સ્વપ્નમાં આ દેવ ( મન ) પોતાની શક્તિનો અનુભવ કરે છે; જે જે જોયું હોય તે તે પાછું જુએ છે, જે જે સાંભળ્યું હોય તે તે પાછું સાંભળે છે, દેશ-પરદેશમાં જે જે અનુભવ્યું હોય તે તે પાછું અનુભવે છે; એટલું જ નહિ, પણ જોયેલું અને ન જોયેલું,

× પ્રાચીન સમયમાં દરેક ઘરમાં ત્રણ અગ્નિઓ રહેતા હતા. ગાર્હપત્ય અગ્નિ( ગૃહનો પતિ )માં રોજની સામાન્ય આહુતિઓ અપાય છે; અન્વાહાર્યપચન અથવા દક્ષિણ નામના અગ્નિમાં પિતૃઓને સ્વધાદ્રવ્ય અપાય છે; અને આહવનીય અગ્નિમાં દેવોને આહુતિઓ અપાય છે.

स यदा तेजसाऽभिभूतो भवत्यत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ तदैतस्मिञ्छरीरे एतत्सुखं भवति ॥ ६ ॥

स यथा सोम्य वयांसि वासोवृक्षं संप्रतिष्ठन्ते एवं ह वै तत्सर्वं पर आत्मनि संप्रतिष्ठते ॥ ७

पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक्च स्पर्शयितव्यं च वाक्च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थश्चानन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च मतन्व्यं च बुद्धिश्च बोद्धव्यं चाहङ्कारश्चाहङ्कर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतयितव्यं च प्राणश्च विधारयितव्यं च ॥८

एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परेऽक्षरे आत्मनि संप्रतिष्ठते ॥ ९ ॥

परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तु सोम्य । स सर्वज्ञः सर्वो भवति तदेष श्लोकः १०

विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र ।
तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेशेति ॥११॥

॥ इति चतुर्थः प्रश्नः ॥ ४ ॥

સાંભળેલું અને ન સાંભળેલું, અનુભવેલું અને ન અનુભવેલું, સત્ય અને અસત્ય બધું જ તે જુએ છે; પોતે સર્વરૂપ બનીને જુએ છે; ૫ પરંતુ જ્યારે (અંદરના પિત્તરૂપ) તેજ વડે પોતે દબાઈ

જાય છે, ત્યારે તે (મનરૂપ) દેવ સ્વપ્નો જોતો નથી, અને ત્યારે આ શરીરમાં સુખનો અનુભવ થાય છે. ૬ એ તો, હે સૌમ્ય! જેમ પક્ષીઓ પોતાના નિવાસસ્થાનરૂપ વૃક્ષમાં ભરાઇ જાય છે, તેમ જ એ બધું પરમ આત્મામાં લીન થઇ જાય છે. ૭ પૃથ્વી અને તેની સૂક્ષ્મ તન્માત્રા (ગંધ), જળ અને તેની સૂક્ષ્મ તન્માત્રા (રસ), તેજ અને તેની સૂક્ષ્મ તન્માત્રા (રૂપ), વાયુ અને તેની સૂક્ષ્મ તન્માત્રા (સ્પર્શ), આકાશ અને તેની સૂક્ષ્મ તન્માત્રા (શબ્દ), આંખ અને જોવાનું, કાન અને સાંભળવાનું, નાક અને સૂંઘવાનું, સ્વાદ અને ચાખવાનું, ત્વચા અને સ્પર્શવાનું, વાણી અને બોલવાનું, હાથ અને ગ્રહણ કરવાનું, ગુહ્યેન્દ્રિય અને કામસુખ ભોગવવાનું, ગુદા અને મળત્યાગ કરવાનું, પગ અને ચાલવાનું, મન અને વિચાર કરવાનું, બુદ્ધિ અને જાણવાનું, અહંકાર અને અહંકાર કરવાનું, ચિત્ત અને ચિંતન કરવાનું, તેજ અને પ્રકાશવાનું, તેમ જ પ્રાણ અને (શરીર) ધારણ કરવાનું—એ બધું ય સુષુપ્તિ દરમિયાન આત્મામાં લીન થઈ જાય છે. ૮ આ આત્મા જ જોનારો, સ્પર્શ કરનારો, સાંભળનારો, સૂંઘનારો, સ્વાદ લેનારો, વિચાર કરનારો, જાણનારો, કર્મ કરનારો, વિજ્ઞાનાત્મા પુરુષ છે. તે (જીવાત્મા) અવિનાશી પરમાત્મામાં લીન થાય છે. ૯ હે સૌમ્ય! જે આ છાયા રહિત, શરીરરહિત, રૂપરંગ રહિત, શુદ્ધ અને અવિનાશી પરમાત્માને જાણે છે, તે અવિનાશી પરમાત્માને જ પામે છે. તે સર્વજ્ઞ અને સર્વરૂપ થાય છે. તેને માટે આ શ્લોક કહે છે ૧૦ હે સૌમ્ય! બધા (ઇન્દ્રિયોરૂપ) દેવો સાથે વિજ્ઞાનાત્મા (બુદ્ધિની ઉપાધિવાળો આત્મા) તેમ જ પ્રાણો અને પંચમહાભૂતો જેમાં લીન થાય છે, તેવા અવિનાશી પરમાત્માને જે જાણે છે, તે સર્વજ્ઞ બનીને સર્વરૂપ પરમાત્મામાં જ પ્રવેશ કરે છે.' ૧૧

## पांचमो प्रश्न

अथ हैनं शैब्यः सत्यकामः पप्रच्छ। स यो ह वै तद्भगवन्मनुष्येषु प्रायणान्तमोंकारमभिध्यायीत। कतमं वाव स तेन लोकं जयतीति १

तस्मै स होवाच। एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोङ्कारः। तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ २ ॥

स यद्येकमात्रमभिध्यायीत स तेनैव संवेदितस्तूर्णमेव जगत्यामभिसम्पद्यते। तमृचो मनुष्यलोकमुपनयन्ते स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया सम्पन्नो महिमानमनुभवति ॥ ३ ॥

अथ यदि द्विमात्रेण मनसि सम्पद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकम्। स सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते ॥४॥

यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये सम्पन्नः। यथा पादोदरस्त्वचा विनिर्मुच्यत एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते तदेतौ श्लोकौ भवतः ॥ ५ ॥

तिस्रो मात्रा मृत्युमत्यः प्रयुक्ता अन्योन्यसक्ता अनविप्रयुक्ताः।
क्रियासु बाह्याभ्यन्तरमध्यमासु सम्यक्प्रयुक्तासु न कम्पते ज्ञः ॥६॥

## પાંચમો પ્રશ્ન

ત્યાર પછી શિબિપુત્ર સત્યકામે મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું: 'હે ભગવન્! મનુષ્યોમાં જે મરણ પર્યંત ॐકારનું ધ્યાન કરે છે, તે તેના વડે કયા લોકને પામે છે?' ૧

મહર્ષિ પિપ્પલાદે તેને કહ્યું:

'હે સત્યકામ! જે આ ॐકાર છે, તે જ પરબ્રહ્મ અને

-અપરબ્રહ્મ છે. આથી જ્ઞાની પુરુષ એ ૐકારના જ આશ્રય વડે બેમાંના એકને મેળવે છે.૨ તે જો अ એવી એક માત્રાવાળા ૐકારની ઉપાસના કરે છે, તો તે તેના વડે જ્ઞાન મેળવીને જલદી આ પૃથ્વીપર જન્મે છે. ઋગ્વેદની ઋચાઓ તેને મનુષ્ય-લોકમાં લઈ જાય છે. તે ત્યાં તપ, બ્રહ્મચર્ય અને શ્રદ્ધાથી યુકત થઈ મહત્તા અનુભવે છે. ૩ હવે જો એ अ અને उ એવી બે માત્રા-વાળા ૐકારની ઉપાસના કરે છે, તો તે મનમાં લય પામે છે -અને યજુર્વેદના મંત્રો વડે અંતરિક્ષમાં રહેલા ચંદ્રલોકમાં ઊંચો ચઢે છે. ચંદ્રલોકમાં વૈભવ ભોગવીને તે પાછો આવે છે. ૪ વળી જે મનુષ્ય अ, उ અને म् એવી ત્રણ માત્રાવાળા ૐ અક્ષર વડે પરમ પુરુષનું ધ્યાન કરે છે, તે તેજોમય સૂર્યલોકને પ્રાપ્ત કરે છે. જેવી રીતે સાપ કાંચળીમાંથી છૂટો થાય છે, તેવી રીતે તે પાપથી છૂટી સામવેદના મંત્રો વડે બ્રહ્મલોક તરફ ઊંચો ચઢે છે.ત્યાં તે આ જીવસમુદાયથી પર રહેલા અને શરીરરૂપ પુર (નગર)માં રહેનારા પરાત્પર (પરથી પણ પર) પુરુષનો સાક્ષાત્કાર કરે છે. તેને માટે નીચે પ્રમાણે બે શ્લોકો છે: ૫

'ૐકારની ત્રણ अ, उ અને म् એવી માત્રાઓ મૃત્યુલક્ષણ (અર્થાત્ વિનાશી) છે, અને તેઓ (અમૃતલક્ષણ અર્થાત્ અવિનાશી અર્ધમાત્રામાં એટલે જે પરબ્રહ્મનું આધસ્વરૂપ છે તેમાં) જોડાયલી છે. એ માત્રાઓ (પહેલાં તો) પરસ્પર સંકળાયેલી છે અને (પાછળથી જ) છૂટી પડે છે. આમ જાણનારો જ્ઞાની બહારની, અંદરની અને વચમાંની× (ૐકારના ઉચ્ચારરૂપ)

× ૐકારના ઉચ્ચારણમાં સંગીતશાસ્ત્રના મન્દ્ર, મધ્ય અને તાર એવા ત્રણ પ્રકારના સ્વરોની જરૂર પડે છે. તે ત્રણ જાતની ઉચ્ચારક્રિયા; અથવા પશ્યંતી, મધ્યમા અને વૈખરી એમ ત્રણ પ્રકારની વાણીની ક્રિયા; અથવા સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત એમ ત્રણ અવસ્થાની ક્રિયા; અથવા ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એમ ત્રણ વેદોના ઉચ્ચારની ક્રિયા—આ બધા અર્થો અહીં સાથે યોજાયા હોય એમ લાગે છે.

ऋग्भिरेतं यजुर्भिरन्तरिक्षं सामभिर्यत्तत्कवयो वेदयन्ते । तमो-ङ्कारेणैवायतनेनान्वेति विद्वान्यत्तच्छान्तमजरममृतमभयं परं चेति ॥७

॥ इति पञ्चमः प्रश्नः ॥५॥

## छठ्ठो प्रश्न

अथ हैनं सुकेशा भारद्वाजः पप्रच्छ । भगवन्हिरण्यनाभः कौसल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत । षोडशकलं भारद्वाज पुरुषं वेत्थ ? तमहं कुमारमब्रुवं नाहमिमं वेद । यद्यहमिममवेदिषं कथं ते नावक्ष्यमिति समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति । तस्मान्नार्हाम्यनृतं वक्तुं स तूष्णीं रथमारुह्य प्रवव्राज । तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ॥ १ ॥

तस्मै स होवाच । इहैवान्तःशरीरे सोम्य स पुरुषो यस्मिन्नेताः षोडश कलाः प्रभवन्तीति ॥ २ ॥

स ईक्षांचक्रे । कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन् वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति ॥ ३ ॥

स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियम् । मनोऽन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम च ॥४॥

ક્રિયાઓ બરાબર કરતો હોઇને કંપતો નથી.૬ ઋચાઓ વડે આ મનુષ્યલોકની, યજુર્મંત્રો વડે અંતરિક્ષલોકની અને સામમંત્રો વડે સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે, એમ બુદ્ધિમાન પુરુષો જાણે છે. જે શાંત, અજર, અમર, અભય અને પર છે, તેને ૐકારના આશ્રય વડે જ (અર્થાત્ અર્ધમાત્રા વડે જ) વિદ્વાન મેળવે છે.' ૭

## છઠ્ઠો પ્રશ્ન

ત્યાર પછી ભરદ્વાજના પુત્ર સુકેશાએ મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું: "હે ભગવન્! કોસલદેશના રાજકુમાર હિરણ્યનાભે મારી પાસે આવીને આમ પ્રશ્ન પૂછ્યો હતો:—

'હે ભરદ્વાજના પુત્ર! તમે સોળ કળા(વિભાગ, વિસ્તાર)-વાળા પુરુષને જાણો છો?'

"તે રાજકુમારને મેં કહ્યું: 'હું એને જાણતો નથી. જો હું જાણતો હોઉં, તો તને શું કામ એ ન કહું? જે અસત્ય જવાબ આપે છે, તેનો સમૂળગો નાશ થાય છે. આથી મારે જૂઠું બોલવું ન જોઈએ.'

"આ સાંભળી તે મૂંગો મૂંગો રથમાં બેસીને ચાલી ગયો. તો તમને પૂછું છું, કે એ પુરુષ ક્યાં છે?"૧

મહર્ષિ પિપ્પલાદે તેને ઉત્તર આપ્યો:

"હે સૌમ્ય! અહીં આ શરીરની અંદર જ એ પુરુષ રહેલો છે; અને તેમાંથી જ સોળ કળા ઉત્પન્ન થાય છે." ૨

"તે પુરુષે વિચાર કર્યો: 'કોના બહાર નીકળી જવાથી હું બહાર નીકળી જઈશ? અથવા કોના સ્થિર રહેવાથી હું સ્થિર રહી શકીશ?'૩ આમ વિચાર કરીને તેણે પ્રાણને ઉત્પન્ન કર્યો. પ્રાણમાંથી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ઇંદ્રિય, મન અને અન્ન ઉત્પન્ન થયાં. અન્નમાંથી વીર્ય, તપ,

स यथेमा नद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते। एवमेवास्य परिद्रष्टुरिमाः षोडश कलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते। स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ ५ ॥

अरा इव रथनाभौ कला यस्मिन्प्रतिष्ठिताः।
तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथा इति ॥ ६ ॥

तान् होवाचैतावदेवाहमेतत्परं ब्रह्म वेद। नातः परमस्तीति ॥७॥

ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसीति। नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ८ ॥

॥ इति षष्ठः प्रश्नः ॥ ६ ॥

॥ इत्यथर्ववेदीयप्रश्नोपनिषत्समाप्ता ॥ ४ ॥

મંત્રો, કર્મ અને લોકો થયા, અને લોકોમાં નામ ઉત્પન્ન થયું.૪ જેવી રીતે સમુદ્ર તરફ વહેતી નદીઓ સમુદ્રને મળીને વિલય પામી જાય છે અને તેમનાં નામરૂપ બદલાઈ જાય છે તથા તેઓ સમુદ્ર તરીકે જ ઓળખાય છે, તેવી જ રીતે બધું જોનારા આ દ્રષ્ટાની પુરુષ તરફ જતી સોળ કળાઓ પુરુષને મળીને વિલય પામી જાય છે અને તેમનાં નામરૂપ બદલાઈ જાય છે તથા તેઓ પુરુષ તરીકે જ ઓળખાય છે. એમ એ પુરુષ અકલ (કલા વિનાનો) અને અમર છે. તેને માટે આ પ્રમાણે શ્લોક છે:૫ 'રથનાં પૈડાંની નાભિમાં જેમ આરાઓ સ્થિર બન્યા છે, તેમ એ પુરુષમાં કલાઓ સ્થિર બની છે. એ જાણવાયોગ્ય પુરુષને તમે જાણો.' એને જાણશો તો મૃત્યુ તમને પીડા કરશે નહિ." ૬

તે છએ શિષ્યોને મહર્ષિ પિપ્પલાદે કહ્યું:

'આટલે સુધી જ હું આ પરબ્રહ્મને જાણું છું. આનાથી પર એવું બીજું કાંઈ જ નથી'. ૭

તે શિષ્યોએ તેમની પૂજા કરીને કહ્યું: 'તમે જ અમારા પિતા છો; કેમકે તમે જ અમને અવિદ્યાને પેલે પાર પરમ તત્ત્વ તરફ લઈ ગયા છો.'

પરમ ઋષિઓને નમસ્કાર હો! પરમ ઋષિઓને નમસ્કાર હો! ૮

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ હે પૂજ્ય દેવો ! અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ.

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्ताक्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મોટી કીર્તિવાળા ઇંદ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાક્ષ્ર્ય (ગરુડ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# ૫—મુણ્ડક ઉપનિષદ

**શાંતિપાઠ**—ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ હે પૂજ્ય દેવો! અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ.

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મોટી કીર્તિવાળા ઇન્દ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાર્ક્ષ્ય (ગરુડ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

## प्रथम मुण्डक

### प्रथम खंड

ॐ ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥
अथर्वणे यां प्रवदेत ब्रह्माऽथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम् ।
स भारद्वाजाय सत्यवहाय प्राह भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥२॥

शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ । कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥ ३ ॥

तस्मै स होवाच । द्वे विद्ये वेदितव्य इति ह स्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ ४ ॥

तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ५ ॥

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम् ।
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः॥

### પહેલું મુણ્ડક

### ખંડ પહેલો

ॐ વિશ્વને ઉત્પન્ન કરનાર અને લોકનું પાલન કરનાર સ્વયંભૂ બ્રહ્મા બધા દેવોની પહેલાં પ્રકટ થયા. તેમણે બધી વિદ્યાના આધારરૂપ બ્રહ્મવિદ્યા પોતાના સૌથી મોટા પુત્ર અથર્વાને શીખવી.૧ બ્રહ્માએ અથર્વાને જે બ્રહ્મવિદ્યા કહી, તે અથર્વાએ પ્રાચીન સમયમાં અંગિરાને કહી. અંગિરાએ ભારદ્વાજ સત્ય-

વહને કહી અને ભારદ્વાજ–સત્યવહે ગુરુ–શિષ્ય પરંપરાએ ઊતરી આવેલી એ બ્રહ્મવિદ્યા અંગિરાને* આપી. ૨

મહાગૃહસ્થ શૌનકે વિધિપૂર્વક અંગિરાની પાસે જઈને પૂછ્યું: 'હે ભગવન્! કોનું બરાબર જ્ઞાન થવાથી આ બધાનું બરાબર જ્ઞાન થાય છે?' ૩

અંગિરા મહર્ષિએ તેને ઉત્તર આપ્યો–(×અક્ષર તત્ત્વનું જ્ઞાન કરનારી) પરા અને (ક્ષરતત્ત્વનું જ્ઞાન કરનારી) અપરા એમ બે વિદ્યા જાણવી જોઈએ, એમ બ્રહ્મજ્ઞાનીઓ કહે છે.૪ તેમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદો તેમ જ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુકત, છંદ અને જ્યોતિષ+ એ છ વેદાંગોને અપરા વિદ્યા કહે છે; જ્યારે જેના વડે અક્ષર-બ્રહ્મનું જ્ઞાન થાય છે, તે પરા વિદ્યા છે.૫ જે તત્ત્વ જ્ઞાનેન્દ્રિયથી સમજી નથી શકાતું, કર્મેન્દ્રિયથી ગ્રહણ નથી કરી શકાતું, ઉત્પત્તિ રહિત, રંગરૂપ રહિત, આંખ–કાન વિનાનું, હાથ–પગ વિનાનું, નિત્ય, વ્યાપક, સર્વમાં રહેલું અને અત્યંત સૂક્ષ્મ છે, તે સર્વ પ્રાણીઓના કારણરૂપ અવિનાશી તત્ત્વને બુદ્ધિમાન મનુષ્યો બરાબર જુએ છે.૬ જેવી રીતે કરોળિયો જાળું

* આ અંગિરા આગલા અંગિરા કરતાં જુદા છે.

× અક્ષર, ક્ષર અને અવ્યયની સમજને માટે જુઓ કઠ ઉપનિષદ ૧–૩–૧ ઉપર ટિપ્પણી તેમ જ શ્વેતાશ્વતર ઉપનિષદ ૧–૮ ઉપર ટિપ્પણી.

+ વેદોના અર્થને જાણવા માટે વેદાંગોનું જ્ઞાન જરૂરી છે. વેદોમાં આવતા મંત્રોના ઉચ્ચાર કેમ કરવા, તે 'શિક્ષા' નામના વેદાંગમાં બતાવ્યું છે. યજ્ઞયાગાદિ ક્રિયાઓ કેવી રીતે કરવી, એ 'કલ્પ' નામના ગ્રંથોમાં બતાવ્યું છે. વેદની ભાષા અને અર્થનું જ્ઞાન 'વ્યાકરણ' વડે થાય છે. વેદોમાં વપરાયલા શબ્દોની વ્યુત્પત્તિ બતાવનારું વેદાંગ 'નિરુક્ત' કહેવાય છે. વેદમંત્રોના છંદો 'છંદ' નામના વેદાંગમાં આપવામાં આવ્યા છે, અને વેદમાં બતાવેલી યજ્ઞયાગાદિ ક્રિયાઓ કયે કયે સમયે કરવી, એને માટે કાળનો નિર્ણય 'જ્યોતિષ' નામના વેદાંગમાં કરવામાં આવ્યો છે.

यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
यथा सतः पुरुषात्केशलोमानि तथाऽक्षरात्संभवतीह विश्वम् ॥ ७ ॥

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥ ८ ॥

यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः ।
तस्मादेतद्ब्रह्म नाम रूपमन्नं च जायते ॥ ९ ॥

॥ इति प्रथममुंडके प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खंड

तदेतत्सत्यं मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा सन्ततानि । तान्याचरथ नियतं सत्यकामा एष वः पन्था सुकृतस्य[1] लोके ॥ १ ॥

यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने ।
तदाऽऽज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेत् ॥ २ ॥

यस्याग्निहोत्रमदर्शमपौर्णमासमचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जितं च ।
अहुतमवैश्वदेवमविधिना हुतमासप्तमांस्तस्य लोकान् हिनस्ति ॥ ३ ॥

काली कराली च मनोजवा च सुलोहिता या च सुधूम्रवर्णा ।
स्फुलिङ्गिनी विश्वरुची[2] च देवी लेलायमाना इति सप्त जिह्वाः॥४॥

---

१ स्वकृतस्य એવું પાઠાંતર છે; ને તેનો અર્થ ઉપર પ્રમાણે જ છે.

२ विश्वरूपी એવું પાઠાંતર છે; અને તેનો અર્થ સર્વ રૂપવાળી એવો થાય છે.

ઉત્પન્ન કરે છે અને પાછું પોતામાં સમાવી દે છે, જેવી રીતે પૃથ્વીપર ઔષધિઓ ઉત્પન્ન થાય છે અને જેવી રીતે મનુષ્યના શરીરમાંથી વાળ અને રુવાટાં આપોઆપ ઊગે છે, તેવી જ રીતે અક્ષર બ્રહ્મમાંથી અહીં વિશ્વ ઉત્પન્ન થાય છે.૭ તપ દ્વારા બ્રહ્મ સૃષ્ટિસ્વરૂપમાં વિકાસ પામે છે. તેમાંથી અન્ન ઉત્પન્ન થાય છે. અન્નમાંથી પ્રાણ, તેમાંથી મન, તેમાંથી સત્ય (અર્થાત્ પંચમહાભૂતો) અને તેમાંથી ચૌદ લોકો તેમ જ કર્મોનું અમૃત (ફળ) ઉત્પન્ન થાય છે.૮ જે (અક્ષર પુરુષ) સર્વનો જાણનાર અને સર્વનો સમજનાર છે, તેમ જ જેનું તપ જ્ઞાનથી ભરેલું છે, તે અક્ષર પુરુષમાંથી આ (સૃષ્ટિરૂપ ક્ષર) બ્રહ્મ, નામ, રૂપ અને અન્ન ઉત્પન્ન થાય છે. ૯

## ખંડ બીજો

તે આ સત્ય છે. જે કર્મોને મંત્રોમાં મહર્ષિઓએ જોયાં, તે કર્મોનો ત્રણ વેદોમાં (અથવા ત્રેતાયુગમાં) અનેક પ્રકારે વિસ્તાર થયો છે. હે સત્યની ઇચ્છા રાખવાવાળાઓ ! એ કર્મોનું તમે આચરણ કરો. સત્કર્મથી મેળવાતા બ્રહ્મલોકમાં જવાનો તમારો એ જ માર્ગ છે. ૧ જ્યારે સળગેલા અગ્નિમાં જ્વાળાઓ ભભૂકી ઊઠે, ત્યારે ઘીના બે ભાગની વચમાં આહુતિઓ નાખવી. ૨ જેનું અગ્નિહોત્ર અમાસ–પૂનમ–ચાતુર્માસ્ય અને આગ્રયણ નામની ઇષ્ટિઓ (યાગો) વિનાનું રહે છે, તેમ જ અતિથિ વિનાનું, હોમ વિનાનું, વૈશ્વદેવના બલિ વિનાનું અથવા અવિધિપૂર્વકની આહુતિવાળું રહે છે, તેના સાતે લોકોનો એ (અગ્નિહોત્ર) નાશ કરે છે. ૩ કાલી (સંહારક), કરાલી (ભયંકર), મનોજવા (મન જેવી ઝડપી), સુલોહિતા (ખૂબ લાલ), સુધૂમ્રવર્ણા (ધુમાડા જેવા રંગવાળી), સ્ફુલિંગિની (તણખા ઝરતી) અને વિશ્વરુચી (ચારે બાજુ પ્રકાશતી) એ નામની અગ્નિની પ્રકાશ-

एतेषु यश्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो ह्याददायन् ।
तं नयन्त्येताः सूर्यस्य रश्मयो यत्र देवानां पतिरेकोऽधिवासः ॥५॥
एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति ।
प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः॥६
प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥७॥
अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥८॥
अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥९॥
इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।
नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति ॥१०॥
तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः ।
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥११

માન અને ઝબૂકતી સાત જીભો (અથવા જ્વાળાઓ) છે. ૪ જે આ ઝળહળતી જીભોમાં સમય અનુસાર આહુતિઓ આપીને અગ્નિહોત્રાદિ કર્મ આચરે છે, તેને એ આહુતિઓ અને સૂર્ય-નાં કિરણો દેવોનો દેવ એવો એક જ્યાં નિવાસ કરે છે, ત્યાં લઈ જાય છે. ૫ 'આવ, આવ' એમ કહેતી; તેમ જ 'આ તમારા સત્કર્મનાં ફળરૂપ પવિત્ર બ્રહ્મલોક છે' એમ પ્રિય વાણી બોલીને સત્કારતી એ ઝળહળતી આહુતિઓ એ અગ્નિહોત્રી (બ્રાહ્મણ)-ને સૂર્યનાં કિરણો દ્વારા (બ્રહ્મલોકમાં) લઈ જાય છે. ૬ જેમાં અઢાર* જાતનું અવર પ્રકારનું કર્મ કહેવામાં આવ્યું છે, તેવા

* અઢાર જાતનું અવર પ્રકારનું કર્મઃ-(૧) યજ્ઞ કરાવનારા ૧૬

આ યજ્ઞરૂપ તરાપાઓ અસ્થિર છે. આને જ જે મૂઢ પુરુષો કલ્યાણ માને છે, તેઓ ફરી વાર ઘડપણ અને મરણને પામે છે. ૭ અવિદ્યાની વચમાં રહેનારા અને પોતાને બુદ્ધિમાન તથા પંડિત માનનારા મૂઢો આંધળા વડે દોરાયેલા આંધળાની જેમ અહીંથી તહીં ભટકતા રહે છે. ૮ અનેક પ્રકારે અવિદ્યામાં રહેલા અને બાળકબુદ્ધિવાળા મૂઢો 'અમે કૃતાર્થ છીએ' એમ ફાંકો રાખે છે; પરંતુ કર્મના અનુયાયીઓ આસક્તિને લીધે જ્ઞાન મેળવી શકતા નથી અને તેથી જ કર્મ વડે મેળવેલા સ્વર્ગાદિ લોકમાં તેમનો નિવાસ પૂરો થતાં તેઓ આકુળવ્યાકુળ બની નીચે પડે છે. ૯ ઇષ્ટ કર્મો અને પૂર્ત કર્મોને* જ શ્રેષ્ઠ માનનારા મૂઢોને તે કર્મો સિવાય બીજું કાંઈ શ્રેય જણાતું નથી. તેઓ સ્વર્ગલોકમાં સત્કર્મોનાં ફળ ભોગવીને આ મનુષ્ય-લોકને અથવા તેનાથી પણ નીચા એવા કોઈ લોકને પામે છે; ૧૦ પરંતુ જેઓ વનમાં રહીને તપશ્ચર્યા અને શ્રદ્ધા સેવે છે અને ભિક્ષાવૃત્તિથી જીવન ગાળે છે, તેવા શાંત જ્ઞાનીઓ નિર્મળ બનીને સૂર્યરૂપ દરવાજામાંથી નીકળી જ્યાં અમર અને અવ્યયાત્મા પુરુષ રહેલો છે ત્યાં પહોંચે છે. ૧૧ કર્મોથી

ઋત્વિજો, યજમાન અને યજમાનપત્ની; અથવા (૨) અઢાર અંશો-મંત્ર, બ્રાહ્મણ અને સૂક્ત એમ ત્રણ ભાગ સાથેના ચાર વેદો અને છ વેદાંગો મળી અઢાર; અથવા (૩) અઢાર પ્રકારના યજ્ઞો.

* ઇષ્ટ કર્મો—પોતાના ભલાને માટે જે લૌકિક શુભ કર્મો કરવામાં આવે, તેને **ઇષ્ટ કર્મ** કહેવાય છે. જેવાં કે—અગ્નિહોત્ર, તપ, સત્ય, અહિંસા, અતિથિસત્કાર, ઇષ્ટદેવની ઉપાસના વગેરે.

પૂર્ત કર્મો—બીજાના સારાને માટે જે લૌકિક શુભ કર્મો કરવામાં આવે, તેને **પૂર્ત કર્મો** કહેવાય છે. જેવાં કે—વાવ, કૂવા, તળાવ ખોદાવવાં; દેવમંદિરો બંધાવવાં; સદાવ્રતો અને જાહેર બાગબગીચા ઉઘાડવાં વગેરે. (વધુ વિગતો માટે જુઓ, પંડિત મોતીલાલ શર્માનું 'હિંદી ગીતાવિજ્ઞાન-ભાષ્ય', ભૂમિકા ખંડ ૨-ગ, પાનાં ૮૪૩–૮૫૧)

परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥१२
तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय ।मान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १३ ॥

॥ इति प्रथममुण्डके द्वितीयः खण्डः ॥२ ॥

॥ इति प्रथमम् मुण्डकम् ॥ १ ॥

## द्वितीय मुण्डक

### प्रथम खंड

तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाःसहस्रशः प्रभवन्ते सरूपाः।
तथाऽक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥१॥
दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ २ ॥
एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ ३ ॥
अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा॥
तस्मादग्निः समिधो यस्य सूर्यः सोमात्पर्जन्य ओषधयः पृथिव्याम् ।
पुमान्रेतः सिञ्चति योषितायां बह्वीः प्रजाः पुरुषात्संप्रसूताः ॥५॥

પ્રાપ્ત થતા (સ્વર્ગાદિ) લોકોની પરીક્ષા કરીને બ્રહ્મજ્ઞાનીએ વૈરાગ્યવાળા થવું; અને એમ સમજવું, કે અકૃત (કર્મથી ઉત્પન્ન ન થનારા–નિત્ય) બ્રહ્મને કર્મ વડે મેળવાતું નથી. તેને જાણવા માટે તો તેણે હાથમાં સમિધ લઇને વિદ્વાન અને

બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવું.૧૨ વિધિપૂર્વક પોતાની પાસે આવેલા, શાંત ચિત્તવાળા અને ઇન્દ્રિયનિગ્રહવાળા એ જિજ્ઞાસુને તે વિદ્વાન ગુરુએ સત્ય એવા અક્ષર પુરુષને જેથી એ જાણે તે બ્રહ્મવિદ્યા તત્ત્વ અનુસાર કહેવી.૧૩

## બીજું મુણ્ડક

### ખંડ પહેલો

તે આ સત્ય છે. જેવી રીતે બરાબર સળગેલા અગ્નિમાંથી એકસરખા હજારો તણખા ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે, હે સૌમ્ય (શિષ્ય), અક્ષર બ્રહ્મમાંથી વિવિધ પ્રકારના (જડ-ચેતનાદિ) પદાર્થો ઉત્પન્ન થાય છે અને છેવટે તેમાં જ લય પામે છે.૧ એ જ પુરુષ દિવ્ય, નિરાકાર, બહાર-અંદર બધે રહેલો, અજન્મા, પ્રાણ રહિત, મન રહિત શુદ્ધ અને સર્વથી શ્રેષ્ઠ અક્ષર(પ્રકૃતિ)થી પણ પર (શ્રેષ્ઠ) છે.૨ એ પુરુષમાંથી (અક્ષર પ્રકૃતિ દ્વારા) પ્રાણ, મન, સર્વ ઇન્દ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ અને સર્વને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે.૩ તેનું માથું અગ્નિ છે, આંખો સૂર્ય અને ચન્દ્ર છે, કાન દિશાઓ છે, તેની વાણીમાંથી વેદો થયા છે, તેનો પ્રાણ વાયુ છે, તેના બે પગમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ છે: તે સર્વ ભૂતોનો અન્તરાત્મા છે.૪ તે પુરુષમાંથી અગ્નિતત્ત્વ ઉત્પન્ન થયું છે, અને એ અગ્નિતત્ત્વને માટે સૂર્ય બળતણરૂપ છે. તે અગ્નિતત્ત્વ-થી સોમતત્ત્વ ઉત્પન્ન થયું છે, અને તેમાંથી વરસાદ વરસે છે. તે વરસાદને લઈને પૃથ્વી પર અનાજ પાકે છે, અને એ અનાજ ખાવાથી ઉત્પન્ન થયેલા વીર્યને પુરુષ સ્ત્રીમાં મૂકે છે. આમ એ પુરુષમાંથી અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન થઈ છે.૫ ઋચાઓ, સામવેદના મંત્રો, યજુર્વેદના મંત્રો,

तस्मादृचः साम यजूंषि दीक्षा यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च ।
संवत्सरश्च यजमानश्च लोकाः सोमो यत्र पवते यत्र सूर्यः ॥६॥
तस्माच्च देवा बहुधा संप्रसूताः साध्या मनुष्याः पशवो वयांसि ।
प्राणापानौ व्रीहियवौ तपश्च श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥ ७ ॥
सप्त प्राणाः प्रभवन्ति तस्मात्सप्तार्चिषः समिधः सप्त होमाः ।
सप्त इमे लोका येषु चरन्ति प्राणा गुहाशया निहिताः सप्त सप्त ॥८॥
अतः समुद्रा गिरयश्च सर्वेऽस्मात्स्यन्दन्ते सिन्धवः सर्वरूपाः ।
अतश्च सर्वा ओषधयो रसश्च येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ९ ॥
पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ।
एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रन्थिं विकिरतीह सोम्य ॥१०

॥ इति द्वितीयमुण्डके प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खंड

आविः सन्निहितं गुहाचरं नाम महत्पदमत्रैतत्समर्पितम् ।
एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद्य-
द्वरिष्ठं प्रजानाम् ॥ १ ॥
यदर्चिमद्यदणुभ्योऽणु च यस्मिँल्लोका निहिता लोकिनश्च ।
तदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मनः ।
तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ॥ २ ॥

દીક્ષાઓ, યજ્ઞો, સર્વે ક્રતુ નામના યાગો, દક્ષિણાઓ, વર્ષ (સંવત્સર) અને યજમાન, તેમ જ જેમાં ચંદ્ર પવિત્ર કરે છે અને સૂર્ય તપે છે તેવા લોકો એ પુરુષમાંથી જ ઉત્પન્ન થયા છે. ૬ અનેક પ્રકારના દેવો, સાધ્યો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણ અને અપાન, ડાંગર અને જવ, તપ, શ્રદ્ધા,

સત્ય, બ્રહ્મચર્ય અને વેદની આજ્ઞાઓ પણ એ પુરુષમાંથી જ ઉત્પન્ન થયેલ છે. ૭ બે આંખ, બે કાન, બે નાકનાં છિદ્રો અને જીભ–આ સાત પ્રાણો, સાત જ્યોતિઓ, સાત (વિષયોરૂપ) સમિધનાં લાકડાં, સાત (વિષયજ્ઞાનરૂપ) હોમો, અને જેમાં સાત–સાત રૂપે સાત પ્રાણો છુપાઈને રહ્યા છે એવા આ સાત લોકો પણ એ પુરુષમાંથી જ ઉત્પન્ન થયા છે. ૮ બધા સમુદ્રો અને પર્વતો તેમાંથી જ થયા છે; બધા પ્રકારની નદીઓ તેમાંથી જ નીકળી ને વહે છે. બધી ઔષધિઓ અને રસ તેમાંથી જ ઉત્પન્ન થયા છે; જે (છ પ્રકારના) રસથી પાંચ સ્થૂલ ભૂતો દ્વારા આ અંતરાત્મા (લિંગદેહ) વિંટાયેલો રહે છે. ૯ એ પુરુષ જ (ક્ષર દૃષ્ટિએ) સર્વ જગતરૂપ અને કર્મરૂપ છે, (અક્ષર દૃષ્ટિએ) તપરૂપ છે અને (અવ્યય દૃષ્ટિએ) પર–શ્રેષ્ઠ અમૃત બ્રહ્મ છે. જે આ (હૃદયરૂપ) ગુફામાં છુપાયેલા તત્ત્વને જાણે છે, તે હે સૌમ્ય (શિષ્ય), અજ્ઞાનરૂપ બંધનને તોડી નાખે છે. ૧૦

## ખંડ બીજો

હૃદયરૂપ ગુફામાં છુપાઈને ફરનારું છતાં એ મહાન તત્ત્વ અહીં સાક્ષાતરૂપે સમીપમાં જ રહ્યું છે. તે જ અહીં ગતિમાન છે, જીવે છે અને પલકારા મારે છે. તેને જ સત્, અસત્, પસંદ કરવા યોગ્ય, પ્રજાઓની બુદ્ધિથી પર અને મુખ્ય જાણો. ૧ જે પ્રકાશમાન છે, જે અણુઓ કરતાં પણ સૂક્ષ્મ છે, જેમાં લોકો અને લોકના અધિપતિ એવા લોકપાલો રહેલા છે, તે જ એ અક્ષર બ્રહ્મ છે, તે જ પ્રાણ છે, વાચા છે અને મન છે. તે જ સત્ય છે, અને તે જ અમૃત છે. હે સૌમ્ય! તેને જ તારે લક્ષ્ય (નિશાન) તરીકે જાણવું. ૨ ઉપનિષદરૂપી

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासानिशितं सन्धयीत ।
आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥३॥
प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ ४ ॥
यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः ।
तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः ॥५
अरा इव रथनाभौ संहता यत्र नाड्यःस एषोऽन्तश्चरते बहुधा जायमानः।
ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात् ॥६

यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः । मनोमयः प्राणशरीरनेता प्रतिष्ठितोऽन्ने हृदयं सन्निधाय ॥ तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥ ७ ॥

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ८ ॥
हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदुः ॥ ९ ॥
न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १० ॥

મહાન અસ્ત્રરૂપ ધનુષ્ય લઈને ઉપાસનારૂપ તીક્ષ્ણ બાણનું તેની ઉપર જોડાણ કર. હે સૌમ્ય ! તે તત્ત્વના સ્વરૂપમાં સ્થિર બનેલા ચિત્ત વડે એ ધનુષ્યને ખેંચીને એ બ્રહ્મરૂપ નિશાનને વીંધી

નાખ.૩ ૐકાર ધનુષ્ય છે, આત્મા બાણ છે અને એ બ્રહ્મ નિશાન છે. સાવચેતીથી એને વીંધવાનું છે, અને બાણની જેમ તેમાં લીન થવું જોઈએ.૪ જેમાં દ્યુલોક, અન્તરિક્ષ અને પૃથ્વી તેમ જ સર્વ પ્રાણો સાથે મન ઓતપ્રોત થયું છે, તે એક માત્ર આત્માનું જ જ્ઞાન પ્રાપ્ત કર અને બીજી બધી વાતો છોડી દે. એ આત્મા અમરપણું મેળવવા માટે પુલ સમાન છે.૫ તે આત્મા અનેક પ્રકારનો થતો દેખાય છે અને હૃદયમાં રહેલો છે. રથનાં પૈડાંની નાભિમાં જેમ આરાઓ રહે છે, તેમ એમાં નાડીઓ સાથે મળીને રહે છે. ૐકારરૂપે જ એ આત્માનું ધ્યાન કરો. (અજ્ઞાનરૂપ) અંધકારને પેલે પાર રહેલા એ તત્ત્વ તરફ જવા માટે તમારું કલ્યાણ (નિર્વિઘ્ન) થાઓ. ૬ જે સર્વને જાણે છે અને સર્વને સમજે છે, જેનો મહિમા આ પૃથ્વી પર રહ્યો છે, તે આ આત્મા દિવ્ય બ્રહ્મપુર હૃદયાકાશમાં રહેલો છે. મનોમય અને અન્નમય દેહમાં પ્રાણ તથા શરીરને દોરવનારો એ આત્મા હૃદયનો આશ્રય કરીને રહ્યો છે. જે આનંદરૂપ અને અમૃતરૂપ બ્રહ્મ પ્રકાશે છે, તેને બુદ્ધિમાનો વિજ્ઞાન વડે અર્થાત્ બુદ્ધિ વડે બરાબર જુએ છે.૭ 'પરાવર' (કારણ-કાર્યરૂપ) એ બ્રહ્મનું જ્ઞાન થતાં હૃદયની ગાંઠ તૂટી જાય છે, બધા સંશયો નાશ પામે છે અને એ જ્ઞાનીનાં બધાં કર્મો ક્ષીણ થઈ જાય છે.૮ ઉત્તમ અને પ્રકાશમય એવા હૃદયકોશમાં અથવા પરમ આકાશમાં નિર્મળ અને અખંડ બ્રહ્મ રહેલું છે. તે શુદ્ધ છે અને જ્યોતિઓની પણ જ્યોતિ છે. આત્મવેત્તાઓ તેને જાણે છે.૯ ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર અને તારા પ્રકાશતા નથી, તેમ જ આ વીજળીઓ પણ પ્રકાશતી નથી; તો પછી આ અગ્નિ તો ક્યાંથી જ પ્રકાશે ? તે પ્રકાશતા તેની પાછળ જ આ સર્વ પ્રકાશે છે, તેના પ્રકાશ વડે જ આ સર્વ દેખાય છે.૧૦ એ અમૃત બ્રહ્મ જ

ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ ११ ॥

॥ इति द्वितीयमुण्डके द्वितीयः खण्डः ॥ २ ॥

॥ इति द्वितीयम् मुण्डकम् ॥ २ ॥

## तृतीय मुण्डक

### प्रथम खंड

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥ १ ॥
समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ २ ॥
यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।
तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ ३ ॥
प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी।
आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥ ४ ॥
सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः॥५
सत्यमेव जयति नानृतं सत्येन पन्था विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ ६ ॥

આગળ છે, બ્રહ્મ જ પાછળ છે, બ્રહ્મ જ દક્ષિણ બાજુએ અને ઉત્તર બાજુએ છે, બ્રહ્મ જ નીચે અને ઉપર પ્રસરેલું છે અને એ ઉચ્ચમાં ઉચ્ચ બ્રહ્મ જ આ વિશ્વરૂપે રહેલું છે. ૧૧

# ત્રીજું મુણ્ડક

## ખંડ પહેલો

જીવાત્મા અને પરમાત્મારૂપ બે પક્ષીઓ સાથે રહેનારા મિત્રો છે, અને એક જ શરીરરૂપ વૃક્ષમાં બેઠીને રહ્યાં છે. તેમાંનું એક પક્ષી (જીવાત્મા) મીઠું લાગતું (કર્મનું) ફળ ખાય છે, અને બીજું (પરમાત્મા) તેને ન ખાતાં માત્ર જોયા કરે છે.૧ એક જ વૃક્ષમાં આસક્ત બનેલો પુરુષ (જીવાત્મા) પોતાની લાચારીને લઇને મોહ પામીને શોક કરે છે, પણ જયારે એ જીવાત્મા બીજા-(પરમાત્મા)ને નિયંતા તરીકે જુએ છે, ત્યારે 'આ તો બધો આનો જ મહિમા હું જોઈ રહ્યો છું' એમ સમજે છે અને શોક-રહિત બને છે.૨ જયારે એ જોનારો જીવાત્મા સોનેરી પ્રકાશ-વાળા અને સૃષ્ટિના કારણરૂપ, કર્તા અને નિયંતા એવા પરમ-પુરુષને જુએ છે, ત્યારે એ જ્ઞાની અને શુદ્ધ બનીને તેમ જ પુણ્ય અને પાપને દૂર હડસેલીને પૂરેપૂરી તેની સમાનતા પામે છે.૩ જે આ સર્વ ભૂતોરૂપે દેખાય છે, તે એ જ પ્રાણ (અર્થાત્ બ્રહ્મ) છે, એમ જાણીને જ્ઞાની બહુ વાદ કરતો નથી, પણ એ પોતાના આત્મામાં જ મસ્ત બની અને પોતાના આત્મામાં જ તૃપ્ત થઈ સહજ ક્રિયા કરતો રહે છે. એ જ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે.૪ દોષરહિત બનેલા યોગીઓ શરીરમાં રહેલા, તેજસ્વી અને શુદ્ધ એવા જે આત્માને જુએ છે, તે આ આત્મા સત્ય વડે, તપ વડે, ઉત્તમ જ્ઞાન વડે અને સતત બ્રહ્મચર્ય વડે મેળવી શકાય છે.૫ સત્ય જ વિજય પામે છે; પણ અસત્ય વિજય પામતું નથી. (બ્રહ્મ તરફ જતો) દેવયાન માર્ગ સત્ય વડે જ ખુલ્લો થાય છે. જેમની ઇચ્છા પૂર્ણ થઈ છે, એવા ઋષિઓ જે માર્ગે પરમ પદને પામે છે; જયાં સત્યના પરમ સ્થાનરૂપ તે બ્રહ્મ રહેલ છે,૬ તે બ્રહ્મતત્ત્વ મહાન છે, દિવ્ય છે અને વિચારી ન શકાય એવા

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥
न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः॥८॥
एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पञ्चधा संविवेश ।
प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन्विशुद्धे विभवत्येष आत्मा ॥९॥
यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् ।
तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः॥१०

॥ इति तृतीयमुण्डके प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खंड

स वेदैतत्परमं ब्रह्म धाम यत्र विश्वं निहितं भाति शुभ्रम् ।
उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥ १ ॥
कामान्यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र ।
पर्याप्तकामस्य कृतात्मनस्त्विहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥२॥
नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥ ३ ॥
नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ४ ॥

રૂપવાળું છે. તે સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ જણાય છે; તે દૂરથી પણ દૂર છે. છતાં અહીં સમીપમાં જ છે; અને અહીં સચેતન પ્રાણીઓ વિષે (હૃદયરૂપ) ગુફામાં છુપાઈને તે રહેલું છે.૭ તે આંખ વડે અને વાણી વડે પકડાતું નથી, તેમ જ ઇન્દ્રિયોરૂપ બીજા દેવો વડે અથવા તપ વડે કે કર્મ વડે પણ તેનું ગ્રહણ

થઈ શકતું નથી; પરંતુ જ્ઞાનની કૃપા વડે નિર્મળ બુદ્ધિવાળો થયેલ મનુષ્ય એ અખંડ તત્ત્વનું ધ્યાન કરીને તેને જોઈ શકે છે.૮ જેમાં પ્રાણ પાંચરૂપે* રહેલો છે, તે આ સૂક્ષ્મ આત્મા ચિત્ત વડે જણાય છે. લોકોનું આખું ચિત્ત આ પાંચ પ્રાણો વડે ઓતપ્રોત થયું છે. એ ચિત્તની શુદ્ધિ થતાં આ આત્મા પ્રગટ થાય છે.૯ શુદ્ધ બુદ્ધિવાળો પુરુષ જે જે લોકની મન વડે ઇચ્છા કરે છે અને જે જે કામનાઓને ઇચ્છે છે, તે તે લોકને અને તે તે કામનાઓને તે મેળવે છે; આથી ઐશ્વર્યની ઇચ્છાવાળાએ આત્મજ્ઞાનીની પૂજા કરવી. ૧૦

## ખંડ બીજો

જેમાં રહીને વિશ્વ ભાસે છે, તે બ્રહ્મરૂપ પરમ અને પવિત્ર સ્થાનને જ્ઞાની જાણે છે. જે બુદ્ધિમાન મનુષ્યો નિષ્કામ ૨ એ પુરુષની ઉપાસના કરે છે, તેઓ શુક્ર ( અર્થાત્ વીર્યથી ઉત્પન્ન થયેલા સંસાર )ને તરી જાય છે.૧ જે મનુષ્ય મનમાં અનેક કામનાઓની ઇચ્છા રાખે છે, તે જુદેજુદે ઠેકાણે એ કામનાઓને લીધે જન્મે છે, પરંતુ જેની બધી કામનાઓ શાંત થઈ ગઈ છે અને જે કૃતાર્થ બન્યો છે, તેની બધી કામનાઓ અહીં જ શમી જાય છે.૨ આ આત્મા વેદના અભ્યાસ વડે મળતો નથી, બુદ્ધિ વડે મળતો નથી, તેમ જ બહુ શ્રવણ કરવા વડે પણ મળતો નથી. એ આત્મા જેને પસંદ કરે છે, તેને જ એ મળે છે; તેની આગળ જ એ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.૩ આ આત્મા નિર્બળ (કાયર) મનુષ્યથી મેળવાતો નથી, તેમ જ કાળજી વિના પણ એ મળતો નથી. વળી સંન્યાસ વિનાના તપ વડે પણ તે મળતો નથી; પરન્તુ જે જ્ઞાની આ

* પાંચરૂપે—પ્રાણ–આપ–વાક્–અન્ન અને અન્નાદરૂપે ( પં૦ મોતીલાલ શર્મા); અથવા પ્રાણ–અપાન–સમાન–વ્યાન અને ઉદાનરૂપે ( શંકરાચાર્ય ).

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।
ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ५ ॥
वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥
गताः कलाः पञ्चदश प्रतिष्ठा देवाश्च सर्वे प्रतिदेवतासु ।
कर्माणि वि[illegible]श्च आत्मा परेऽव्यये सर्व एकीभवन्ति ॥ ७॥
यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ ८ ॥

स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति नास्याब्रह्मवित्कुले भवति । तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ९ ॥

तदेतदृचाऽभ्युक्तं । क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः। तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद्यैस्तु चीर्णम् ॥ १० ॥

तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच नैतदचीर्णव्रतोऽधीते ।
नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ११ ॥

॥ इति तृतीयमुण्डके द्वितीयः खण्डः ॥ २ ॥

॥ इति तृतीयम् मुण्डकम् ॥ ३ ॥

ઉપાયોથી પ્રયત્ન કરે છે, તેનો આત્મા બ્રહ્મના ધામમાં પહોંચે છે.૪ જ્ઞાન વડે તૃપ્ત બનેલા, કૃતાર્થ થયેલા, આસક્તિ વિનાના, શાન્ત બનેલા, બુદ્ધિમાન અને જિતેન્દ્રિય એવા ઋષિઓ સર્વત્ર રહેલા તેને સર્વ તરફથી મેળવીને, તેમાં ચિત્ત લગાડી દઈ એ સર્વરૂપ આત્મામાં જ પ્રવેશ કરે છે.૫ વેદાન્તના

વિજ્ઞાન વડે જેમણે જ્ઞેય અર્થ નિશ્ચય કર્યો છે અને સંન્યાસની પ્રાપ્તિને લઇને જેમની બુદ્ધિ શુદ્ધ બની છે, તેવા એ બધા યોગીઓ મરણ પછી અમરપણું મેળવીને બ્રહ્મલોકમાં મુક્ત બની જાય છે. ૬ એ યોગીઓની પંદર કલાઓ× તેમનાં મૂળ સ્થાનમાં લય પામી જાય છે અને ઇંદ્રિયોરૂપ દેવો પણ તે તે ઇંદ્રિયના અભિમાની દેવતામાં લય પામે છે.÷ તેમનાં કર્મો અને વિજ્ઞાનમય આત્મા એ બધું છેવટના અવ્યય તત્ત્વમાં એક બની જાય છે. ૭ જેવી રીતે વહેતી નદીઓ પોતપોતાનાં નામ અને રૂપને છોડી દઈને સમુદ્રમાં શમી જાય છે, તેવી જ રીતે જ્ઞાની નામ અને રૂપથી છૂટીને પરથી પણ પર એવા દિવ્ય પુરુષને પામે છે. ૮ જે આ પરબ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ બને છે. તેના કુળમાં બ્રહ્મને ન જાણનારો કોઈ થતો નથી. તે શોકને તરી જાય છે, પાપને તરી જાય છે, અને અપ્રકટ ગાંઠો અર્થાત્ બંધનોમાંથી છૂટો થઈ અમર બને છે. ૯ આ જ વાત ઋચામાં આમ કહેવાઈ છે:– જેઓ ક્રિયાવાળા, શ્રુતિઓને જાણનારા અને બ્રહ્મમાં મગ્ન રહેનારા છે, અને જેઓ પોતે શ્રદ્ધાવાળા હોઈ એકર્ષિ નામથી પ્રસિદ્ધ અંગિરા–અગ્નિમાં આહુતિ આપે છે, અને જેમણે માથા પર અગ્નિ ધારણ કરવારૂપ શિરોવ્રત અથવા મુણ્ડકવ્રત ધારણ કર્યું છે, તેમને જ માત્ર આ બ્રહ્મવિદ્યા કહેવી. ૧૦ તે આ સત્ય

× પંદર કલાઓ—પાંચ અવ્યયકલાઃ આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને વાક્; પાંચ અક્ષરકલાઃ અમૃત બ્રહ્મા, અમૃત વિષ્ણુ, અમૃત ઇન્દ્ર, અમૃત અગ્નિ, અમૃત સોમ; પાંચ ક્ષરકલા–મર્ત્ય બ્રહ્મા, મર્ત્ય વિષ્ણુ, મર્ત્ય ઇન્દ્ર, મર્ત્ય અગ્નિ, મર્ત્ય સોમ (પ્રાણ, આપ, વાક્, અન્નાદ, અન્ન) જુઓ, શ્વેતાશ્વતર ઉપનિષદ ૧–૮ ઉપર ટિપ્પણ

÷ વાણી, પ્રાણ, આંખ, કાન અને મન, એ પાંચ ઇન્દ્રિયોરૂપ દેવો ક્રમશઃ અગ્નિ, વાયુ, આદિત્ય, દિશા અને ચંદ્રમાં લય પામે છે.

અંગિરા ઋષિએ પહેલાં કહ્યું હતું. જેણે એ શિરોવ્રત ધારણ કર્યું નથી, તેણે આનું અધ્યયન કરવું નહિ.

પરમ ઋષિઓને નમસ્કાર હો! પરમ ઋષિઓને નમસ્કાર હો! ૧૧

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांस्सस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ હે પૂજ્ય દેવો! અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ; અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ. ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મોટી કીર્તિવાળા ઇન્દ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાર્ક્ષ્ય (ગરુડ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# ૬—માણ્ડૂક્ય ઉપનિષદ

**शांतिपाठ**—ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ૐ હે પૂજ્ય દેવો, અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ; અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મોટી કીર્તિવાળા ઇન્દ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાર્ક્ષ્ય (ગરુડ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

ओमित्येतदक्षरमिदँ सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्य-
दिति सर्वमोङ्कार एव। यच्चान्यत्त्रिकालातीतं तदप्योङ्कार एव ॥१॥
सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥ २ ॥

जागरितस्थानो बहिःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थूलभु-
ग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥

स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक्
तैजसो द्वितीयः पादः ॥ ४ ॥

यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति
तत्सुषुप्तम्। सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवाऽऽनन्दमयो
ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ ५ ॥

एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभ-
वाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥

नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं
नाप्रज्ञम्। अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेका-
त्म्यप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स
आत्मा स विज्ञेयः ॥ ७ ॥

આ બધું ॐ અક્ષરરૂપ જ છે. તેની વિશેષ સમજણ આ મુજબ છે—ભૂત, વર્તમાન અને ભવિષ્ય, એ બધું ૐ-કારરૂપ જ છે, તેમ જ જે કાંઈ આ ત્રણ કાળથી પર છે, તે પણ ૐકારરૂપ જ છે. ૧ આ બધું ય બ્રહ્મ જ છે. આ આત્મા બ્રહ્મ છે.* આ આત્મા ચાર પાદ (અવસ્થા)વાળો છે.૨ જાગ્રત

* अयमात्मा ब्रह्म—આરમાંનું એક મહાવાક્ય

અવસ્થામાં રહેનારો, બહારનાં જ્ઞાનવાળો, સાત+ અંગવાળો, ઓગણીસ× મુખવાળો અને સ્થૂલ વિષયોને ભોગવવાવાળો વૈશ્વાનર નામનો આત્મા એ પહેલો પાદ (અવસ્થા) છે. ૩ સ્વપ્ન અવસ્થામાં રહેનારો, (મન વડે કલ્પાયેલા) અંદરના જગતના (જ્ઞાનવાળો,) સાત અંગવાળો, ઓગણીસ મુખવાળો, અને વાસનારૂપી સૂક્ષ્મ વિષયોને ભોગવવાવાળો તૈજસ નામનો આત્મા એ બીજો પાદ (અવસ્થા) છે. ૪ જ્યારે ગાઢ નિદ્રામાં પડીને મનુષ્ય કાંઈ પણ ઇચ્છા કરતો નથી અને કોઈ સ્વપ્ન પણ જોતો નથી, તેને સુષુપ્તિ અવસ્થા કહે છે. એ સુષુપ્તિ અવસ્થામાં રહેનારો, એકરૂપ બનેલો, એકત્રિત બનેલા માનસિક જ્ઞાન (પ્રજ્ઞાન)વાળો, આનન્દમય, આનન્દને ભોગવનારો, ચિત્તરૂપી એક માત્ર મુખવાળો, પ્રાજ્ઞ નામનો આત્મા એ ત્રીજો પાદ (અવસ્થા) છે. ૫ આ સર્વનો ઈશ્વર છે, આ સર્વજ્ઞ છે, આ અંતર્યામી છે, આ સર્વનું મૂળ કારણ છે, અને પ્રાણીઓની ઉત્પત્તિ અને લય પણ આ જ છે. ૬ જેને અંદરનું જ્ઞાન નથી, બહારનું જ્ઞાન નથી, તેમ જ અંદર અને બહાર એ બન્નેનું જ્ઞાન નથી, જે એકત્રિત બનેલા માનસિક જ્ઞાન (પ્રજ્ઞાન)-વાળું પણ નથી, જ્ઞાનયુક્ત નથી; તેમ જ જ્ઞાનરહિત પણ નથી, જે અદૃશ્ય છે, વાણીથી સમજાવી ન શકાય તેવું છે, મનથી ગ્રહણ ન કરી શકાય તેવું છે, નિશાનીથી પણ સમજાવી ન શકાય તેવું છે, ચિંતવી શકાય નહિ તેવું છે, બતાવી શકાય નહિ તેવું છે, જે એક આત્માનુભવના સારરૂપ છે, જેમાં સંસારરૂપ પ્રપંચ શમી જાય છે, જે શાંત, કલ્યાણસ્વરૂપ અને દ્વૈત વિનાનું છે, તેને ચોથું તત્ત્વ માને છે; તે આત્મા છે. તેને જાણવો જોઈએ. ૭

+ સાત અંગ—માથું, આંખ, મોઢું. પ્રાણ, મધ્ય ભાગ, ગુહ્ય ભાગ ને પગ

× ઓગણીસ મુખ—પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર

सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥

जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्त्वाद्वाऽऽप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥ ९ ॥

स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसन्ततिं समानश्च भवति नास्याब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥

सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदꣳसर्वमपीतिश्च भवति य एवं वेद ॥ ११ ॥

अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद य एवं वेद ॥ १२ ॥

॥ इति माण्डूक्य उपनिषत् समाप्ता ॥ ६ ॥

આ આત્મા અક્ષરની નજરે ॐકાર છે અને એની માત્રાઓની નજરે, તેના પાદો (અવસ્થાઓ) ॐકારની માત્રાઓ છે, અને તે ॐકારની માત્રાઓ તેના પાદો (અવસ્થાઓ) છે. એ માત્રાઓ ત્રણ છે—'અ' કાર, 'ઉ' કાર અને 'મ' કાર. ૮ જાગ્રત અવસ્થાનો વૈશ્વાનર આત્મા 'અ'કારરૂપ પહેલી માત્રા છે. એ 'અ'કાર 'આપ્તિ' (પ્રાપ્તિ)માંથી અથવા 'આદિમત્ત્વ' (આદિયુક્ત હોવાપણું)માંથી ઉપજાવવામાં આવ્યો છે. જે આ વ્યુત્પત્તિને જાણે છે, તે બધી ય કામનાઓને પ્રાપ્ત કરે છે અને સર્વમાં પ્રથમ બને છે.૯ સ્વપ્ન અવસ્થાનો તૈજસ આત્મા 'ઉ'કારરૂપ બીજી માત્રા છે. એ 'ઉ'કાર 'ઉત્કર્ષ' શબ્દમાંથી અથવા 'ઉભયત્વ' શબ્દમાંથી ઉપજાવવામાં આવેલો છે. જે આ વ્યુત્પત્તિને જાણે છે, તે પોતાના જ્ઞાનના પ્રવાહની ઉન્નતિ કરે

છે અને સર્વ તરફ સમાન બને છે; તેમ જ બ્રહ્મને ન જાણતો હોય એવો કોઈ તેના કુળમાં થતો નથી. ૧૦ સુષુપ્તિ અવસ્થાનો પ્રાજ્ઞ આત્મા 'મ'કારરૂપ ત્રીજી માત્રા છે. એ 'મ'કાર 'મિતિ' (માપ) અથવા 'અપીતિ' (લય) શબ્દમાંથી ઉપજાવવામાં આવ્યો છે. જે આ વ્યુત્પત્તિને જાણે છે, તે (પોતાના જ્ઞાન વડે) આ બધાનું માપ કાઢી શકે છે અને (આત્મામાં) લય પણ પામે છે.૧૧ માત્રા વિનાનો ચોથો આત્મા વાણીના વ્યવહારથી પર છે. સંસારરૂપ પ્રપંચ ત્યાં શમી જાય છે. તે કલ્યાણ-સ્વરૂપ છે, દ્વૈત વિનાનો છે. આ પ્રમાણે ૐકાર આત્મા જ છે. જે આ પ્રમાણે જાણે છે, તે પોતે પોતાની મેળે જ આત્મામાં પ્રવેશ કરે છે. ૧૨

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ૐ હે પૂજ્ય દેવો ! અમે કાનો વડે કલ્યાણને સાંભળીએ, આંખો વડે કલ્યાણને જોઈએ, સુદૃઢ અંગો વડે તથા દેહ વડે તમારી સ્તુતિ કરતા રહીએ; અને દેવોએ અમારે માટે ઠરાવેલું આયુષ્ય અમે ભોગવીએ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મોટી કીર્તિવાળા ઇન્દ્ર અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. સર્વને જાણનારા પૂષા અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ન અટકાવી શકાય એવી ગતિવાળા તાર્ક્ષ્ય (ગરુડ) અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. બૃહસ્પતિ અમારું સ્વસ્તિ (કલ્યાણ) કરો. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# ૭–તૈત્તિરીય ઉપનિષદ

## प्रथमा वल्ली : शिक्षाध्याय :

### प्रथम अनुवाक

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्याभि । सत्यं वदिष्याभि । तन्मामवतु तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥

इति प्रथमोऽनुवाकः ॥ १ ॥

### द्वितीय अनुवाक

ॐ शीक्षां व्याख्यास्यामः । वर्णः स्वरः । मात्रा बलम् । साम सन्तानः इत्युक्तः शीक्षाध्यायः ॥ १ ॥

इति द्वितीयोऽनुवाकः ॥ २ ॥

### तृतीय अनुवाक

सह नौ यशः । सह नौ ब्रह्मवर्चसम् । अथातः सꣳहिताया उपनिषदं व्याख्यास्यामः । पञ्चस्वधिकरणेषु । अधिलोकमधिज्योतिषमधिविद्यमधिप्रजमध्यात्मम् । ता महासꣳहिता इत्याचक्षते । अथाधिलोकम् । पृथिवी पूर्वरूपम् । द्यौरुत्तररूपम् । आकाशः सन्धिः ॥ १ ॥

# પહેલી વલ્લી : શિક્ષાધ્યાય

## પહેલો અનુવાક

ૐ મિત્ર દેવ× અમને સુખકર થાઓ. વરુણ દેવ અમને સુખકર થાઓ. અર્યમા દેવ અમને સુખકર થાઓ. ઇન્દ્ર દેવ અને બૃહસ્પતિ દેવ અમને સુખકર થાઓ. વ્યાપક ગતિવાળા વિષ્ણુ અમને સુખકર થાઓ. બ્રહ્મને નમસ્કાર હો. હે વાયુ દેવ! તમને નમસ્કાર હો. તમે જ પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમને જ પ્રત્યક્ષ બ્રહ્મ હું કહીશ. હું ઋત* બોલીશ, સત્ય બોલીશ. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ૧

## બીજો અનુવાક

ૐ અક્ષરોના ઉચ્ચાર શીખવનારું શિક્ષાશાસ્ત્ર હવે કહીએ છીએ. અ, આ, ઇ, ક, ખ વગેરે વર્ણો છે. ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત વગેરે સ્વરો છે. હ્રસ્વ, દીર્ઘ વગેરે માત્રા છે. વાયુનો મુખ વગેરે સ્થાનોમાં સ્પર્શ થવારૂપ પ્રયત્ન બળ છે. વર્ણોનું મધ્યમ વૃત્તિથી ઉચ્ચારણ કરવું, તે સામ છે. વર્ણોને એક સાથે ઉચ્ચારવા તે સંતાન છે. આ શિક્ષાધ્યાય કહ્યો.૧

## ત્રીજો અનુવાક

અમને બન્નેને (ગુરુ-શિષ્યને) યશ સાથે જ મળો. અમને બન્નેને બ્રહ્મતેજ સાથે જ પ્રાપ્ત થાઓ. હવે આ સંહિતા (સંધાન-જોડાણ)નું પૂરું રહસ્ય કહીએ છીએ. તેના

× મિત્ર, વરુણ, અર્યમા, ઇન્દ્ર અને વિષ્ણુ, એ પાંચ દેવો બાર આદિત્યમાંના પાંચ છે અને તેઓ સૂર્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે.

* શાસ્ત્ર અનુસાર

वायुः सन्धानम् । इत्यधिलोकम् । अथाधिज्यौतिषम् । अग्निः पूर्वरूपम् । आदित्य उत्तररूपम् । आपः सन्धिः । वैद्युतः सन्धानम् । इत्यधिज्यौतिषम् । अथाधिविद्यम् । आचार्यः पूर्वरूपम् ॥ २ ॥

अन्तेवास्युत्तररूपम् । विद्या सन्धिः । प्रवचनꣳ सन्धानम् । इत्यधिविद्यम् । अथाधिप्रजम् । माता पूर्वरूपम् । पितोत्तररूपम् । प्रजा सन्धिः । प्रजननꣳ सन्धानम् । इत्यधिप्रजम् ॥ ३ ॥

अथाध्यात्मम् । अधराहनुः पूर्वरूपम् । उत्तरा हनुरुत्तररूपम् । वाक् सन्धिः । जिह्वा सन्धानम् । इत्यध्यात्मम् । इतीमा महासꣳहिताः । य एवमेता महासꣳहिता व्याख्याता वेद । सन्धीयते प्रजया पशुभिः । ब्रह्मवर्चसेनान्नाद्येन सुवर्ग्येण लोकेन ॥ ४ ॥

इति तृतीयोऽनुवाकः ॥ ३ ॥

## चतुर्थ अनुवाक

यश्छन्दसामृषभो विश्वरूपः । छन्दोभ्योऽध्यमृतात्सम्बभूव । स मेन्द्रो मेधया स्पृणोतु । अमृतस्य देव धारणो भूयासम् । शरीरं मे विचर्षणम । जिह्वा मे मधुमत्तमा कर्णाभ्यां भूरि विश्रुवम् । ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः । श्रुतं मे गोपाय । आवहन्ती वितन्वाना ॥ १ ॥

લોક, જ્યોતિ, વિદ્યા, પ્રજા અને અધ્યાત્મ–શરીર, એ પાંચ વિષયો છે. આ બધાને મહાસંહિતા ( અર્થાત્ મોટું જોડાણ ) કહે છે.

હવે લોક વિષેની વાત—તેમાં પૃથ્વીલોક પૂર્વરૂપ અર્થાત્ પહેલું સ્વરૂપ છે, દ્યુલોક ( સ્વર્ગ ) ઉત્તરરૂપ અર્થાત્ છેવટનું સ્વરૂપ છે, અંતરિક્ષ તે બેનું સાંધણ છે અને વાયુ તેને સાંધ-

નારો છે. આ લોકની વાત થઈ.

હવે જ્યોતિ અથવા પ્રકાશ સંબંધી વાત—તેમાં અગ્નિ પૂર્વરૂપ છે, સૂર્ય ઉત્તરરૂપ છે, વચ્ચે રહેલું મેઘરૂપ જળ તે બેનું સાંધણુ છે અને વીજળી તે બેને સાંધનારી છે. આ જ્યોતિની વાત થઈ.

હવે વિદ્યા વિષેની વાત—તેમાં ગુરુ પૂર્વરૂપ છે, શિષ્ય ઉત્તરરૂપ છે, વિદ્યા એ બેનું સાંધણુ છે અને પ્રવચન અથવા શિક્ષણુ તે બેને સાંધનારું છે. આ વિદ્યાની વાત થઈ.

હવે પ્રજા (સન્તતિ) વિષેની વાત—તેમાં માતા પૂર્વરૂપ છે, પિતા ઉત્તરરૂપ છે, બાળક તે બેનું સાંધણુ છે અને બાળકની ઉત્પત્તિ એ બેને સાંધનારી છે. આ પ્રજાની વાત થઈ.

હવે અધ્યાત્મ-શરીર વિષેની વાત—તેમાં નીચેનું જડબું પૂર્વરૂપ છે, ઉપરનું જડબું ઉત્તરરૂપ છે, વાણી એ બેનું સાંધણુ છે અને જીભ એ બેને સાંધનારી છે. આ અધ્યાત્મની વાત થઈ અને અહીં આ પાંચ મહાસંહિતા (મોટા સાંધણો)ની વાત પૂરી થઈ. જે આ પ્રમાણે વ્યાખ્યા કરેલી મહાસંહિતાને જાણે છે, તેને સંતાન, પશુ, બ્રહ્મતેજ, ખાનપાન અને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.૧-૪

## ચોથો અનુવાક

જે વેદોમાં સર્વોત્તમ અને સર્વરૂપ છે અને જે વેદોથી પણુ ઉપર રહેલા અમરપણામાંથી ઉત્પન્ન થયો છે, તે ઇન્દ્ર (પરમેશ્વર) મને વેદોને (વેદોના જ્ઞાનને) ધારણુ કરવાની (સમજી અનુ-ભવવાની) શક્તિ આપો. હે દેવ ઇન્દ્ર! હું અમૃતને ધારણુ કરનારો થાઉં, મારું શરીર નીરોગી બનો, મારી જીભ મધુરતાવાળી થાઓ, હું બન્ને કાનો વડે ઘણું અત્યંત સાંભળું; તમે બ્રહ્મના ભંડાર છો, પણુ એ ભંડાર

कुर्वाणाऽचीरमात्मनः । वासांꣳसि मम गावश्च । अन्नपाने च सर्वदा । ततो मे श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा । आ मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । वि मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । प्र मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । द मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । श मा यन्तु ब्रह्मचारिणः स्वाहा ॥ २ ॥

यशो जनेऽसानि स्वाहा । श्रेयान्वस्यसोऽसानि स्वाहा । तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा । तस्मिन्स-हस्रशाखे । नि भगाऽहं त्वयि मृजे स्वाहा । यथाऽऽपः प्रवता यन्ति यथा मासा अहर्जरम् । एवं मां ब्रह्मचारिणः । धातरायन्तु सर्वतः स्वाहा । प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व ॥ ३ ॥

इति चतुर्थोऽनुवाकः ॥ ४ ॥

## पंचम अनुवाक

भूर्भुवः सुवरिति वा एतास्तिस्रो व्याहृतयः । तासामु ह स्मैतां चतुर्थीं माहाचमस्यः प्रवेदयते । मह इति । तद्ब्रह्म । स आत्मा । अङ्गान्यन्या देवताः । भूरिति वा अयं लोकः । भुव इत्यन्तरिक्षम् । सुवरित्यसौ लोकः ॥ १ ॥

દુનિયાદારી બુદ્ધિથી ઢંકાયેલો છે. મારા જ્ઞાનનું રક્ષણ કરો, તેમ જ મારે માટે હમેશ વસ્ત્રો, ગાયો અને ખાનપાન લાવનારી તેમ જ તેમાં સતત વધારો કરનારી લક્ષ્મી મને આપો; અને એ સંપત્તિ બકરાં–ઘેટાં વગેરે વાળવાળાં પશુઓથી ભરપૂર બનો. સ્વાહા (હું તમને આહુતિ આપું છું.) બ્રહ્મ-ચારી શિષ્યો મારી પાસે આવો, સ્વાહા. બ્રહ્મચારી શિષ્યો

મને પ્રાપ્ત થાઓ, સ્વાહા. મારા બ્રહ્મચારી શિષ્યો બુદ્ધિમાન થાઓ, સ્વાહા. મારા બ્રહ્મચારી શિષ્યો જિતેન્દ્રિય થાઓ, સ્વાહા. મારા બ્રહ્મચારી શિષ્યો મનના નિગ્રહવાળા (મનને વશ રાખનારા) થાઓ. લોકોમાં હું યશસ્વી થાઉં, સ્વાહા. હું શ્રેષ્ઠ અને ખૂબ ધનવાન થાઉં, સ્વાહા. હે ભગવન્! તારામાં હું પ્રવેશ કરું, સ્વાહા. હે ભગવન્! તું મારામાં પ્રવેશ કર. સ્વાહા. અનેક રૂપવાળા એવા તારામાં હે ભગવન્! હું મારાં પાપકર્મો ધોઉં છું, સ્વાહા. જેવી રીતે ઢોળાવ પરથી પાણી નીચે પડે છે અને જેવી રીતે મહિનાઓ દિવસોને પોતામાં સમાવી દેનાર વર્ષ તરફ જાય છે, તેવી રીતે હે ધાતા! બ્રહ્મચારી શિષ્યો સર્વ તરફથી મારી પાસે આવો, સ્વાહા. તમે શ્રમ દૂર કરવાનું સ્થાન છો, તો મારી સામે તમે પ્રકાશો અને મને પ્રાપ્ત થાઓ. ૧-૩

## પાંચમો અનુવાક

**भूः**, **भुवः** અને **स्वः** આ ત્રણ વ્યાહૃતિઓ (મંત્રોચ્ચારો) છે. તેઓમાં આ ચોથી **महः** નામની વ્યાહૃતિને માહાચમસ્ય ઋષિ જાણતા હતા. તે **महः** જ બ્રહ્મ છે, તે આત્મા છે, બીજા બધા દેવતાઓ તેના અવયવો છે.

**भूः** એટલે આ પૃથ્વીલોક, **भुवः** એટલે અંતરિક્ષ, **स्वः** એટલે પેલો સ્વર્ગલોક અને **महः** એટલે આદિત્ય; આદિત્ય વડે જ આ બધા લોક વૃદ્ધિ પામે છે.

અથવા **भूः** એટલે અગ્નિ, **भुवः** એટલે વાયુ, **स्वः** એટલે આદિત્ય અને **महः** એટલે ચંદ્રમા; ચંદ્રમા વડે જ બધાં નક્ષત્રો વૃદ્ધિ પામે છે.

અથવા **भूः** એટલે ઋચાઓ, **भुवः** એટલે સામમન્ત્રો, **स्वः** એટલે યજુર્મન્ત્રો અને **महः** એટલે બ્રહ્મ; બ્રહ્મ વડે જ બધા વેદો વૃદ્ધિ પામે છે.

मह इत्यादित्यः । आदित्येन वाव सर्वे लोका महीयन्ते । भूरिति वा अग्निः । भुव इति वायुः । सुवरित्यादित्यः । मह इति चंद्रमाः । चंद्रमसा वाव सर्वाणि ज्योतीꣳषि महीयन्ते । भूरिति वा ऋचः । भुव इति सामानि । सुवरिति यजूꣳषि ॥ २ ॥

मह इति ब्रह्म । ब्रह्मणा वाव सर्वे वेदा महीयन्ते । भूरिति वै प्राणः । भुव इत्यपानः । सुवरिति व्यानः । मह इत्यन्नम् । अन्नेन वाव सर्वे प्राणा महीयन्ते । ता वा एताश्चतस्रश्चतुर्धा । चतस्रश्चतस्रो व्याहृतयः । ता यो वेद स वेद ब्रह्म । सर्वेऽस्मै देवा बलिमावहन्ति॥३

इति पञ्चमोऽनुवाकः ॥ ५ ॥

## षष्ठम अनुवाक

स य एषोऽन्तर्हृदय आकाशः । तस्मिन्नयं पुरुषो मनोमयः । अमृतो हिरण्मयः । अन्तरेण तालुके । य एष स्तन इवावलम्बते । सेन्द्रयोनिः । यत्रासौ केशान्तो विवर्तते । व्यपोह्य शीर्षकपाले । भूरित्यग्नौ प्रतितिष्ठति । भुव इति वायौ ॥ १ ॥

सुवरित्यादित्ये । मह इति ब्रह्मणि । आप्नोति स्वाराज्यम् । आप्नोति मनसस्पतिम् । वाक्पतिश्चक्षुष्पतिः । श्रोत्रपतिर्विज्ञानपतिः । एतत्ततो भवति । आकाशशरीरं ब्रह्म । सत्यात्म प्राणारामं मनआनन्दम् । शान्तिसमृद्धममृतम् । इति प्राचीनयोग्योपास्स्व ॥ २॥

इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

અથવા भूः એટલે પ્રાણ, भुवः એટલે અપાન, स्वः એટલે વ્યાન, અને महः એટલે અન્ન; અન્ન વડે જ બધા પ્રાણો વૃદ્ધિ પામે છે.×

× આ વ્યાહૃતિઓની સમજ સારી રીતે પડે, એટલા સારુ નીચે

આ પ્રમાણે આ ચાર વ્યાહૃતિઓ ચાર પ્રકારની થાય છે. આમ દરેક વ્યાહૃતિ ચાર ચાર પ્રકારની છે. જે તેમને જાણે છે, તે બ્રહ્મને જાણે છે. બધા દેવો તેને ભેટ ધરે છે.૧–૩

છઠ્ઠો અનુવાક

આ હૃદયની અંદર જે આકાશ છે, તેમાં મનોમય, અમૃતરૂપ અને પ્રકાશમય પુરુષ રહેલો છે. જે આ બે તાળવાની વચમાં આંચળની જેમ લટકે છે× તે ઇન્દ્રનું સ્થાન છે, અને ત્યાંથી જ માથાની ખોપરીને ભેદીને સુષુમ્ણા નાડીનો છેડો બહાર નીકળે છે. भूः ની ઉપાસના વડે ઉપાસક અગ્નિમાં સ્થિર થાય છે, भुवः ની ઉપાસના વડે વાયુમાં, અને स्वः ની ઉપાસના વડે આદિત્યમાં, તેમ જ महः ની ઉપાસના વડે બ્રહ્મમાં

| વ્યાહૃતિઓ | અર્થો | | | |
|---|---|---|---|---|
| भूः | પૃથ્વીલોક | અગ્નિ | ઋચાઓ | પ્રાણ |
| भुवः | અન્તરિક્ષ | વાયુ | સામમંત્રો | અપાન |
| स्वः | સ્વર્ગલોક | આદિત્ય | યજુર્મંત્રો | વ્યાન |
| महः | આદિત્ય | ચન્દ્રમા | બ્રહ્મ | અન્ન |

સ્થિર થાય છે. તે ચક્રવર્તીપણું મેળવે છે. મનના પતિને પામે છે. તે વાણીનો પતિ, આંખનો પતિ, કાનનો પતિ, બુદ્ધિનો પતિ થાય છે. બ્રહ્મ આકાશ જેવા (સૂક્ષ્મ) શરીરવાળું છે, સત્યરૂપ આત્માવાળું છે, પ્રાણરૂપ આરામવાળું છે, મનરૂપ આનંદવાળું છે, તેમ જ શાન્તિથી ભરપૂર અને અમર છે. એમ હે (શિષ્ય) પ્રાચીનયોગ્ય ! તું તેની ઉપાસના કર.૧,૨

કોઠો ઉતાર્યો છે :

× મોં આખું ઉઘાડતાં ગળામાં એક માંસપેશી લટકતી દેખાય છે. અંગ્રેજીમાં તેને 'યુવ્યુલા' કહે છે.

### सप्तम अनुवाक

पृथिव्यन्तरिक्षं द्यौर्दिशोऽवान्तरदिशः। अग्निर्वायुरादित्यश्चन्द्रमा नक्षत्राणि । आप ओषधयो वनस्पतय आकाश आत्मा। इत्यधिभूतम्। अथाध्यात्मम् । प्राणोऽपानो व्यान उदानः समानः । चक्षुः श्रोत्रं मनो वाक् त्वक् । चर्म माꣳसꣳस्नावास्थिमज्जा । एतदधि विधाय ऋषिरवोचत् । पाङ्क्तं वा इदꣳसर्वम् । पाङ्क्तेनैव पाङ्क्तꣳ स्पृणोतीति ॥ १ ॥ इति सप्तमोऽनुवाकः ॥ ७ ॥

### अष्टम अनुवाक

ओमिति ब्रह्म । ओमितीदꣳसर्वम् । ओमित्येतदनुकृतिर्ह स्म वा अप्यो श्रावयेत्याश्रावयन्ति । ओमिति सामानि गायन्ति । ओꣳ शोमिति शस्त्राणि शꣳसन्ति । ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति । ओमिति ब्रह्मा प्रसौति । ओमित्यग्निहोत्रमनुजानाति । ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह ब्रह्मोपाप्नवानीति । ब्रह्मैवोपाप्नोति ॥ १ ॥

इत्यष्टमोऽनुवाकः ॥ ८ ॥

### नवम अनुवाक

ऋतञ्च स्वाध्यायप्रवचने च । सत्यञ्च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च

### સાતમો અનુવાક

પૃથ્વી, અન્તરિક્ષ, દ્યુલોક (સ્વર્ગ), દિશાઓ અને અવાન્તરદિશાઓ (ખૂણાઓ)—આ પાંચને લોકરૂપ પાંક્ત (પંચક) કહે છે. અગ્નિ, વાયુ, આદિત્ય, ચંદ્રમા અને નક્ષત્રો—આ પાંચને દેવતારૂપ પાંક્ત (પંચક) કહે છે. જળ, ઔાષધિ, વનસ્પતિ, આકાશ અને આત્મા—આ પાંચને ભૂતરૂપ પાંક્ત

(પંચક) કહે છે. આ ત્રણ પાંક્તો (પંચકો) આધિભૌતિક અર્થાત્ ભૂતસંબંધી છે.

આધ્યાત્મિક અર્થાત શરીર સંબંધી પાંક્તો આ પ્રમાણે છે: પ્રાણ, વ્યાન, અપાન, ઉદાન અને સમાન—એ પાંચને પ્રાણરૂપ પાંક્ત (પંચક) કહે છે. આંખ, કાન, મન, વાણી અને ત્વચા—એ પાંચને ઇન્દ્રિયરૂપ પાંક્ત (પંચક) કહે છે. ચામડી, માંસ, સ્નાયુ, હાડકાં અને મજ્જા—એ પાંચને ધાતુ-રૂપ પાંક્ત કહે છે.

આ પ્રમાણે કલ્પના કરીને ઋષિ બોલ્યા: આ બધું જ જગત પાંક્ત (પંચક)રૂપ છે. આધ્યાત્મિક પાંક્ત (પંચક) વડે મનુષ્ય, બહારનું પાંક્ત (પંચક) જાણે છે. ૧

## આઠમો અનુવાક

ॐ બ્રહ્મ છે. ॐ જ આ બધું છે. કોઈએ બોલેલાં કોઈ પણ વચનોનો સ્વીકાર કરતી વખતે બધા પહેલાં ॐ જ બોલે છે. [યજ્ઞમાં દેવોને હવિ આપતી વખતે, "હે આગ્નીધ્ર–અગ્નિ પ્રકટાવનાર બ્રાહ્મણ! દેવોને] 'ઓ આ સંભળાવ" એમ કહી ॐ કાર જ સંભળાવે છે. ॐ ઉચ્ચાર સાથે જ સામવેદનું ગાન કરે છે. 'ॐ શોમ્' એવા ઉચ્ચાર સાથે જ બ્રાહ્મણો શસ્ત્રો નામનાં ઋગ્વેદનાં સૂક્તો ઉચ્ચારે છે. 'ॐ' ઉચ્ચાર સાથે જ અધ્વર્યુ પ્રતિગર (પ્રત્યેક કર્મોમાં કહેવાના શબ્દો) બોલે છે. 'ॐ' ઉચ્ચાર સાથે જ 'બ્રહ્મા' નામનો યજ્ઞનો બ્રાહ્મણ પ્રેરણાપૂર્વક સંમતિ આપે છે. 'ॐ' ઉચ્ચાર વડે જ દેવોને ઉદ્દેશી અગ્નિહોત્રમાં હોમ થતી વખતે સંમતિ અપાય છે. વેદાધ્યયનનો આરંભ કરતાં, બ્રાહ્મણ 'ॐ' એમ કહે છે. હું બ્રહ્મને પામું" એમ ઇચ્છનારો ('ॐ'થી) બ્રહ્મને જ પામે છે.૧

## નવમો અનુવાક

ઋત તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. સત્ય તેમ જ

**स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषं च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च । सत्यमिति सत्यवचा राथीतरः । तप इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्याय-प्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥ १ ॥**

इति नवमोऽनुवाकः ॥ ९ ॥

## दशम अनुवाक

**अहं वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविणꣳसवर्चसम् । सुमेधा अमृतोक्षितः । इति त्रिशङ्कोर्वेदानुवचनम् ॥ १ ॥**

इति दशमोऽनुवाकः ॥ १० ॥

## एकादश अनुवाक

**वेदमनूच्याऽऽचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥**

વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. તપ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. ઇન્દ્રિયોનો સંયમ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. મનનો નિગ્રહ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. અગ્નિઓમાં આહુતિ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. અગ્નિહોત્રમાં હોમ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. અતિથિ-સત્કાર તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. લૌકિક

વ્યવહાર તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. પુત્રની ઉત્પત્તિ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં. પૌત્રની ઉત્પત્તિ તેમ જ વેદાભ્યાસ અને પ્રવચન કરવાં.

માત્ર સત્યનું જ પાલન કરવું, એવો સત્યવાદી રાથીતર-(રથીતરના પુત્ર)નો મત છે. માત્ર તપશ્ચર્યા જ કરવી, એવો તપોનિષ્ઠ પૌરુશિષ્ટિનો મત છે. માત્ર વેદાભ્યાસ અને પ્રવચન જ કરવાં, એવો મુદ્દ્ગલના પુત્ર 'નાક' નામના આચાર્યનો મત છે. તે (વેદાભ્યાસ પ્રવચન) જ તપ છે, તે જ તપ છે.૧

## દશમો અનુવાક

હું સંસારરૂપ વૃક્ષને અંતર્યામીરૂપે પ્રેરનારો છું. મારી કીર્તિ પર્વતની ટોચ જેવી ઊંચી છે. હું (પરમાત્મારૂપ) ઉચ્ચ અને પવિત્ર કારણવાળો છું અને અન્નવાળા સૂર્યમાં જેવું અમૃત (શુદ્ધ આત્મતત્ત્વ) છે, તેવું હું અમૃત છું. મને પ્રકાશયુક્ત ધન મળ્યું છે. હું નિર્મળ બુદ્ધિવાળો અને અમૃત વડે સિંચાયેલો છું—આ પ્રમાણે ત્રિશંકુનો વેદપાઠ છે.૧

## અગિયારમો અનુવાક

વેદ ભણાવીને ગુરુ શિષ્યને બોધ આપે છે : સત્ય બોલજે, ધર્મનું આચરણ કરજે, વેદ ભણવામાં આળસ કરતો નહિ, ગુરુને સંતોષ થાય એવી એમને દક્ષિણા આપીને ગૃહસ્થાશ્રમ માંડીને પ્રજા ઉત્પન્ન કરજે અને વંશરૂપ તાંતણાને તોડી નાખતો નહિ. સત્યથી ચળતો નહિ. ધર્મથી ચળતો નહિ. કુશળતા છોડી દેતો નહિ. ઐશ્વર્ય મેળવવા માટે આળસને છોડી દેજે. વેદાભ્યાસ અને પ્રવચનમાં આળસ કરતો નહિ. દેવ અને પિતૃનાં કાર્યમાં આળસ કરતો નહિ. માતાને દેવ સમાન ગણજે. પિતાને દેવ સમાન ગણજે. ગુરુને દેવ સમાન ગણજે. અતિથિને દેવ સમાન ગણજે. જે અનિન્દિત (નિર્દોષ) કર્મો છે, તે કરવાં—બીજાં

देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकꣳ सुचरितानि । तानि त्वयोपास्यानि ॥ २ ॥

नो इतराणि । ये के चास्मच्छ्रेयाꣳसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥ ३ ॥

ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः । अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः । एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ४ ॥

इत्येकादशोऽनुवाकः ॥ ११ ॥

## द्वादश अनुवाक

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥

इति द्वादशोऽनुवाकः ॥ १२ ॥

નહિ. જે અમારાં શ્રેષ્ઠ આચરણો છે, તે આચરવાં—બીજાં નહિ. જે અમારામાં શ્રેષ્ઠ બ્રાહ્મણો છે, તેમને આસન આપી તારે તેમનો થાક ઉતારવો. શ્રદ્ધાપૂર્વક દાન આપવું—અશ્રદ્ધાથી આપવું નહિ; વૈભવ અનુસાર આપવું, વિનયપૂર્વક આપવું, શાસ્ત્રોની આજ્ઞાનો ભય રાખીને આપવું, દેશ–કાલ–પાત્ર જાણીને આપવું. જો તને શ્રૌત–સ્માર્ત કર્મની બાબતમાં અથવા કુલાચારની બાબતમાં શંકા થાય, તો ત્યાં જે વિચારશીલ, જિતેન્દ્રિય, કર્મ કરવામાં સમર્થ, સરળ બુદ્ધિના અને ધર્મમાં પ્રીતિવાળા બ્રાહ્મણો હોય તેઓ જેમ તે તે બાબતમાં વર્તતા હોય તેમ તું વર્તજે; તેમ જ જો તે પુરુષો પ્રત્યે દોષની શંકા ઉત્પન્ન થાય, તો ત્યાં જે બીજા વિચારશીલ, જિતેન્દ્રિય, કર્મ કરવામાં સમર્થ, સરળ બુદ્ધિના અને ધર્મમાં પ્રીતિવાળા બ્રાહ્મણો હોય, તેઓ જેમ તે તે શંકાની બાબતમાં વર્તતા હોય તેમ તું વર્તજે. આ આજ્ઞા છે, આ ઉપદેશ છે, આ વેદનું ગૂઢ રહસ્ય છે, આ ઈશ્વરનું વચન છે, આ પ્રમાણે ઉપાસના કર. આ પ્રમાણે જ આની ઉપાસના કર.૧–૪

## બારમો અનુવાક

ૐ મિત્રદેવ અમને સુખકર થાઓ. વરુણદેવ અમને સુખકર થાઓ. અર્યમાદેવ અમને સુખકર થાઓ. ઇન્દ્ર અને બૃહસ્પતિ અમને સુખકર થાઓ. વ્યાપક ગતિવાળા વિષ્ણુ અમને સુખકર થાઓ. બ્રહ્મને નમસ્કાર હો! હે વાયુદેવ, તમને નમસ્કાર હો! તમે જ (આ સૃષ્ટિરૂપ) પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમને જ પ્રત્યક્ષ બ્રહ્મ મેં કહ્યા. હું ઋત બોલ્યો, સત્ય બોલ્યો, તમે મારું રક્ષણ કર્યું, વક્તાનું રક્ષણ કર્યું. મારું રક્ષણ કર્યું, વક્તાનું રક્ષણ કર્યું. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ૧

# द्वितीया वल्ली : ब्रह्मवल्ली

**शान्तिपाठ**—ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## प्रथम अनुवाक

**ॐ ब्रह्मविदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान्कामान्सह । ब्रह्मणा विपश्चितेति । तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्‌भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधीभ्योऽन्नम् । अन्नात्पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमयः । तस्येदमेव शिरः । अयं दक्षिणः पक्षः । अयमुत्तरः पक्षः । अयमात्मा । इदं पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥**

इति प्रथमोऽनुवाकः ॥ १ ॥

## द्वितीय अनुवाक

**अन्नाद्वै प्रजाः प्रजायन्ते । याः काश्च पृथिवीँ्श्रिताः । अथो अन्नेनैव जीवन्ति । अथैनदपि यन्त्यन्ततः । अन्नँ्हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । सर्वं वै तेऽन्नमाप्नुवन्ति येऽन्नं ब्रह्मोपासते । अन्नँ् हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । अन्नाद्भूतानि जायन्ते । जातान्यन्नेन वर्धन्ते । अद्यतेऽत्ति च भूतानि तस्मादन्नं तदुच्यत इति । तस्माद्वा एतस्मादन्नरसमयाद्—**

## બીજી વલ્લી: બ્રહ્મવલ્લી

ૐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો, અમારું બન્નેનું સાથે પાલન કરો, અમે બન્ને સાથે જ સામર્થ્ય (બળ) મેળવીએ. અમારું બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

### પહેલો અનુવાક

ૐ બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પામે છે. તેને માટે આ ઋચા કહેલ છે: "(બુદ્ધિરૂપ) પરમ આકાશમાં છુપાઇને રહેલા સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મને જે જાણે છે, તે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મની સાથે બધા ભોગોને ભોગવે છે." આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ, જળમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી ઔષધિઓ, ઔષધિઓમાંથી અન્ન, અન્નમાંથી પુરુષ; આ પુરુષ અન્નના રસથી ઘડાયો છે. તેનું આ માથું છે, આ જમણું પાસું છે, આ ડાબું પાસું છે, શરીરનો આ વચલો ભાગ છે, તે શરીરના આત્મારૂપ છે. આ કમરની નીચેનો ભાગ અથવા પગ પૂંછડીરૂપ છે અને શરીરનો આધાર છે. આ વિષયમાં જ આ શ્લોક (મંત્ર) છે:

### બીજો અનુવાક

પૃથ્વીને આધારે જે રહ્યાં છે, તે બધાં ય પ્રાણીઓ અન્નમાં-થી ઉત્પન્ન થયાં છે. વળી અન્ન વડે જ જીવે છે અને છેવટે તેમાં જ લય પામે છે. અન્ન જ પ્રાણીઓમાં મુખ્ય છે, અને તેથી જ તે સર્વનું ઔષધ કહેવાય છે. જેઓ અન્નરૂપ બ્રહ્મની ઉપાસના કરે છે, તેઓ જરૂર સર્વ અન્ન પામે છે. અન્ન જ પ્રાણીઓમાં મુખ્ય છે; અને તેથી જ તે સર્વનું ઔષધ કહેવાય

न्योऽन्तर आत्मा प्राणमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्राण एव शिरः । व्यानो दक्षिणः पक्षः । अपान उत्तरः पक्षः । आकाश आत्मा । पृथिवी पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ १ ॥

इति द्वितीयोऽनुवाकः ॥ २ ॥

## तृतीय अनुवाक

प्राणं देवा अनु प्राणन्ति । मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यते । सर्वमेव त आयुर्यन्ति ये प्राणं ब्रह्मोपासते । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यत इति । तस्यैष एव शारीर आत्मा यः पूर्वस्य । तस्माद्वा एतस्मात्प्राणमयादन्योऽन्तर आत्मा मनोमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य यजुरेव शिरः । ऋग्दक्षिणः पक्षः । सामोत्तरः पक्षः । आदेश आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥१॥

इति तृतीयोऽनुवाकः ॥ ३ ॥

## चतुर्थ अनुवाक

यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कदाचनेति । तस्यैष एव शारीर आत्मा यः

છે. અન્નમાંથી જ પ્રાણીઓ જન્મે છે. જન્મેલાં પ્રાણીઓ અન્ન વડે જ વૃદ્ધિ પામે છે. અન્ન પ્રાણીઓનો ખોરાક છે અને પ્રાણીઓ તે અન્નનો ખોરાક છે, આથી (**अद्**–ખાવું, એ ધાતુ ઉપરથી) તે અન્ન કહેવાય છે.

અન્નના રસથી ઘડાયેલા શરીરરૂપ આ આત્મા કરતાં

જુદો અને અંદર રહેલો આત્મા પ્રાણમય છે. આ પ્રાણમય આત્મા વડે જ અન્નમય આત્મા ભરેલો છે. એ આત્મા પણ મનુષ્યના આકારનો જ છે. અન્નમય આત્માના મનુષ્યાકાર પ્રમાણે જ એનો પણ મનુષ્યાકાર છે. પ્રાણ તેનું માથું છે, વ્યાન જમણું પાસું છે, અપાન ડાબું પાસું છે, આકાશ આત્મારૂપ છે, પૃથ્વી પૂંછડીરૂપ છે અને તેનો આધાર છે. તેને માટે આ શ્લોક (મંત્ર) છે: ૧

## ત્રીજો અનુવાક

દેવો, મનુષ્યો અને પશુઓ—એ બધાં પ્રાણને અનુસરીને જ જીવનક્રિયા કરે છે. પ્રાણ જ પ્રાણીઓનું આયુષ્ય છે; તેથી જ તે સર્વનું આયુષ્ય કહેવાય છે. જેઓ પ્રાણરૂપ બ્રહ્મની ઉપાસના કરે છે, તેઓ જરૂર પૂર્ણ આયુષ્ય મેળવે છે. પ્રાણ જ પ્રાણીઓનું આયુષ્ય છે; તેથી તે સર્વનું આયુષ્ય કહેવાય છે. પહેલાં કહેલા અન્નમય શરીરની અંદર રહેલો આ જ તેનો આત્મા છે.

આ પ્રાણમય આત્મા કરતાં જુદો અને અંદર રહેલો આત્મા મનોમય છે. આ મનોમય આત્મા વડે જ પ્રાણમય આત્મા ભરેલો છે. એ આત્મા પણ મનુષ્યના આકારનો જ છે. પ્રાણમય આત્માના મનુષ્યાકાર પ્રમાણે જ એનો પણ મનુષ્યાકાર છે. યજુર્મન્ત્રો તેનું માથું છે, ઋચાઓ જમણું પાસું છે, સામમન્ત્રો ડાબું પાસું છે, યજ્ઞકર્મોનો આદેશ આપનારા 'બ્રાહ્મણ' નામના ગ્રંથો આત્મારૂપ છે, અથર્વા અને અંગિરા ઋષિઓ વડે જોવાયેલા મંત્રો અને બ્રાહ્મણગ્રંથો તેની પૂંછડીરૂપ છે અને તેનો આધાર છે. તેને માટે આ શ્લોક (મંત્ર) છે:

## ચોથો અનુવાક

જેને મેળવ્યા વિના વાણી મનની સાથે જ પાછી ફરે છે

पूर्वस्य । तस्माद्वा एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य श्रद्धैव शिरः । ऋतं दक्षिणः पक्षः । सत्यमुत्तरः पक्षः । योग आत्मा । महः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ १ ॥ इति चतुर्थोऽनुवाकः ॥ ४ ॥

### पञ्चम अनुवाक

विज्ञानं यज्ञं तनुते । कर्माणि तनुतेऽपि च । विज्ञानं देवाः सर्वे । ब्रह्म ज्येष्ठमुपासते । विज्ञानं ब्रह्म चेद्वेद । तस्माच्चेन्न प्रमाद्यति । शरीरे पाप्मनो हित्वा । सर्वान्कामान्समश्नुत इति । तस्यैष एव शारीर आत्मा यः पूर्वस्य । तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्माऽऽनन्दमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ १ ॥

इति पञ्चमोऽनुवाकः ॥ ५ ॥

### षष्ठम अनुवाक

असन्नेव स भवति । असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद । सन्तमेनं ततो विदुरिति । तस्यैष एव शारीर आत्मा यः

(મન કે વાણી જેને પામી શકતાં નથી), તે બ્રહ્મનાઆનંદને જાણનારો કદી પણ ભય પામતો નથી. પહેલાં કહેલા પ્રાણમય શરીરની અંદર રહેલો આ જ તેનો આત્મા છે.

આ મનોમય આત્મા કરતાં જુદો અને અંદર રહેલો આત્મા વિજ્ઞાનમય (બુદ્ધિમય) છે. આ વિજ્ઞાનમય આત્મા

વડે જ મનોમય આત્મા ભરેલો છે. એ આત્મા પણ મનુષ્યના આકારનો જ છે. મનોમય આત્માના મનુષ્યાકાર પ્રમાણે જ એનો પણ મનુષ્યાકાર છે. શ્રદ્ધા જ તેનું માથું છે, ઋત જમણું પાસું છે, સત્ય ડાબું પાસું છે, યોગ આત્મારૂપ છે, મહત્તત્ત્વ પૂંછડીરૂપ છે અને તેનો આધાર છે. તેને માટે આ શ્લોક (મંત્ર) છે:

## પાંચમો અનુવાક

વિજ્ઞાન (બુદ્ધિ) યજ્ઞનું અનુષ્ઠાન કરે છે અને કર્મો પણ કરે છે. બધા ય દેવો મુખ્ય બ્રહ્મ તરીકે વિજ્ઞાનની ઉપાસના કરે છે. જો કોઈ આ વિજ્ઞાનમય (બુદ્ધિમય) બ્રહ્મને જાણે અને તેમાંથી ન ચળે, તો શરીરમાં રહેલાં પાપોને છોડી દઈ તે બધા ય ભોગોને ભોગવે છે. પહેલાં કહેલા મનોમય શરીરની અંદર રહેલો આ જ તેનો આત્મા છે.

આ વિજ્ઞાનમય આત્મા કરતાં જુદો અને અંદર રહેલો આત્મા આનંદમય છે. આ આનંદમય આત્મા વડે જ વિજ્ઞાનમય આત્મા ભરેલો છે. એ આત્મા પણ મનુષ્યના આકારનો જ છે. વિજ્ઞાનમય આત્માના મનુષ્યાકાર પ્રમાણે જ એનો પણ મનુષ્યાકાર છે, 'પ્રિય'* જ તેનું માથું છે, 'મોદ' તેનું જમણું પાસું છે, 'પ્રમોદ' તેનું ડાબું પાસું છે, આનંદ તેનો આત્મા છે, બ્રહ્મ તેની પૂંછડીરૂપ છે અને તેનો આધાર છે. તેને માટે આ શ્લોક (મંત્ર) છે : ૧

## છઠ્ઠો અનુવાક

જો બ્રહ્મને અસત્ અથવા નથી એમ માને, તો એમ માનનારો પોતે અસત (મિથ્યા) જ થાય છે; પણ તે જો બ્રહ્મને

* 'પ્રિય'—ગમતી વસ્તુ જોવાથી ઊપજતું સુખ; 'મોદ'—પ્રિય વસ્તુ મળવાથી ઊપજતો હર્ષ; 'પ્રમોદ'—પ્રિય વસ્તુનો ઉપભોગ કરવાથી ઊપજતો અતિશય હર્ષ

पूर्वस्य । अथातोऽनुप्रश्नाः । उताविद्वानमुं लोकं प्रेत्य कश्चन गच्छती ३ । आहो विद्वानमुं लोकं प्रेत्य कश्चित्समश्नुता ३ उ । सोऽकामयत । बहु स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इदꣳसर्वमसृजत यदिदं किंच । तत्सृष्ट्वा । तदेवानुप्राविशत् । तदनुप्रविश्य सच्च त्यच्चाभवत् । निरुक्तं चानिरुक्तं च । निलयनं चानिलयनं च । विज्ञानं चाविज्ञानं च । सत्यं चानृतं च सत्यमभवत् । यदिदं किंच । तत्सत्यमित्याचक्षते । तदप्येष श्लोको भवति ॥ १ ॥

इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

## सप्तम अनुवाक

असद्वा इदमग्र आसीत् । ततो वै सदजायत । तदात्मानꣳस्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति । यद्वै तत्सुकृतम् । रसो वै सः । रसꣳह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । को ह्येवान्यात्कः प्राण्याद् यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवाऽऽनन्दयाति । यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयं गतो भवति । यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति । तत्त्वेव भयं विदुषोऽमन्वानस्य । तदप्येष श्लोको भवति ॥ १ ॥

इति सप्तमोऽनुवाकः ॥ ७ ॥

'સત્' અથવા 'છે' એમ માને છે, તો એમ માનનારને પણ તે 'સત્' અથવા 'છે' એમ બધા જાણશે. પહેલાં કહેલા વિજ્ઞાનમય શરીરની અંદર રહેલો આ જ તેનો આત્મા છે.

હવે ઉપરના ઉપદેશ પછી આ પ્રશ્નો ઊભા થાય છે. (જ્ઞાની અને અજ્ઞાની બન્નેને માટે બ્રહ્મ સરખું જ છે, તો પછી કોઈ) અજ્ઞાની મરણ પછી એ બ્રહ્મલોકને મેળવે છે ખરો ? કે પછી માત્ર જ્ઞાની જ મરણ પછી એ બ્રહ્મલોકને મેળવે છે ?×

તે આત્માએ ઇચ્છા કરી: 'હું અનેક બનું અને પ્રજાને ઉત્પન્ન કરું.' તેણે તપ કર્યું. તપ કર્યા બાદ, જે કાંઈ આ છે, તે બધાને તેણે ઉત્પન્ન કર્યું. તેને ઉત્પન્ન કરીને પછી તેમાં તેણે પ્રવેશ કર્યો. તેમાં પ્રવેશ કરીને પછી સત્યરૂપ પોતે જ મૂર્ત અને અમૂર્તરૂપે–એટલે પ્રત્યક્ષ તથા પરોક્ષરૂપે, કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય રૂપે, આશ્રય અને અનાશ્રયરૂપે, ચેતન અને અચેતનરૂપે, સત્ય અને અસત્યરૂપે અને જે કાંઇ આ છે તે બધા રૂપે બન્યો. તે આત્માને જ સત્ય કહે છે. તેને માટે આ શ્લોક (મંત્ર) છે : ૧

## સાતમો અનુવાક

આ જગત પહેલાં અસત્ હતું (અપ્રકટ બ્રહ્મરૂપ હતું). તે અસતમાંથી સત્ ઉત્પન્ન થયું. તેણે પોતે જ પોતાને નિર્માણ કર્યું; તેથી જ તેને 'સુકૃત' અર્થાત 'પોતે જ નિર્માણ થયેલું' કહેવાય છે. જે એ સુકૃત છે, તે જ રસ છે. આ રસરૂપ બ્રહ્મને મેળવીને જ મનુષ્ય આનંદી થાય છે. જો આ હૃદયરૂપ આકાશમાં બ્રહ્મરૂપ આનંદ ન હોત, તો કોણ શ્વાસ લઈ શકત, કોણ જીવન ધારણ કરી શકત ? એ આત્મા જ આનંદ આપે છે. જયારે મનુષ્ય અદૃશ્ય, શરીરરહિત, વાણીથી પર, કોઇના ઉપર પણ આધાર ન રાખનારા અને ભયરહિત એવા આ તત્ત્વનો આધાર મેળવે છે, ત્યારે તે અભયને પામે છે; પણ જયારે તે

× આ પ્રશ્નોના ઉત્તર આપવા માટે જ ઉપનિષદકાર હવે ભૂમિકા આરંભે છે:–

## अष्टम अनुवाक

भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावति पञ्चम इति। सैषाऽऽनन्दस्य मीमांसा भवति । युवा स्यात्साधुयुवाऽध्यायक आशिष्ठो दृढिष्ठो बलिष्ठः । तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष आनन्दः । ते ये शतं मानुषा आनन्दाः । स एको मनुष्यगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं मनुष्यगन्धर्वाणामानन्दाः । स एको देवगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवगन्धर्वाणामानन्दाः । स एकः पितॄणां चिरलोकलोकानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं पितॄणां चिरलोकलोकानामानन्दाः । स एक आजानजानां देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमाजानजानां देवानामानन्दाः । स एकः कर्मदेवानां देवानामानन्दः । ये कर्मणा देवानपियन्ति । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं कर्मदेवानां देवानामानन्दाः । स एको देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवानामानन्दाः । स एक इन्द्रस्याऽऽनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमिन्द्रस्याऽऽनन्दाः । स एको बृहस्पतेरानन्दः । श्रोत्रियस्य

જરા જેટલો પણ એ તત્ત્વ અને પોતાની વચ્ચે ભેદ સમજે છે, ત્યારે તેને ભય થાય છે. જે વિદ્વાન હોવા છતાં પણ બ્રહ્મના આ અભેદને માનતો નથી, તેને તો તે બ્રહ્મ ભયરૂપ જ છે. આ વિષયમાં જ આ શ્લોક (મંત્ર) કહે છે :-૧

## આઠમો અનુવાક

આ બ્રહ્મના ભયને લીધે જ વાયુ વાય છે, આના ભયને લીધે જ સૂર્ય ઊગે છે. આના ભયને લીધે જ અગ્નિ, ઇન્દ્ર અને પાંચમો મૃત્યુદેવ (યમ) પોતપોતાની ફરજ બજાવે છે.

એ આનંદનો હવે ઊંડો વિચાર કરીએ. કોઈ ભર-જુવાનીવાળો યુવાન હોય અને તેણે વેદનો અભ્યાસ કર્યો હોય, તેમ જ તે પૂર્ણ આશાવાળો, સુદૃઢ અને બળવાન હોય, અને તેને માટે આ આખી પૃથ્વી ધન વડે પૂર્ણ હોય (અર્થાત્ તે સમૃદ્ધ પૃથ્વીનો રાજા હોય), તો તેનો જે આનંદ, તે મનુષ્યનો એક આનંદ છે. મનુષ્યના તેવા સો આનંદ, તે મનુષ્ય-ગંધર્વોના એક આનંદ બરાબર છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને (અર્થાત્ વેદના જાણનારાને) હોય છે. મનુષ્ય-ગંધર્વોના તેવા સો આનંદ તે દેવગંધર્વોનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. દેવગંધર્વોના તેવા સો આનંદ, તે દીર્ઘ કાળ સુધી સ્થિર રહેનારા લોકોમાં નિવાસ કરનારા પિતૃઓનો એક આનંદ છે, અને તેવો આનંદ, નિષ્કામ શ્રોત્રિયને હોય છે. દીર્ઘકાળ સુધી સ્થિર રહેનારા લોકોમાં નિવાસ કરનારા પિતૃઓના તેવા સો આનંદ તે 'આજાનજ' નામના દેવોનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. આજાનજ નામના દેવોના તેવા સો આનંદ તે 'કર્મદેવ' નામના દેવોનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. 'કર્મદેવ' નામના દેવોના તેવા સો આનંદ તે દેવોનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. તે દેવોના તેવા સો આનંદ તે ઇન્દ્રનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. ઇન્દ્રના

चाकामहतस्य । ते ये शतं बृहस्पतेरानन्दाः । स एकः प्रजापतेरानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं प्रजापतेरानन्दाः । स एको ब्रह्मण आनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स यं एवंवित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसङ्क्रामति । एतं प्राणमयमात्मानमुपसङ्क्रामति । एतं मनोमयमात्मानमुपसङ्क्रामति । एतं विज्ञानमयमात्मानमुपसङ्क्रामति । एतमानन्दमयमात्मानमुपसङ्क्रामति । तदप्येष श्लोको भवति ॥ १ ॥

इत्यष्टमोऽनुवाकः ॥ ८ ॥

## नवम अनुवाक

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चनेति । एतꣳ ह वाव न तपति । किमहꣳ साधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मानꣳस्पृणुते । उभे ह्येवैष एते आत्मानꣳस्पृणुते ॥ य एवं वेद । इत्युपनिषत् ॥ १ ॥

इति नवमोऽनुवाकः ॥ ९ ॥

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

તેવા સો આનંદ તે બૃહસ્પતિનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. બૃહસ્પતિના તેવા સો આનંદ તે પ્રજાપતિનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિયને હોય છે. પ્રજાપતિના તેવા સો આનંદ તે બ્રહ્મનો એક આનંદ છે, અને તેવો આનંદ નિષ્કામ શ્રોત્રિય-ને હોય છે.

જે આત્મા આ પુરુષમાં છે અને જે આદિત્યમાં છે, તે બંને એક જ છે. જે આમ જાણે છે, તે આ લોકમાંથી મરણ થયા બાદ આ અન્નમય આત્માને પામે છે, આ પ્રાણમય આત્માને પામે છે, આ મનોમય આત્માને પામે છે, આ વિજ્ઞાનમય આત્માને પામે છે, આ આનંદમય આત્માને પામે છે. આ વિષયમાં આ શ્લોક (મંત્ર) છે: ૧

## નવમો અનુવાક

જેને મેળવ્યા વિના વાણી મનની સાથે જ પાછી ફરે છે, તે બ્રહ્મના આનંદને જાણનારો કશાથી પણ ભય પામતો નથી. તેવા જ્ઞાનીને, 'શા માટે મેં પુણ્ય ન કર્યાં, શા માટે મેં પાપ કર્યાં' એવા વિચારો કદી સંતાપતા નથી; (કારણ કે) આ પુણ્ય–પાપ બંને જ સંતાપનાં કારણ છે, એમ જે સમજે છે, તે આત્માને પસન્ન અથવા બળવાન બનાવે છે. અર્થાત્ પુણ્ય–પાપ બંનેને પરમાત્મારૂપે જ જુવે છે. એ રીતે એ બંને પુણ્ય–પાપ પરમાત્મારૂપ જ છે, એમ જે જાણે છે, તે આત્માને પ્રસન્ન અથવા તૃપ્ત કરે છે. આ ગૂઢ રહસ્ય છે. ૧

ૐ બ્રહ્મ અમારું બંનેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો, અમારું બંનેનું સાથે પાલન કરો. અમે બંને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બંનેનું ભણતર તેજસ્વી થાઓ; અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# तृतीया वल्ली : भृगुवल्ली

**शांतिपाठ** ॐ सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु। मा विद्विषावहै॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

## प्रथम अनुवाक

भृगुर्वै वारुणिः वरुणं पितरमुपससार। अधीहि भगवो ब्रह्मेति। तस्मा एतत्प्रोवाच। अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति। तꣳहोवाच। यतो वा इमानि भूतानि जायन्ते। येन जातानि जीवन्ति। यत्प्रयन्त्यभिसंविशन्ति। तद्विजिज्ञासस्व। तद्ब्रह्मेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा॥ १॥

इति प्रथमोऽनुवाकः॥ १॥

## द्वितीय अनुवाक

अन्नं ब्रह्मेति व्यजानात्। अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। अन्नेन जातानि जीवन्ति। अन्नं प्रयन्त्यभिसंविशन्तीति। तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुपससार। अधीहि भगवो ब्रह्मेति। तꣳहोवाच। तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्मेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा॥ १॥

इति द्वितीयोऽनुवाकः॥ २॥

## तृतीय अनुवाक

प्राणो ब्रह्मेति व्यजानात्। प्राणाद्ध्येव खल्विमानि भूतानि

# ત્રીજી વલ્લી : ભૃગુવલ્લી

ૐ બ્રહ્મ અમારું બંનેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો, અમારું બંનેનું સાથે પાલન કરો. અમે બંને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બંનેનું ભણતર તેજસ્વી થાઓ; અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

## એકથી છ અનુવાકો

વરુણનો પુત્ર ભૃગુ પોતાના પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો: 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો.'

(ભૃગુને) વરુણે આમ કહ્યું: 'અન્ન (શરીર), પ્રાણ, આંખ, કાન, મન, વાણી–આ બધાં બ્રહ્મને જાણવાનાં સાધન છે.' વળી તેને કહ્યું: 'જેમાંથી આ પ્રાણીઓ જન્મે છે, જેના વડે એ જન્મેલાં જીવે છે, અને અંતે જેની તરફ તેઓ જાય છે અને જેમાં લય પામે છે, તેને જાણવાની તું ઇચ્છા કર. તે બ્રહ્મ છે.' તેણે તપ કર્યું. તપ કરીને તેણે 'અન્ન બ્રહ્મ છે' એમ જાણ્યું. 'કારણ કે અન્નમાંથી જ આ પ્રાણીઓ જન્મે છે, અન્ન વડે જ જન્મેલાં જીવે છે અને અંતે અન્ન તરફ જ જાય છે અને એમાં લય પામે છે.'

આમ જાણીને ફરીથી તે પોતાના પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો: 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો.'

ભૃગુને તેણે કહ્યું: 'તપ વડે બ્રહ્મને જાણવાની તું ઇચ્છા કર. તપ બ્રહ્મ છે.'*

તેણે તપ કર્યું. તપ કરીને તેણે 'પ્રાણ બ્રહ્મ છે' એમ જાણ્યું. 'કારણ કે પ્રાણમાંથી જ આ પ્રાણીઓ જન્મે છે. પ્રાણ

* અર્થાત્ તપ બ્રહ્મ જાણવાનું સાધન છે.

जायन्ते । प्राणेन जातानि जीवन्ति । प्राणं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

इति तृतीयोऽनुवाकः ॥ ३ ॥

## चतुर्थ अनुवाक

मनो ब्रह्मेति व्यजानात् । मनसो ह्येव खल्विमानि भूतानि जायन्ते । मनसा जातानि जीवन्ति । मनः प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

इति चतुर्थोऽनुवाकः ॥ ४ ॥

## पञ्चम अनुवाक

विज्ञानं ब्रह्मेति व्यजानात् । विज्ञानाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । विज्ञानेन जातानि जीवन्ति । विज्ञानं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ १ ॥

इति पञ्चमोऽनुवाकः ॥ ५ ॥

## षष्ठ अनुवाक

आनन्दो ब्रह्मेति व्यजानात् । आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति ।

વડે જ જન્મેલાં જીવે છે અને અંતે પ્રાણ તરફ જ જાય છે અને એમાં લય પામે છે.'

આમ જાણીને ફરીથી તે પોતાના પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો: 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો.'

ભૃગુને તેણે કહ્યું, 'તપ વડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર. તપ બ્રહ્મ છે.'

તેણે તપ કર્યું. તપ કરીને તેણે 'મન બ્રહ્મ છે' એમ જાણ્યું. 'કારણ કે મનમાંથી જ આ પ્રાણીઓ જન્મે છે, મન વડે જ જન્મેલાં જીવે છે અને અંતે મન તરફ જ જાય છે અને એમાં લય પામે છે.'

આમ જાણીને ફરીથી તે પોતાના પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો: 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો.'

ભૃગુને તેણે કહ્યું: 'તપ વડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર. તપ બ્રહ્મ છે.'

તેણે તપ કર્યું. તપ કરીને તેણે 'વિજ્ઞાન (બુદ્ધિ) બ્રહ્મ છે' એમ જાણ્યું. 'કારણ કે વિજ્ઞાનમાંથી જ આ પ્રાણીઓ જન્મે છે, વિજ્ઞાન વડે જ જન્મેલાં જીવે છે અને અંતે વિજ્ઞાન તરફ જ જાય છે અને એમાં લય પામે છે.'

આમ જાણીને ફરીથી તે પોતાના પિતા વરુણ પાસે ગયો અને બોલ્યો: 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો.'

ભૃગુને તેણે કહ્યું: 'તપ વડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર. તપ બ્રહ્મ છે.'

તેણે તપ કર્યું. તપ કરીને તેણે 'આનંદ બ્રહ્મ છે' એમ જાણ્યું. 'કારણ કે આનંદમાંથી જ આ પ્રાણીઓ જન્મે છે, આનંદ વડે જ જન્મેલાં જીવે છે અને અંતે આનંદ તરફ જ જાય છે અને એમાં લય પામે છે.'

सैषा भार्गवी वारुणी विद्या । परमे व्योमन्प्रतिष्ठिता । स य एवं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्म-वर्चसेन । महान्कीर्त्या ॥ १ ॥ इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

सप्तम अनुवाक

अन्नं न निन्द्यात् । तद्व्रतम् । प्राणो वा अन्नम् । शरीर-मन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितम् । शरीरे प्राणः प्रतिष्ठितः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रति-तिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्म-वर्चसेन । महान्कीर्त्या ॥ १ ॥ इति सप्तमोऽनुवाकः ॥ ७ ॥

अष्टम अनुवाक

अन्नं न परिचक्षीत । तद्व्रतम् । आपो वा अन्नम् । ज्योतिर-न्नादम् । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिष्यापः प्रतिष्ठिताः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रति-तिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्च-सेन । महान्कीर्त्या ॥ १ ॥ इत्यष्टमोऽनुवाकः ॥ ८ ॥

नवम अनुवाक

अन्नं बहु कुर्वीत । तद् व्रतम् । पृथिवी वा अन्नम् । आकाशोऽ-न्नादः । पृथिव्यामाकाशः प्रतिष्ठितः । आकाशे पृथिवी प्रतिष्ठिता । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतिति-ष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ १ ॥ इति नवमोऽनुवाकः ॥ ९ ॥

આ પ્રમાણેની વરુણે કહેલી અને ભૃગુએ જાણેલી આ વિદ્યા પરમ આકાશમાં ( અદ્વૈત પરમાનંદમાં ) સ્થિર થયેલી છે. જે આમ જાણે છે તે સ્થિર થાય છે, અન્નવાળો અને અન્ન ખાનારો થાય છે, અને પ્રજા, પશુ, બ્રહ્મતેજ તેમ જ કીર્તિ વડે મહાન થાય છે. ૧–૬

## સાતમો અનુવાક

અન્નની નિંદા કરવી નહિ; એ વ્રત છે પ્રાણ જ અન્ન છે અને શરીર અન્ન ખાનારું છે. પ્રાણમાં શરીર સ્થિર બન્યું છે અને શરીરમાં પ્રાણ સ્થિર બન્યો છે. આમ આ અન્ન અન્નમાં સ્થિર બન્યું છે. જે આમ અન્નને અન્નમાં સ્થિર બનેલું જાણે છે તે સ્થિર બને છે, અને અન્નવાળો તેમ જ અન્ન ખાનારો થાય છે, તેમ જ પ્રજા, પશુ, બ્રહ્મતેજ અને કીર્તિ વડે મહાન થાય છે. ૧

## આઠમો અનુવાક

અન્નનો ત્યાગ કરવો નહિ; એ વ્રત છે. જળ જ અન્ન છે અને તેજ અન્ન ખાનારું છે. જળમાં તેજ સ્થિર બન્યું છે અને તેજમાં જળ સ્થિર બન્યું છે. આમ આ અન્ન અન્નમાં સ્થિર બન્યું છે. જે આમ અન્નને અન્નમાં સ્થિર બનેલું જાણે છે, તે સ્થિર બને છે અને અન્નવાળો તેમ જ અન્ન ખાનારો થાય છે, તેમ જ પ્રજા, પશુ, બ્રહ્મતેજ અને કીર્તિ વડે મહાન થાય છે. ૧

## નવમો અનુવાક

અન્ન ખૂબ મેળવવું; એ વ્રત છે. પૃથ્વી જ અન્ન છે અને આકાશ અન્ન ખાનારું છે. આકાશમાં પૃથ્વી સ્થિર બની છે અને પૃથ્વીમાં આકાશ સ્થિર બન્યું છે. આમ આ અન્ન અન્નમાં સ્થિર બન્યું છે. જે આમ અન્નને અન્નમાં સ્થિર બનેલું જાણે છે, તે સ્થિર બને છે અને અન્નવાળો તેમ જ અન્ન ખાનારો થાય છે; તેમ જ પ્રજા, પશુ, બ્રહ્મતેજ અને કીર્તિ વડે મહાન થાય છે. ૧

## दशम अनुवाक

न कञ्चन वसतौ प्रत्याचक्षीत । तद् व्रतम् । तस्माद्यया कया च विधया बह्वन्नं प्राप्नुयात् । आराध्यस्मा अन्नमित्याचक्षते । एतद्वै मुखतोऽन्नꣳराद्धम् । मुखतोऽस्मा अन्नꣳराध्यते । एतद्वै मध्यतोऽन्नꣳराद्धम् । मध्यतोऽस्मा अन्नꣳराध्यते । एतद्वा अन्ततोऽन्नꣳराद्धम् । अन्ततोऽस्मा अन्नꣳराध्यते । य एवं वेद । क्षेम इति वाचि । योगक्षेम इति प्राणापानयोः । कर्मेति हस्तयोः । गतिरिति पादयोः । विमुक्तिरिति पायौ । इति मानुषीः समाज्ञाः । अथ दैवीः । तृप्तिरिति वृष्टौ । बलमिति विद्युति । यश इति पशुषु । ज्योतिरिति नक्षत्रेषु । प्रजातिरमृतमानन्द इत्युपस्थे । सर्वमित्याकाशे । तत्प्रतिष्ठेत्युपासीत । प्रतिष्ठावान्भवति । तन्मह इत्युपासीत । महान्भवति । तन्मन इत्युपासीत । मानवान्भवति । तन्नम इत्युपासीत । नम्यन्तेऽस्मै कामाः । तद्ब्रह्मेत्युपासीत । ब्रह्मवान्भवति । तद्ब्रह्मणः परिमर इत्युपासीत ।

દશમો અનુવાક

ઉતારા માટે આવેલા કોઈને ના પાડવી નહિ; એ વ્રત છે. (ઉતારો આપ્યા પછી તેને આપવા માટે) કોઈ પણ પ્રકારે ખૂબ અન્ન ભેગું કરવું, એટલે એવા અતિથિને રસોઇ તૈયાર જ છે, એમ કહી શકાય. અતિથિને માટે જે ઉત્તમ સત્કારપૂર્વક અન્ન રાંધે છે, તેને ઉત્તમ સત્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે. અતિથિને માટે જે મધ્યમ સત્કારપૂર્વક અન્ન રાંધે છે, તેને મધ્યમ સત્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે. અતિથિને માટે જે તિરસ્કારપૂર્વક અન્ન રાંધે છે, તેને તિરસ્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે. જે આમ જાણે છે, (તેને તે તે અનુસાર અન્નદાનનું ફળ મળે છે.)

મળેલા પદાર્થના રક્ષણરૂપ 'ક્ષેમ' વાણીમાં સ્થિર બન્યું

છે. ન મળેલા પદાર્થની પ્રાપ્તિરૂપ 'યોગ' અને મળેલાના રક્ષણરૂપ 'ક્ષેમ' પ્રાણ અને અપાનમાં સ્થિર બન્યા છે. કર્મ હાથમાં સ્થિર બન્યું છે. ગતિ પગમાં સ્થિર બની છે. મળ-ત્યાગની ક્રિયા ગુદામાં સ્થિર બની છે. આ બધી મનુષ્યમાં રહેલી શક્તિઓનું જ્ઞાન છે. (ઉપાસનાનો એક પ્રકાર છે.)

હવે દૈવી શક્તિઓનું જ્ઞાન આ પ્રમાણે છેઃ—તૃપ્તિ વરસાદ-માં સ્થિર બની છે. બળ વીજળીમાં સ્થિર બન્યું છે. યશ પશુઓમાં સ્થિર બન્યો છે. તેજ નક્ષત્રોમાં સ્થિર બન્યું છે. પુત્રજન્મ, અમરપણું (વંશની અખંડિતતા) અને આનન્દ ગુહ્યેન્દ્રિયમાં સ્થિર બન્યાં છે.* અને બધું જગત આકાશમાં સ્થિર બન્યું છે. જે આ સ્થિરતાની ઉપાસના કરે છે, તે સ્થિર બને છે. તેની 'મહઃ' તરીકે જે ઉપાસના કરે છે, તે મહાન થાય છે. તેની 'મન' તરીકે જે ઉપાસના કરે છે, તે માનવાળો થાય છે. તેની 'નમઃ' તરીકે જે ઉપાસના કરે છે, તેને બધી કામનાઓ નમન કરે છે. તેની બ્રહ્મ તરીકે જે ઉપાસના કરે છે, તે બ્રહ્મવાન થાય છે. તેની બ્રહ્મના 'પરિમર'× તરીકે જે ઉપાસના કરે છે, તેના દ્વેષ કરનારા તેની આસપાસ રહેલા શત્રુઓ તેમજ તેના અણગમતાં સગાંઓ મરી જાય છે.

જે આત્મા આ પુરુષમાં છે અને જે આદિત્યમાં છે, તે બન્ને એક જ છે. જે આમ જાણે છે, તે આ લોકમાંથી મરણ પામ્યા બાદ આ અન્નમય આત્માને પામીને, આ પ્રાણમય આત્માને પામીને, આ મનોમય આત્માને પામીને, આ વિજ્ઞાનમય આત્માને પામીને, આ આનંદમય આત્માને

* આ વાક્ય મનુષ્યમાં રહેલી શક્તિઓના જ્ઞાનમાં ગણાવું જોઈતું હતું. દૈવીમાં શા માટે આપવામાં આવ્યું છે. તે સમજાતું નથી.

× જેમાં આખી સૃષ્ટિનો લય થાય છે, તે વાયુ અથવા આકાશ અથવા કાળ

पर्येणं म्रियन्ते द्विषन्तः सपत्नाः। परि येऽप्रिया भ्रातृव्याः। स यश्चायं पुरुषे। यश्चासावादित्ये। स एकः। स य एवंवित्। अस्माल्लोकात्प्रेत्य। एतमन्नमयमात्मानमुपसंक्रम्य। एतं प्राणमयमात्मानमुपसंक्रम्य। एतं मनोमयमात्मानमुपसंक्रम्य। एतं विज्ञानमयमात्मानमुपसंक्रम्य। एतमानन्दमयमात्मानमुपसंक्रम्य। इमाँल्लोकान्कामान्नी कामरूप्यनुसञ्चरन्। एतत्साम गायन्नास्ते। हा ३ वु हा ३ वु हा ३ वु। अहमन्नमहमन्नमहमन्नम्। अहमन्नादो३ऽहमन्नादो३ऽहमन्नादः। अहँ श्लोककृदहँ श्लोककृदहँ श्लोककृत्। अहमस्मि प्रथमजा ऋता३स्य। पूर्वं देवेभ्यो अमृतस्य ना३भायि। यो मा ददाति स इदेव मा३वाः। अहमन्नमन्नमदन्तमा३द्मि। अहं विश्वं भुवनमभ्यभवा३म्। सुवर्न ज्योतीः। य एवं वेद। इत्युपनिषत्॥

इति दशमोऽनुवाकः॥ १०॥

પામીને, તેમ જ ઇચ્છા અનુસારના અન્નવાળો તથા ઇચ્છા અનુસારના સ્વરૂપવાળો બનીને આ લોકમાં વિચરે છે અને નીચે અનુસારનું સામ ગાયા કરે છે:—

'ઓહો! ઓહો! ઓહો! હું અન્ન છું, હું અન્ન છું, હું અન્ન છું. હું અન્ન ખાનારો છું, હું અન્ન ખાનારો છું, હું અન્ન ખાનારો છું. હું શ્લોક રચનારો છું, હું શ્લોક રચનારો છું, હું શ્લોક રચનારો છું. હું જ દેવો કરતાં અગાઉ અને ઋતમાંથી સૌથી પહેલો ઉત્પન્ન થયો છું, અને અમૃતનું મધ્યબિંદુ છું. જે મને અન્ન આપે છે, તે જ મારું રક્ષણ કરે છે. (પણ જે મને અન્ન આપતો નથી તે) અન્ન ખાનારને હું અન્નરૂપે ખાઈ જાઉં છું. હું આખા જગતનો પરાભવ કરું છું.

મારો પ્રકાશ સૂર્ય જેવો નિત્ય પ્રકાશમય છે.'

જે આમ જાણે છે, તેને કહ્યા અનુસાર ફળ મળે છે. આ ગૂઢ રહસ્ય છે.૧-૯

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ-શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારૂં બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્રેષ કરીએ નહિ. ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ મિત્રદેવ અમને સુખકર થાઓ. વરુણદેવ અમને સુખકર થાઓ. અર્યમાદેવ અમને સુખકર થાઓ. ઇન્દ્રદેવ અને બૃહસ્પતિદેવ અમને સુખકર થાઓ. વ્યાપક ગતિવાળા વિષ્ણુ અમને સુખકર થાઓ. બ્રહ્મને નમસ્કાર હો! હે વાયુદેવ! તમને નમસ્કાર હો. તમે જ (આ સૃષ્ટિરૂપ) પ્રત્યક્ષ બ્રહ્મ છો. તમને જ પ્રત્યક્ષ બ્રહ્મરૂપે હું કહીશ. હું ઋત બોલીશ, સત્ય બોલીશ. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. ॐ શાંતિ: શાંતિ: શાંતિ:

# ૮—ઐતરેય ઉપનિષદ

**शांतिपाठ**—ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि। वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीः। अनेनाधीतेनाहोरात्रान्सन्दधाम्यृतं वदिष्यामि। सत्यं वदिष्यामि। तन्मामवतु। तद्वक्तारमवतु। अवतु मामवतु वक्तारमवतु वक्तारम्॥ ॐ शान्तिः शान्तिः शान्तिः॥

## प्रथम अध्याय

### प्रथम खण्ड

**ॐ आत्मा वा इदमेक एवाग्र आसीत्। नान्यत्किंचन मिषत्। स ईक्षत लोकान्नु सृजा इति॥ १॥**

**स इमाँल्लोकानसृजत। अम्भो मरीचीर्मरमापोदोऽम्भः परेण दिवं द्यौः प्रतिष्ठान्तरिक्षं मरीचयः पृथिवी मरो या अधस्तात्ता आपः॥२॥**

**स ईक्षतेमे नु लोका लोकपालान्नु सृजा इति सोऽद्भ्य एव पुरुषं समुद्धृत्यामूर्छयत्॥ ३॥**

**तमभ्यतपत्तस्याभितप्तस्य मुखं निरभिद्यत यथाण्डं मुखाद्वाग्वाचोऽग्निर्नासिके निरभिद्येतां नासिकाभ्यां प्राणः प्राणाद्वायुरक्षिणी निरभिद्येतामक्षिभ्यां चक्षुश्चक्षुष आदित्यः कर्णौ निरभिद्येतां कर्णाभ्यां श्रोत्रं श्रोत्राद्दिशस्त्वङ् निरभिद्यत त्वचो लोमानि लोमभ्य ओषधिवनस्पतये**

ॐ મારી વાણી મનમાં સ્થિર બનો, મારું મન વાણીમાં સ્થિર બનો. હે સ્વયંપ્રકાશ આત્મા! મારી સમક્ષ તું પ્રકટ થા. હે વાણી અને મન! તમે બંને મારા પ્રત્યે વેદજ્ઞાન લાવો. મારું શ્રવણ મારો ત્યાગ ન કરો. આ વેદાભ્યાસમાં જ હું રાતદિવસ ગાળું છું. હું ઋત બોલીશ, સત્ય બોલીશ.—તે બ્રહ્મ મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો; વક્તાનું રક્ષણ કરો. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પહેલો અધ્યાય

### પહેલો ખંડ

ॐ આ એક માત્ર આત્મા જ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં હતો. તેના સિવાય બીજું કાંઈ અહીં ક્રિયા કરતું ન હતું. તેણે વિચાર કર્યો: 'હું લોકોને ઉત્પન્ન કરું.'૧ તેણે આ પ્રમાણે લોકોને ઉત્પન્ન કર્યા: અંભ, મરીચિ, મર અને આપ: જે દ્યુલોક (સ્વર્ગ)-ની ઉપર રહેલો છે, તે આ અંભ નામનો લોક છે. દ્યુલોક (સ્વર્ગ) તેનો આધાર છે. અન્તરિક્ષ (ભુવર્) લોક મરીચિલોક છે. પૃથ્વી મર(મૃત્યુ) લોક છે. આ પૃથ્વીની નીચે જે લોક છે, તે આપોલોક (જળમય લોક–પાતાળ) છે. ૨

ત્યાર પછી તેણે (પાછો) વિચાર કર્યો: ('આ લોકોને તો મેં ઉત્પન્ન કર્યા.') 'હવે લોકપાળોને ઉત્પન્ન કરું.' તેણે એ જળમાંથી જ બહાર કાઢી (વિરાટ) પુરુષને નિર્માણ કર્યો.૩ ત્યાર પછી તેણે એ પુરુષને ઉદ્દેશી સંકલ્પ કર્યો: એટલે જેમ ઈંડું ફાટે તેમ, સંકલ્પરૂપ તપથી તપેલા તે પુરુષનું મોઢું પ્રકટ્યું. મોઢામાંથી વાચા ઉત્પન્ન થઈ, વાચામાંથી અગ્નિદેવ ઉત્પન્ન થયા. તે પુરુષનાં નસકોરાં પ્રકટ્યાં, નસકોરામાંથી પ્રાણ ઉત્પન્ન થયો, પ્રાણમાંથી વાયુદેવ ઉત્પન્ન થયા. તે પુરુષને આંખો પ્રકટી, આંખમાંથી

हृदयं निरभिद्यत हृदयान्मनो मनसश्चन्द्रमा नाभिर्निरभिद्यत नाभ्या अपानोऽपानान्मृत्युः शिश्नं निरभिद्यत शिश्नाद्रेतो रेतस आपः ॥४॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

ता एता देवता सृष्टा अस्मिन् महत्यर्णवे प्रापतंस्तमशनाया-पिपासाभ्यामन्ववार्जत् ता एनमब्रुवन्नायतनं नः प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्नमदामेति ॥ १ ॥

ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति । ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ॥ २ ॥

ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन् सुकृतं बतेति । पुरुषो वाव सुकृतम् । ता अब्रवीद्यथायतनं प्रविशतेति ॥ ३ ॥

अग्निर्वाग्भूत्वा मुखं प्राविशद्वायुः प्राणो भूत्वा नासिके प्राविशदादित्यश्चक्षुर्भूत्वाक्षिणी प्राविशद्दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्नोषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशंश्चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशन्मृत्युरपानो भूत्वा नाभिं प्राविशदापो रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥ ४ ॥

ચક્ષુઇન્દ્રિય ઉત્પન્ન થઈ, ચક્ષુમાંથી આદિત્યદેવ ઉત્પન્ન થયા. તેને કાનો પ્રકટ્યા, કાનમાંથી શ્રોત્રઇન્દ્રિય ઉત્પન્ન થઈ, શ્રોત્રમાંથી દિશાઓ ઉત્પન્ન થઈ. તેને ત્વચા પ્રકટી, ત્વચામાંથી રુવાંટાં ઉત્પન્ન થયાં, રુવાંટાંમાંથી ઔષધિઓ અને વનસ્પતિઓ* ઉત્પન્ન

* ફળ પાકતાં જે ઝાડપાલાનો નાશ થાય તેને ઔષધિ કહેવાય છે, જેમ કે અનાજના છોડો. ઔષધિઓને ફૂલ, ફળ બન્ને હોય છે; જ્યારે ફૂલ ન હોય, પણ ફળ હોય એવી લીલોતરીને વનસ્પતિ કહે છે. (જુઓ મનુસ્મૃતિ, અધ્યાય ૧, શ્લોક ૪૬-૪૭)

થઈ. તે પુરુષને હૃદય પ્રકટ્યું. હૃદયમાંથી મન ઉત્પન્ન થયું. મનમાંથી ચન્દ્રમા ઉત્પન્ન થયા. તે પુરુષને નાભિ પ્રકટી, નાભિમાંથી અપાન–પ્રાણ ઉત્પન્ન થયો, અપાનમાંથી મૃત્યુ ઉત્પન્ન થયું. તે પુરુષને ગુહ્યેન્દ્રિય પ્રકટી, ગુહ્યેન્દ્રિયમાંથી વીર્ય ઉત્પન્ન થયું. વીર્યમાંથી જળ ઉત્પન્ન થયું.૪

## બીજો ખંડ

આ બધા લોકપાળ દેવતાઓ ઉત્પન્ન થઇને સમુદ્ર જેવા મોટા એ વિરાટ દેહમાં પડ્યા. તે આત્માએ એ વિરાટ દેહને ભૂખ-તરસ સાથે જોડ્યો. તે દેવતાઓએ એ આત્માને કહ્યું: 'જેમાં રહીને અમે અન્ન ખાઇએ, એવું રહેઠાણ અમને આપો.' તેમને માટે એ આત્મા એક ગાય (ગૌ)× લઈ આવ્યો. ૧

તેમણે કહ્યું: 'આ અમને પૂરતું નથી.' તેમને માટે એ એક અશ્વ× લઈ આવ્યો.

તેમણે કહ્યું: 'આ પણ અમને પૂરતું નથી.' આથી છેવટે તેમને માટે એ એક પુરુષને× લઈ આવ્યો. ૨

તેઓ બોલ્યા: 'વાહ! આ સુકૃત* (બરાબર) છે.'

પુરુષ જરૂર સુકૃત (બરાબર) છે.

તેણે તેમને કહ્યું: 'પોતપોતાને યોગ્ય રહેઠાણમાં તમે સર્વ પ્રવેશ કરો.'૩

અગ્નિએ વાણી બનીને મુખમાં પ્રવેશ કર્યો. વાયુએ પ્રાણ

---

× ગૌ, અશ્વ અને પુરુષ—આધિદૈવિક દૃષ્ટિએ પૃથ્વી, સૂર્ય અને સ્વયંભૂ (બ્રહ્મા); આધ્યાત્મિક દૃષ્ટિએ–ઇંદ્રિયાત્મક મન, પ્રજ્ઞાન, મન અને વિજ્ઞાનમય આત્મા. (આના વિસ્તારપૂર્વકના વિવેચન માટે જુઓ પંડિત મોતીલાલ શર્માનું 'શતપથબ્રાહ્મણ હિંદીવિજ્ઞાનભાષ્ય'માં 'પરવાલંબન-મીમાંસા' નામનું પ્રકરણ અને 'ઉપનિષદ વિજ્ઞાનભાષ્યભૂમિકા' ખંડ-૧ માં પાનાં ૫૩ થી ૫૬)

* સુકૃત બ્રહ્મલોક (સરખાવો–મુણ્ડક ૧–૨–૬, ૧–૨-૧; કઠ ૧–૩–૧)

तमशनायापिपासे अब्रूतामावाभ्यामभिप्रजानीहीति । ते अब्रवी-देतास्वेव वां देवतास्वाभजाम्येतासु भागिन्यौ करोमीति । तस्मा-द्यस्यै कस्यै च देवतायै हविर्गृह्यते भागिन्यावेवास्यामशनायापिपासे भवतः ॥ ५ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

स ईक्षतेमे नु लोकाश्च लोकपालाश्चान्नमेभ्यः सृजा इति ॥ १ ॥

सोऽपोऽभ्यतपत्ताभ्योऽभितप्ताभ्यो मूर्तिरजायत । या वै सा मूर्तिरजायतान्नं वै तत् ॥ २ ॥

तदेनत्सृष्टं पराङ्त्यजिघांसत्तद्वाचाजिघृक्षत्तन्नाशक्नोद्वाचा ग्रहीतुम् । स यद्धैनद्वाचाग्रहैष्यदभिव्याहृत्य हैवान्नमत्रप्स्यत् ॥३॥

तत्प्राणेनाजिघृक्षत्तन्नाशक्नोत्प्राणेन ग्रहीतुम् । स यद्धैनत्प्राणेनाग्रहैष्यदभिप्राण्य हैवान्नमत्रप्स्यत् ॥ ४ ॥

तच्चक्षुषाजिघृक्षत्तन्नाशक्नोच्चक्षुषा ग्रहीतुम् । स यद्धैनच्चक्षुषाऽग्रहैष्यद्दृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ५ ॥

तच्छ्रोत्रेणाजिघृक्षत्तन्नाशक्नोच्छ्रोत्रेण ग्रहीतुम् । स यद्धैनच्छ्रोत्रेणाग्रहैष्यच्छ्रुत्वा हैवान्नमत्रप्स्यत् ॥ ६ ॥

બનીને નસકોરાંમાં પ્રવેશ કર્યો. આદિત્યે ચક્ષુઇંદ્રિય બનીને આંખોમાં પ્રવેશ કર્યો. દિશાઓએ શ્રોત્ર બનીને કાનોમાં પ્રવેશ કર્યો. ઔષધિ–વનસ્પતિઓએ રુવાંટાં બનીને ત્વચામાં પ્રવેશ કર્યો. ચન્દ્રમાએ મન બનીને હૃદયમાં પ્રવેશ કર્યો. મૃત્યુએ અપાન બનીને નાભિમાં પ્રવેશ કર્યો. જળે વીર્ય બનીને ગુહ્યેન્દ્રિયમાં પ્રવેશ કર્યો. ૪

ત્યારે ભૂખ અને તરસે આત્માને કહ્યું: 'અમને પણ રહેઠાણ આપો.'

આત્માએ તેમને ઉત્તર આપ્યો: 'આજ બધા દેવતાઓમાં તમને વહેંચી આપું છું. તેઓમાંથી તમે તમારો ભાગ મેળવજો.'

આથી જ જે કાંઈ દેવતાને હોમવાના પદાર્થોની આહુતિ અપાય છે, તેમાં ભૂખ અને તરસ પણ ભાગીદાર હોય છે.૫

## ત્રીજો ખંડ

તે આત્માએ વિચાર કર્યો: 'આ લોકો અને તેમનું પાલન કરનારા લોકપાળોને તો ઉત્પન્ન કર્યા.૧ હવે તેમને માટે અન્ન ઉત્પન્ન કરું.' તેણે જળને સેવન દ્વારા ઉષ્ણતા આપી. તેનું સેવન થતાં જ તેમાંથી એક મૂર્તિ અથવા આકૃતિ ઉત્પન્ન થઈ. એ જે મૂર્તિ ઉત્પન્ન થઈ, તે જ અન્ન હતું.૨

ઉત્પન્ન થયેલું તે અન્ન, એ આત્માથી વિમુખ થઈ નાસી જવા તૈયાર થયું. તેણે તેને વાણી વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ વાણી વડે તેને મેળવી શક્યો નહિ. જો તે તેને વાણી વડે મેળવી શક્યો હોત, તો અન્નને વાણી વડે માત્ર બોલવાથી જ સંતોષ થાત. તેણે તેને પ્રાણ વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ પ્રાણ વડે તેને મેળવી શક્યો નહિ. જો તે તેને પ્રાણ વડે મેળવી શક્યો હોત, તો અન્નને સૂંઘવાથી જ માત્ર તૃપ્ત થાત. તેણે તેને આંખ વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ આંખ વડે તેને મેળવી શક્યો નહિ. જો તે તેને આંખ વડે મેળવી શક્યો હોત, તો આંખ વડે અન્નને માત્ર જોવાથી જ તૃપ્ત થાત. તેણે તેને કાન વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો. પણ કાન વડે તેને મેળવી શક્યો નહિ. જો તે તેને કાન વડે મેળવી શક્યો હોત, તો અન્નને માત્ર સાંભળવાથી જ તૃપ્ત થાત. તેણે તેને ત્વચા વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ ત્વચા વડે તેને મેળવી શક્યો નહિ. જો

तत्त्वचाजिघृक्षत्तन्नाशक्नोत्त्वचा ग्रहीतुम् । स यद्धैनत्त्वचा-ग्रहैष्यत्स्पृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ७ ॥

तन्मनसाजिघृक्षत्तन्नाशक्नोन्मनसा ग्रहीतुम् । स यद्धैनन्म-नसाग्रहैष्यद्ध्यात्वा हैवान्नमत्रप्स्यत् ॥ ८ ॥

तच्छिश्नेनाजिघृक्षत्तन्नाशक्नोच्छिश्नेन ग्रहीतुम् । स यद्धैन-च्छिश्नेनाग्रहैष्यद्विसृज्य हैवान्नमत्रप्स्यत् ॥ ९ ॥

तदपानेनाजिघृक्षत्तदावयत् । सैषोऽन्नस्य ग्रहो यद्वायुरन्नायुर्वा एष यद्वायुः ॥ १० ॥

स ईक्षत कथं न्विदं मदृते स्यादिति स ईक्षत कतरेण प्रपद्या इति । स ईक्षत यदि वाचाभिव्याहृतं यदि प्राणेनाभि-प्राणितं यदि चक्षुषा दृष्टं यदि श्रोत्रेण श्रुतं यदि त्वचा स्पृष्टं यदि मनसा ध्यातं यद्यपानेनाभ्यपानितं यदि शिश्नेन विसृष्टमथ कोऽहमिति ॥ ११ ॥

स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत । सैषा विदृति-र्नाम द्वास्तदेतन्नान्दनम् । तस्य त्रय आवसथास्त्रयः स्वप्नाः; अयमा-वसथोऽयमावसथोऽयमावसथ इति ॥ १२ ॥

તે તેને ત્વચા વડે મેળવી શકયો હોત, તો અન્નને માત્ર અડકવા-થી જ તૃપ્ત થાત. તેણે તેને મન વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ મન વડે તેને મેળવી શકયો નહિ. જો તે તેને મન વડે મેળવી શકયો હોત, તો અન્નને વિષે કેવળ વિચાર કરવાથી જ તૃપ્ત થાત. તેણે તેને ગુહ્યેન્દ્રિય વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો, પણ ગુહ્યેન્દ્રિય વડે તેને મેળવી શકયો નહિ. જો તે તેને ગુહ્યેન્દ્રિય

વડે મેળવી શકયો હોત, તો અન્નનો ત્યાગ કરવા માત્રથી જ તૃપ્ત થાત. તેણે તેને અપાન વડે મેળવી લેવા પ્રયત્ન કર્યો. તે તેને મેળવી શકયો. આ અપાન વાયુ જ અન્નને મેળવી લે છે. આ અપાન વાયુ જ અન્ન દ્વારા આયુષ્યને ટકાવે છે.

તે આત્માએ વિચાર કર્યો: 'મારા વિના આ શરીર કેવી રીતે રહી શકશે? (માટે, લાવ, એમાં હું પ્રવેશ કરું).' તેને વળી પાછો વિચાર થયો: 'પગનો અંગૂઠો અને બ્રહ્મરન્ધ્ર એ બેમાંથી કયે રસ્તે હું આ શરીરમાં પેસું?' તેણે વળી વિચાર્યું: 'જો બોલાય વાણી વડે, શ્વાસ લેવાય પ્રાણ વડે, જોવાય આંખ વડે, સંભળાય કાન વડે, સ્પર્શ કરાય ત્વચા વડે, વિચાર કરાય મન વડે, અન્ન નીચે ઉતારીને પચાવાય અપાન વડે, મૂત્રત્યાગ થાય ગુહ્યેન્દ્રિય વડે, તો પછી હું કોણ? આ શરીરમાં મારું કર્તવ્ય શું?' ૩–૧૧

આમ વિચારીને પછી તે આત્માએ આ માથાના વચલા ભાગને વિદારીને (અર્થાત્ છિદ્ર પાડીને) એ બ્રહ્મરન્ધ્ર દ્વારા અંદર પ્રવેશ કર્યો. વિદારેલું હોવાથી આને 'વિદૃતિ' નામનું દ્વાર કહે છે. તે દ્વાર જ આનંદની પ્રાપ્તિ કરાવનારું હોઈ 'નાન્દન' પણ કહેવાય છે.

એ આત્માનાં ત્રણ રહેઠાણો* છે અને ત્રણ અવસ્થાઓ (સ્વપ્નો)+ છે. (જમણી આંખ બતાવીને ગુરુ શિષ્યને કહે છે:) આ એક રહેઠાણ છે. (જાગ્રત અવસ્થામાં આત્મા અહીં રહે છે.) (કંઠ તરફ બતાવીને) આ બીજું રહેઠાણ છે. (સ્વપ્ન અવસ્થામાં એ અહીં રહે છે.) (હૃદય તરફ બતાવીને) આ ત્રીજું રહેઠાણ છે. (સુષુપ્તિ અવસ્થામાં એ અહીં રહે છે.)૧૨

* ત્રણ રહેઠાણો—જમણી આંખ, કંઠ અને હૃદય; અથવા પિતાનું શરીર, માતાનું ગર્ભાશય અને પોતાનું શરીર

+ ત્રણ સ્વપ્નો—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓ

स जातो भूतान्यभिव्यैख्यत् किमिहान्यं वावदिषदिति । स एतमेव पुरुषं ब्रह्म ततममपश्यत् इदमदर्शमिती ३ ॥ १३ ॥

तस्मादिदन्द्रो नामेदन्द्रो ह वै नाम । तमिदन्द्रं सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेण । परोक्षप्रिया इव हि देवाः परोक्षप्रिया इव हि देवाः ॥ १४ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

॥ इत्यैतरेयोपनिषदि प्रथमोऽध्यायः ॥ १ ॥

## द्वितीय अध्याय

### प्रथम खण्ड

ॐ पुरुषे ह वा अयमादितो गर्भो भवति । यदेतद्रेतस्तदेतत्सर्वेभ्योऽङ्गेभ्यस्तेजः संभूतमात्मन्येवाऽऽत्मानं बिभर्ति । तद्यदा स्त्रियां सिञ्चत्यथैनज्जनयति तदस्य प्रथमं जन्म ॥ १ ॥

तत्स्त्रिया आत्मभूतं गच्छति । यथा स्वमङ्गं तथा । तस्मादेनां न हिनस्ति । सास्यैतमात्मानमत्र गतं भावयति ॥ २ ॥

सा भावयित्री भावयितव्या भवति । तं स्त्री गर्भं बिभर्ति । सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेऽधिभावयति । स यत्कुमारं जन्मनोऽग्रेऽधिभावयत्यात्मानमेव तद्भावयत्येषां लोकानां संतत्या । एवं संतता हीमे लोकास्तदस्य द्वितीयं जन्म ॥ ३ ॥

તેણે આમ જન્મીને અર્થાત્ શરીરમાં પ્રવેશ કરીને ભૂતોને (તાદાત્મ્યરૂપે) ગ્રહણ કર્યાં; અને (પછી ગુરુ દ્વારા જ્ઞાન થતાં) વિચાર્યું: 'જો હું એકલો જ આ સર્વરૂપે રહ્યો છું,

તો પછી શા માટે બીજાની વાત કરવાની અહીં કોઈ ઇચ્છા કરે?' તેણે પોતાના આ સંકલ્પ અનુસાર એ જ વિરાટ પુરુષરૂપ બ્રહ્મને બધે ય વ્યાપી રહેલું જોયું અને વિચાર્યું: 'આ બધું મારું જ સ્વરૂપ મેં જોયું.'૧૩ આથી જ તે 'ઇદન્દ્ર' (આ જોનારો) કહેવાય છે; કારણ કે તે જરૂર આ બધું જોનારો છે. એ ઇદન્દ્ર હોઈ, એને જ પરોક્ષપણે (માર્મિક રીતે) ઇન્દ્ર કહે છે. દેવોને જાણે કે પરોક્ષ (માર્મિક રીત) જ પ્રિય છે, દેવોને જાણે કે પરોક્ષ (માર્મિક રીત)જ પ્રિય છે. ૧૪

## બીજો અધ્યાય

### પહેલો ખંડ

ૐ આ ગર્ભ પહેલાં પુરુષમાં જ થાય છે. જે આ વીર્ય છે, તે બધાં ય અંગોમાંથી ઉત્પન્ન થયેલું તેજ છે, અને તેને આત્મારૂપ પુરુષ પોતામાં ધારણ કરે છે. તેને જ્યારે એ સ્ત્રીમાં મૂકે છે, ત્યારે એને ગર્ભરૂપે જન્મ આપે છે. એ તેનો વીર્યરૂપ પહેલો જન્મ છે.૧ તે વીર્ય સ્ત્રીના આત્મા સાથે, જાણે કે એ તેનું પોતાનું જ અંગ હોય તેમ, એકમેક થઈ જાય છે; તેથી જ એ વીર્ય તે સ્ત્રીનો નાશ કરતું નથી. તે સ્ત્રી ગર્ભરૂપ બનેલા પુરુષના એ આત્માનું ત્યાં પાલનપોષણ કરે છે.૨ તે રક્ષણ કરનારી સ્ત્રી પુરુષ વડે રક્ષણ કરવા યોગ્ય છે. સ્ત્રી તે ગર્ભને (નવ માસ પર્યન્ત) ધારણ કરે છે. પિતા એ ઉત્પન્ન થનાર બાળકનું જન્મ પહેલાં સીમન્ત વગેરે સંસ્કાર વડે અને જન્મ પછી જાતકર્મ વગેરે સંસ્કાર વડે જે પોષણ કરે છે, તે તો જાણે કે આ લોકોનો (સન્તતિ ઉત્પન્ન કરવા દ્વારા) વિસ્તાર કરવા વડે પોતાનું જ પોષણ કરે છે. આ પ્રમાણે જ આ લોકોની વંશવૃદ્ધિ થાય છે. તે આ

सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते। अथास्यायमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति। स इतः प्रयन्नेव पुनर्जायते। तदस्य तृतीयं जन्म ॥ ४ ॥

तदुक्तमृषिणा—गर्भे नु सन्नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा। शतं मा पुर आयसीररक्षन्नधः श्येनो जवसा निरदीयमिति। गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच ॥ ५ ॥

स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्यामुष्मिन्स्वर्गे लोके सर्वान्कामानाप्त्वामृतः समभवत्समभवत् ॥ ६ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

॥ इत्यैतरेयोपनिषदि द्वितीयोऽध्यायः ॥ २ ॥

## तृतीय अध्याय

### प्रथम खण्ड

ॐ कोऽयमात्मेति वयमुपास्महे। कतरः स आत्मा, येन वा पश्यति, येन वा शृणोति, येन वा गन्धानाजिघ्रति, येन वा वाचं व्याकरोति, येन वा स्वादु चास्वादु च विजानाति ॥ १ ॥

यदेतद्धृदयं मनश्चैतत्। संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः सङ्कल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ २ ॥

પુરુષનો (પુત્રજન્મરૂપ) બીજો જન્મ છે.૩ પિતાનો આ પુત્રરૂપ આત્મા, પિતા વાનપ્રસ્થ થતાં પુણ્યકર્મો કરવાને માટે ઘરમાં પ્રતિનિધિ તરીકે સ્થપાય છે. પછી તે પિતાનો મૂળ આત્મા કૃતાર્થ બનીને અને ઉમ્મરે પહોંચીને પરલોકમાં જાય છે. તે

અહીંથી જાય છે, તેવો જ (બીજા લોકમાં) ફરી જન્મે છે. એ તેનો (પરલોકગમન નામનો) ત્રીજો જન્મ છે. ૪

તેને માટે વામદેવ ઋષિએ કહ્યું છે: 'હું જ્યારે માતાના ગર્ભમાં હતો, ત્યારે જ મેં આ બધા દેવોના જન્મો બરાબર જાણ્યા હતા. શરીરરૂપ સો લોખંડી પુરો(નગરો)માં મને અહીં નીચે જકડી રાખવામાં આવ્યો હતો; છતાં પણ હું બાજપક્ષીની જેમ બળપૂર્વક તેને ભેદીને બહાર નીકળ્યો છું.' ગર્ભમાં સૂતા સૂતા જ વામદેવ આમ બોલ્યા હતા.૫

આ પ્રમાણે જાણનારો શરીરના નાશ પછી ઊંચે જઈ પેલા સ્વર્ગલોકમાં બધી ઇચ્છાઓ પૂર્ણ કરીને અમર બને છે. અમર બને છે. ૬

## ત્રીજો અધ્યાય

### પહેલો ખંડ

ૐ આપણે જેની ઉપાસના કરીએ છીએ, તે આત્મા કોણ છે? જેના વડે મનુષ્ય જુવે છે, સાંભળે છે, ગંધો સૂંઘે છે, વાચા બોલે અને સ્વાદવાળું કે સ્વાદ વિનાનું જાણે છે, તે આ આત્મા કયો? ૧

જે આ હૃદય છે અને જે આ મન છે, તે તેમ જ સંજ્ઞાન, આજ્ઞાન, વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, ધૃતિ, મતિ, મનીષા, જૂતિ, સ્મૃતિ, સંકલ્પ, ક્રતુ, અસુ, કામ, અને વશ× —એ બધાં

× આ બધી પ્રજ્ઞાનરૂપ મનની વૃત્તિઓ છે. સંજ્ઞાન–ચેતના; આજ્ઞાન–બહારના વિષયોનું જ્ઞાન; વિજ્ઞાન–બુદ્ધિ વડે થતું જ્ઞાન, અથવા બુદ્ધિ પોતે; પ્રજ્ઞાન–મન વડે થતું જ્ઞાન અથવા મન પોતે; મેધા–ધારણશક્તિ; દૃષ્ટિ–અંદરની દૃષ્ટિ; ધૃતિ–ધૈર્ય; મતિ–મતિ; મનીષા–માનસિક પ્રેરણા; જૂતિ–અંદરની આત્માની પ્રેરણા; સ્મૃતિ–સ્મરણશક્તિ; સંકલ્પ–ઇચ્છાશક્તિ; ક્રતુ–ક્રિયામાં ફેરવાયેલી ઇચ્છાશક્તિ; અસુ–જીવનશક્તિ; કામ–કામના અને વશ–સ્ત્રી આદિને કાબૂમાં રાખવાની અભિલાષા

एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पञ्च महाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणीव। बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः पुरुषा हस्तिनो यत्किञ्चेदं प्राणि जङ्गमं च पतत्रि च यच्च स्थावरम्। सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥

स एतेन प्रज्ञेनाऽऽत्मनाऽस्माल्लोकादुत्क्रम्यामुष्मिन्स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत्समभवत् ॥ ४ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

॥ इत्यैतरेयोपनिषदि तृतीयोऽध्यायः ॥ ३ ॥

ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि, वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि, सत्यं वदिष्यामि, तन्मामवतु, तद्वक्तारमवत्ववतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

પ્રજ્ઞાનરૂપ બ્રહ્મનાં જ નામો છે. ૨

આ બ્રહ્મા, આ ઇન્દ્ર, આ પ્રજાપતિ આ બધા દેવો તેમ જ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ–એ પાંચ મહાભૂતો, તે ઉપરાંત આ બધા નાનાં અને મિશ્ર ભૂતો, અન્ય બીજો, તેમ જ બીજા અંડજ–જરાયુજ–સ્વેદજ–ઉદ્‌ભિજ્જ* એ ચાર પ્રકારના જીવો, તેમ જ ઘોડા, બળદ, મનુષ્યો, હાથીઓ, અને જે કોઈ પ્રાણી જંગમ, પક્ષી, જડ કે ચેતન હોય તે સર્વ પ્રજ્ઞારૂપ આંખવાળાં છે; અને પ્રજ્ઞાન જ તેમનો આધાર છે. લોક પ્રજ્ઞારૂપ આંખવાળા છે. પ્રજ્ઞા સૌનો આધાર છે. પ્રજ્ઞાન બ્રહ્મ÷ છે. ૩

તે (વામદેવ) આ પ્રજ્ઞારૂપ આત્મા વડે આ લોકમાંથી પરલોક તરફ ઊંચે ચઢીને અને પેલા સ્વર્ગલોકમાં સર્વ ઇચ્છાઓ પૂરી કરીને એ અમર બન્યો છે, અમર બન્યો છે. ૪

ૐ મારી વાણી મનમાં સ્થિર બનો, મારું મન વાણીમાં સ્થિર બનો. હે સ્વયંપ્રકાશ આત્મા ! મારી સમક્ષ તું પ્રકટ થા. હે વાણી અને મન ! તમે બંને મારા પ્રત્યે વેદજ્ઞાન લાવો. મારું શ્રવણ મારો ત્યાગ ન કરો. આ અધ્યયનમાં જ હું રાતદિવસ ગાળું છું. હું ઋત બોલીશ, સત્ય બોલીશ. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

* શાસ્ત્રોમાં ચાર પ્રકારની જીવયોનિઓનું વર્ણન આવે છે:-(૧) ઈંડાંમાંથી જન્મનારાં પક્ષી, સાપ, વગેરે અંડજ કહેવાય છે; (૨) જરાયુ નામના ગર્ભને ઢાંકતા પડને તોડીને જન્મનારા મનુષ્ય, પશુઓ વગેરે જરાયુજ જીવો કહેવાય છે; (૩) પરસેવામાંથી જન્મનારા માંકડ, ચાંચડ વગેરે સ્વેદજ જીવો કહેવાય છે; અને (૪) જમીનને તોડીને જન્મનારા ઔષધિ, ઝાડ, વેલ વગેરે ઉદ્‌ભિજ્જ જીવો કહેવાય છે.

÷ વેદાંતનાં ચાર મહાવાક્યોમાંનું એક–प्रज्ञानं ब्रह्म ।

# ૯—શ્વેતાશ્વતર ઉપનિષદ

**शांतिपाठ**-ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ-શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ॐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

## प्रथम अध्याय

ॐ ब्रह्मवादिनो वदन्ति-किं कारणं ब्रह्म कुतः स्म जाता
जीवाम केन क्व च संप्रतिष्ठाः । अधिष्ठिताः केन सुखेतरेषु वर्तामहे
ब्रह्मविदो व्यवस्थाम् ॥ १ ॥
कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् ।
संयोग एषां न त्वात्मभावादात्माऽप्यनीशः सुखदुःखहेतोः ॥ २ ॥
ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ।
यः कारणानि निखिलानि तानि कालात्मयुक्तान्यधितिष्ठत्येकः ॥३॥
तमेकनेमिं त्रिवृतं षोडशान्तं शतार्धारं विंशतिप्रत्यराभिः ।
अष्टकैः षड्भिर्विश्वरूपैकपाशं त्रिमार्गभेदं द्विनिमित्तैकमोहम् ॥४॥

## પહેલો અધ્યાય

ૐ બ્રહ્મ વિષે વિચારનારાઓ કહે છે—જગતનું કારણ બ્રહ્મ શું છે ? આપણે શામાંથી ઉત્પન્ન થયા છીએ ? શા વડે જીવીએ છીએ ? અને ક્યાં આપણી સ્થિતિ છે ? હે બ્રહ્મજ્ઞાનીઓ ! કોના નિયમ તળે રહીને, આપણે સુખ–દુઃખરૂપ વ્યવસ્થાને અનુસરીએ છીએ ? ૧

કોઈ કહે છે, કે જગતનું કારણ કાળ છે. કોઈ કહે છે, કે તે દૈવના નિયમ અનુસાર ઉત્પન્ન થાય છે. કોઈ કહે છે, કે જગતની ઉત્પત્તિ સ્વાભાવિક જ થાય છે. કોઈ કહે છે, કે જગત યદૃચ્છાથી અથવા અકસ્માત ઉત્પન્ન થાય છે. કોઈ પંચમહાભૂતને જગતનું કારણ માને છે, તો કોઇ પ્રકૃતિને, તો કોઈ પુરુષને. તો કોઈ આ બધાના સંયોગને જગતનું કારણ માને છે; પણ આ વિચારવા જેવું છે. કારણ કે આ બધાં આત્માથી જુદાં છે અને આત્મા તો અવશ્ય છે જ–માટે એ બધાં જગતનું કારણ બની શકતાં નથી; તેમ જ જીવાત્મા પણ સુખ–દુઃખને કારણે જગત ઉત્પન્ન કરવાને સમર્થ નથી. ૨

આમ વિચારી તે બ્રહ્મ વિષે વિચાર કરનારાઓએ ધ્યાનરૂપ યોગમાં લીન બનીને બ્રહ્મની આત્મશક્તિને પોતાના સત્ત્વ–રજ–તમ નામના ગુણો વડે ઢંકાયેલી જોઇ. એ એક બ્રહ્મ જ આ ઉપર કહેલા બધા ય કાળ, જીવાત્મા વગેરે કારણોની ઉપર અમલ ચલાવે છે. ૩

એ ( કારણ બ્રહ્મરૂપ ) ચક્ર [1]એક નેમિ ( પરિધિ ) વાળું છે. ત્રણ પાટાવાળું+ છે, સોળ છેડાવાળું[2] છે, પચાસ આરા-

૧ એક નેમિ—અવ્યય પુરુષ + ત્રણ પાટા—અવ્યય, અક્ષર, ક્ષર પુરુષ
૨ સોળ છેડા–પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન અને પાંચ મહાભૂત; અથવા પ્રશ્નોપનિષદમાં વર્ણવેલી–પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ,

**पञ्चस्रोतोऽम्बुं पञ्चयोन्युग्रवक्रां पञ्चप्राणोर्मिं पञ्चबुद्ध्यादिमूलाम् ।**
**पञ्चावर्तां पञ्चदुःखौघवेगां पञ्चाशद्भेदां पञ्चपर्वामधीमः ॥ ५ ॥**
**सर्वाजीवे सर्वसंस्थे बृहन्ते अस्मिन्हंसो भ्राम्यते ब्रह्मचक्रे ।**
**पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति ॥ ६ ॥**

વાળું[3] છે, વીસ નાના આરાવાળું[4] છે, છ અષ્ટકોવાળું[5] છે,

---

જ્યોતિ, જળ, પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક અને નામ એવી સોળ કળાઓ

3 પચાસ આરા—પાંચ વિપર્યય, અઠ્ઠાવીસ અશક્તિ, નવ તુષ્ટિ અને આઠ સિદ્ધિ મળીને પચાસ

પાંચ વિપર્યય—(૧) તમ, (૨) મોહ, (૩) મહામોહ, (૪) તામિસ્ર, (૫) અન્ધતામિસ્ર

૨૮ અશક્તિ—અગિયાર ઇન્દ્રિયોની અશક્તિ—બહેરાપણું, મૂંગાપણું વગેરે નવ તુષ્ટિના પ્રતિબંધરૂપ નવ અશક્તિઓ; આઠ સિદ્ધિના પ્રતિબંધરૂપ આઠ અશક્તિઓ—બધી મળી અઠ્ઠાવીસ

નવ તુષ્ટિઓ—(૧) પ્રકૃતિ તુષ્ટિ, (૨) ઉપાદાન તુષ્ટિ, (૩) કાલ તુષ્ટિ, (૪) ભાગ્ય તુષ્ટિ, (૫) અર્જન તુષ્ટિ, (૬) રક્ષણ તુષ્ટિ, (૭) ક્ષય તુષ્ટિ, (૮) ભોગ તુષ્ટિ અને (૯) હિંસા તુષ્ટિ

આઠ સિદ્ધિઓ—(૧) અણિમા, (૨) મહિમા, (૩) લઘિમા, (૪) ગરિમા, (૫) પ્રાપ્તિ, (૬) પ્રાકામ્ય, (૭) ઈશિત્વ, (૮) વશિત્વ

4 વીસ નાના આરા—મોટા આરાને દૃઢ કરવા માટે; દશ ઇન્દ્રિયો અને તેના દશ વિષયો

5 છ અષ્ટકો—આઠ આઠના છ સમુદાયો—

૧. પ્રકૃતિ અષ્ટક—(૧) પૃથ્વી, (૨) જળ, (૩) તેજ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) મન, (૭) બુદ્ધિ, (૮) અહંકાર

૨. ધાતુ અષ્ટક—(૧) ત્વચા, (૨) ચામડી, (૩) માંસ, (૪) લોહી, (૫) ચરબી, (૬) હાડકાં, (૭) મજ્જા, (૮) વીર્ય

૩. ઐશ્વર્ય અષ્ટક—ઉપર કહેલી આઠ સિદ્ધિઓ

વિશ્વરૂપ એક પાશવાળું[૬] છે. ત્રણ જુદાજુદા માર્ગવાળું[૭] છે, અને બે નિમિત્તથી[૮] ઉત્પન્ન થયેલા એક મોહવાળું[૯] છે.૪ પાંચ ઝરણાંના જળવાળી,*પાંચ યોનિ+ અર્થાત્ મૂળવાળી,ભયંકર અને વાંકીચૂંકી, પાંચ પ્રાણરૂપ× તરંગોવાળી, પાંચ જ્ઞાનેન્દ્રિયથી ઉત્પન્ન થતા જ્ઞાનના પ્રથમ મૂળરૂપ, પાંચ ઘૂમરીઓવાળી, ÷પાંચ કલેશરૂપ§ વેગવાન પ્રવાહવાળી—આમ આ છ પંચકોથી યુક્ત એવી પાંચ વિભાગવાળી (કાર્યબ્રહ્મ) નદીને અમે જાણીએ છીએ. ૫

સર્વના જીવનરૂપ, સર્વમાં રહેલા અને મહાન એવા આ બ્રહ્મરૂપ રથના ચક્રમાં, પોતાને અને પોતાને પ્રેરનારા પરમ આત્માને જુદા માનનારો જીવ ભમ્યા કરે છે; પરંતુ (જ્ઞાન થયા) પછી તે પરમ આત્માને સેવતો એ અમરપણું મેળવે છે.૬ આ પરમ બ્રહ્મ વેદાંતોએ ઉપદેશેલું છે; અને નિયંતા, ભોક્તા અને

---

૪. ભાવ અષ્ટક–(૧) ધર્મ, (૨) જ્ઞાન, (૩) વૈરાગ્ય, (૪) ઐશ્વર્ય, (૫) અભિનિવેશ, (૬) મોહ, (૭) આસક્તિ, (૮) અસ્મિતા

૫. દેવ અષ્ટક–(૧) બ્રહ્મા, (૨) પ્રજાપતિ, (૩) દેવ, (૪) ગંધર્વ, (૫) યક્ષ, (૬) રાક્ષસ, (૭) પિતૃ, (૮) પિશાચ

૬. ગુણ અષ્ટક–(૧) દયા, (૨) શાન્તિ, (૩) શૌચ, (૪) અનાયાસ, (૫) મંગલ, (૬) અકાર્પણ્ય, (૭) અનસૂયા, (૮) અસ્પૃહા

૬ એક પાશ–ક્ષર પશુને બાંધવા માટે અક્ષર બ્રહ્મરૂપ એક પાશ

૭ ત્રણ માર્ગ—કર્મ, ઉપાસના અને જ્ઞાનમાર્ગ

૮ બે નિમિત્ત–તમોમય અવિદ્યા અને કામમય મન

૯ એક મોહ–અવિવેકરૂપ મોહ

* પાંચ ઝરણાં–આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને વાક્

+ પાંચ યોનિ–બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, અગ્નિ અને સોમ

× પાંચ પ્રાણ–પ્રાણ, આપ, વાક્, અન્ન અને અન્નાદ. (અથવા પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન)

÷ પાંચ ઘૂમરીઓ–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–એ પાંચ વિષયો

§ પાંચ કલેશો–અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ

उद्गीतमेतत्परमं तु ब्रह्म तस्मिंस्त्रयं सुप्रतिष्ठाऽक्षरं च ।
अत्रान्तरं ब्रह्मविदो विदित्वा लीना ब्रह्मणि तत्परा योनिमुक्ताः ॥७॥
संयुक्तमेतत्क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः ।
अनीशश्चाऽऽत्मा बध्यते भोक्तृभावाज्ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ८
ज्ञाज्ञौ द्वावजावीशनीशावजा ह्येका भोक्तृभोग्यार्थयुक्ता ।
अनन्तश्चाऽऽत्मा विश्वरूपो ह्यकर्ता त्रयं यदा विन्दते ब्रह्ममेतत् ॥९॥
क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः ।
तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः ॥१०॥
ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।
तस्याभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः ॥११॥
एतज्ज्ञेयं नित्यमेवाऽऽत्मसंस्थं नातः परं वेदितव्यं हि किञ्चित् ।
भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् ॥१२

ભોગ્ય એ ત્રણ એમાં બરાબર રહ્યાં છે. આ ત્રણનો ભેદ જાણીને બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મના ધ્યાનમાં રહે છે અને જન્મમરણમાંથી છૂટીને અવ્યય બ્રહ્મમાં લીન થાય છે.૭ ઈશ્વર વિશ્વનું પોષણ કરે છે. વળી તે વ્યક્ત ક્ષર બ્રહ્મ અને અવ્યક્ત અક્ષર બ્રહ્મ એ બંનેનું એકી સાથે પોષણ કરે છે.* અસમર્થ જીવ

* ઉપનિષદોમાં બ્રહ્મની ત્રણ પ્રકારે કલ્પના કરી છે. સૃષ્ટિના ઉપાદાન કારણરૂપે રહેલું બ્રહ્મ 'ક્ષર' બ્રહ્મ છે. તેના નિમિત્ત કારણ અર્થાત્ સૃષ્ટિ ઉત્પન્ન કરનાર તરીકે રહેલું બ્રહ્મ 'અક્ષર' બ્રહ્મ છે અને સૃષ્ટિથી પર રહેલું અસંગ એવું બ્રહ્મ 'અવ્યય' અથવા પરબ્રહ્મ છે. આ ત્રણેથી પર એવું તત્ત્વ 'પરાત્પર' (પરથી પણ પર) નામથી વર્ણવ્યું છે. આ ક્ષર, અક્ષર અને અવ્યય એ દરેકની પાંચ પાંચ કલાઓ છે. પ્રાણ, આપ, વાક, અન્ન અને અન્નાદ એ ક્ષરકલાઓ છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, અગ્નિ અને સોમ એ અક્ષર

ભોકતાપણુાથી બંધાય છે, પણ એ જીવ પરમ આત્મા અથવા પરબ્રહ્મને જાણીને બધાં ય બંધનોમાંથી છૂટી જાય છે.૮ જ્ઞાનયુક્ત ઈશ્વર અને અજ્ઞાનયુક્ત અસમર્થ જીવ એ બંને જન્મરહિત છે; અને એક જન્મરહિત માયા જ ભોક્તા( જીવ )ના ભોગ માટે યોજાઇ છે. અવ્યય આત્મા અનંત અને સર્વરૂપ છે. મનુષ્ય જ્યારે આ ત્રણ( અવ્યય–અક્ષર–ક્ષર )ને એકી સાથે જાણે છે, ત્યારે જ તે બ્રહ્મને બરાબર જાણે છે.૯ ક્ષર બ્રહ્મ પ્રકૃતિરૂપ (અર્થાત્ સૃષ્ટિને ઉત્પન્ન કરનારું) છે, અક્ષર બ્રહ્મ અમૃત નામથી ઓળખાય છે અને હર (અર્થાત્ સૃષ્ટિનો સંહાર કરનાર) પણ કહેવાય છે. એ ક્ષર અને અક્ષર બ્રહ્મની ઉપર એક અવ્યય+ નામનો પરમાત્મા અમલ ચલાવે છે. એ પરમાત્માના ધ્યાન વડે, તેમાં મનને યોજવા વડે અને તેના તત્ત્વના ચિંતન વડે છેવટે વિશ્વરૂપી માયા દૂર થાય છે.૧૦ એ પરમાત્મ દેવને જાણીને બધાં ય બંધનો નાશ પામે છે; તેમ જ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ( હઠાગ્રહ )રૂપ ક્લેશોનો નાશ થતાં જન્મ અને મૃત્યુનો પણ નાશ થાય છે. તે પરમાત્માના ધ્યાનથી મનુષ્યને ત્રીજું અર્થાત્ અવ્યય તત્ત્વ મળે છે. તેના દેહનો નાશ થતાં તે કેવળ એકરૂપ થાય છે. તેની બધી કામનાઓ પૂરી પડે છે અને તે બધું ઐશ્વર્ય મેળવે છે.૧૧ આ અવ્યય તત્ત્વ નિત્ય પોતામાં જ રહ્યું છે અને તેનું જ જ્ઞાન મેળવવું જોઇએ. ભોગ ભોગવનાર (અક્ષર પુરુષ), ભોગવવાનો વિષય (ક્ષર પુરુષ) અને પ્રેરનાર( અવ્યય પુરુષ )ને

---

કલાઓ છે. આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને વાક એ અવ્યય કલાઓ છે, જ્યારે પરાત્પર તત્ત્વ અકલ, નિષ્કલ અથવા કલા વિનાનું છે.

+ અવ્યય—જે બધી અવસ્થાઓમાં એવો ને એવો જ રહે છે–જે કદી પણ બદલાતો નથી તે.

અક્ષર—અવિનાશી

ક્ષર—જે પલટાયા કરે છે તે.

वह्नेर्यथा योनिगतस्य मूर्तिर्न दृश्यते नैव च लिङ्गनाशः ।
स भूय एवेन्धनयोनिगृह्यस्तद्वोभयं वै प्रणवेन देहे ॥ १३ ॥
स्वदेहमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मथनाभ्यासाद्देवं पश्येन्निगूढवत् ॥ १४ ॥
तिलेषु तैलं दधनीव सर्पिरापः स्रोतःस्वरणीषु चाग्निः ।
एवमात्माऽऽत्मनि गृह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति ॥१५॥
सर्वव्यापिनमात्मानं क्षीरे सर्पिरिवार्पितम् ।
आत्मविद्यातपोमूलं तद्ब्रह्मोपनिषत्परम् । तद्ब्रह्मोपनिषत्परम् ॥१६॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि प्रथमोऽध्यायः ॥ १ ॥

## द्वितीय अध्याय

युञ्जानः प्रथमं मनस्तत्त्वाय सविता धियः ।
अग्नेर्ज्योतिर्निचाय्य पृथिव्या अध्याभरत ॥ १ ॥
युक्तेन मनसा वयं देवस्य सवितुः सवे ।
सुवर्गेयाय शक्त्या ॥ २ ॥
युक्त्वाय मनसा देवान्सुवर्यतो धिया दिवम् ।
बृहज्ज्योतिः करिष्यतः सविता प्रसुवाति तान् ॥ ३ ॥
युञ्जते मन उत युञ्जते धियो विप्रा विप्रस्य बृहतो विपश्चितः ।
वि होत्रा दधे वयुनाविदेक इन्मही देवस्य सवितुः परिष्टुतिः ॥४॥

જાણીને, તેમ જ આ ક્ષર, અક્ષર અને અવ્યય એમ ત્રણ રૂપે કહેલા પૂર્ણ બ્રહ્મને જાણ્યા પછી એનાથી પર એવું બીજું કાંઇ જાણવાનું રહેતું નથી.૧૨ નીચેની અરણિમાં+ રહેનાર અગ્નિનું સ્વરૂપ

+ અરણિ—યજ્ઞમાં અગ્નિ પ્રકટાવવા માટે શમીવૃક્ષની બે લાકડી ઘસવામાં આવે છે. એ લાકડીઓને અરણિ કહેવાય છે.

અગ્નિ પ્રકટ થયા પહેલાં દેખાતું નથી, પણ તે વખતે કાંઇ એ અગ્નિના સૂક્ષ્મસ્વરૂપનો નાશ થયેલો હોતો નથી; તેથી એ અગ્નિ અને તેનું સૂક્ષ્મ સ્વરૂપ-એ બન્ને ઉપલી અને નીચલી અરણિના ઘસાવા વડે જેમ જોઈ શકાય છે. તે જ પ્રમાણે આ શરીરમાં ॐકાર વડે આત્માને જોઈ શકાય છે.૧૩ જેમ નીચલી અને ઉપલી અરણિના ઘર્ષણ વડે અગ્નિ પ્રકટ થાય છે, તેમ પોતાનું શરીર અને ॐકાર એ બેના ધ્યાનરૂપ ઘર્ષણના અભ્યાસ વડે ગૂઢ રહેલા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો.૧૪

સત્ય અને તપ વડે આત્માનું ધ્યાન કરનારો મનુષ્ય એ આત્માને તલમાં તેલની જેમ, દહીંમાં ઘીની જેમ, ઝરણાંમાં પાણીની જેમ અને અરણિઓમાં અગ્નિની જેમ પોતામાં જ જુવે છે. ૧૫ દૂધમાં રહેલા ઘીની જેમ સર્વમાં રહેલા વ્યાપક આત્માને (જ્ઞાની)જુવે છે. આત્મજ્ઞાન અને તપના મૂળરૂપ એ પરમ રહસ્ય છે, એ પરબ્રહ્મ પરમ રહસ્ય છે.૧૬

## બીજો અધ્યાય

પહેલાં સવિતા(સૂર્ય)દેવ અમારાં મન અને બુદ્ધિને (પોતાની પ્રેરણા દ્વારા) પરમ તત્ત્વમાં જોડે છે, અને પછી અગ્નિની જ્યોતિને પ્રકટ કરી તેને પૃથ્વી પર-શરીરમાં ઉતારે છે.૧ સવિતા દેવની સંમતિ થતાં તેમની પ્રેરણાથી પરમાત્મામાં લાગેલા મન દ્વારા અમે, શક્તિ પ્રમાણે પરમાત્માની પ્રાપ્તિમાં કારણરૂપ ધ્યાન કર્મ માટે પ્રયત્ન કરીએ. ૨ જે (ઇન્દ્રિયરૂપ) દેવો જ્ઞાનરૂપ મહાન જ્યોતિને પ્રકટ કરવાની ઇચ્છાવાળા અને મન તેમ જ બુદ્ધિને જોડી અન્તઃકરણરૂપ આકાશને પ્રકાશમાન કરવાની ઇચ્છાવાળા છે, તે દેવોને સવિતા દેવ પ્રેરણા આપે છે. ૩ જે બ્રાહ્મણો મન અને ઇન્દ્રિયોને પરમાત્મામાં જોડે છે, તેઓએ વ્યાપક, મહાન અને સર્વજ્ઞ એ સવિતા દેવની મોટી સ્તુતિ

युजे वां ब्रह्म पूर्व्यं नमोभिर्वि श्लोक एतु पथ्येव सूरेः ।
शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥५॥
अग्निर्यत्राभिमथ्यते वायुर्यत्राधिरुध्यते ।
सोमो यत्रातिरिच्यते तत्र संजायते मनः ॥ ६ ॥
सवित्रा प्रसवेन जुषेत ब्रह्म पूर्व्यम् ।
तत्र योनिं कृणवसे न हि ते पूर्तमक्षिपत् ॥ ७ ॥
त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिवेश्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान्स्रोतांसि सर्वाणि भयावहानि ॥ ८ ॥
प्राणान्प्रपीड्येह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान्मनो धारयेताप्रमत्तः ॥ ९ ॥
समे शुचौ शर्कराबह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥१०॥
नीहारधूमार्कानिलानलानां खद्योतविद्युत्स्फटिकशशीनाम् ।
एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥ ११ ॥
पृथ्व्यप्तेजोनिलखे समुत्थिते पञ्चात्मके योगगुणे प्रवृत्ते ।
न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥१२॥

કરવી જોઇએ; કેમકે તે એક જ ક્રિયાઓનો વિધાતા અને સર્વને જાણનારો સાક્ષિભૂત છે. ૪ હે મન અને બુદ્ધિ! હું તમને બન્નેને સૃષ્ટિની પૂર્વાવસ્થારૂપ ક્ષર બ્રહ્મમાં જોડું છું. નમસ્કારો સહિત મારી સ્તુતિ વિદ્વાનના માર્ગમાં જ જાઓ. જેઓ દિવ્ય લોકમાં રહેલા છે, તે અમૃત અથવા અક્ષર બ્રહ્મના બધા પુત્રો (અર્થાત્ જીવાત્માઓ) એ સ્તુતિને સાંભળો.૫ જ્યાં અગ્નિનું મંથન

થાય છે; (અર્થાત્ જ્યાં અગ્નિ પ્રકટ થાય છે), જ્યાં સોમનું આધિક્ય થાય છે અને જ્યાં વાયુનો અટકાવ થાય છે, ત્યાં* અમારું મન આસક્ત થાય છે. ૬ સવિતા દેવની પ્રેરણાથી સૃષ્ટિની પૂર્વઅવસ્થારૂપ બ્રહ્મનું જ સેવન કરવું જોઇએ. તમે એ બ્રહ્મમાં સમાધિ કરો; તેથી તમારાં કર્મ બંધનકારક નહિ થાય.૭

છાતી, ગરદન અને માથું એ ત્રણ ટટ્ટાર રહે એમ ઊંચાં રાખી અને મન વડે ઇન્દ્રિયોને હૃદયમાં લીન કરી, જ્ઞાની પુરુષ બ્રહ્મરૂપ નાવ વડે બધા ભયકારક (સંસારરૂપ) જળપ્રવાહો તરી જાય છે. ૮ તે જ્ઞાની પુરુષે આહાર, વિહાર વગેરેને નિયમમાં રાખવા, પ્રાણોનો નિરોધ કરવો અને શ્વાસ ધીમો પડી જાય ત્યારે તેને નાકમાંથી બહાર કાઢી નાખવો. તોફાની ઘોડા જોડેલા રથને જેમ સારથિ કાબૂમાં રાખે, તેમ સાવધાન બનીને મનને વશ કરવું. ૯ સપાટ, પવિત્ર, તેમ જ કાંકરા, અગ્નિ અને રેતી વિનાની, પાણીમાં રહેનારાં વીંછી વગેરે જીવજન્તુ અને ઘોંઘાટ વિનાની, મનને અનુકૂળ તથા આંખને પીડા ન થાય તેવી, અને પવન વિનાની જગ્યામાં એકાંતે પરમાત્મામાં ચિત્ત લગાડવું. ૧૦ એ યોગ–વખતે ઝાકળ, ધુમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, આગિયો, વીજળી, સ્ફટિકમણિ અને ચન્દ્ર એ બધાંનાં રૂપો પહેલાં જોવામાં આવે છે અને તે બ્રહ્મદર્શનનું સૂચન કરે છે; ૧૧ જ્યારે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતો ધ્યાન વડે વશ થાય છે, અને યોગ વડે અંદર ગન્ધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ-રૂપ પાંચ દિવ્ય ગુણો પ્રગટ થાય છે, ત્યારે યોગીનું શરીર યોગાગ્નિ વડે ઝળહળતું બને છે અને તેને રોગ, ઘડપણ કે મરણ આવતાં નથી. ૧૨ શરીરનું હલકાપણું, નીરોગીપણું, આસક્તિ-રહિતપણું, શરીરના રંગની સુંદરતા, અવાજની મધુરતા,

* અગ્નિ, વાયુ અને સોમની ક્રિયાઓ ક્ષર સૃષ્ટિમાં પ્રવર્તે છે ત્યાં; અર્થાત્ ક્ષર બ્રહ્મમાં અમારું મન સ્થિર બન્યું છે.

लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादं स्वरसौष्ठवं च ।
गन्धः शुभो मूत्रपुरीषमल्पं योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥ १३ ॥
यथैव बिम्बं मृदयोपलिप्तं तेजोमयं भ्राजते तत्सुधान्तम् ।
तद्वाऽऽत्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थो भवते वीतशोकः ॥१४
यदाऽऽत्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेनेह युक्तः प्रपश्येत् ।
अजं ध्रुवं सर्वतत्त्वैर्विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १५ ॥
एष ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः स उ गर्भे अन्तः ।
स एव जातः स जनिष्यमाणः प्रत्यङ्जनांस्तिष्ठति सर्वतोमुखः ॥१६
यो देवो अग्नौ यो अप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥ १७ ॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि द्वितीयोऽध्यायः ॥ २ ॥

## तृतीय अध्याय

य एको जालवानीशत ईशनीभिः सर्वाँल्लोकानीशत ईशनीभिः ।
य एवैक उद्भवे संभवे च य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ १ ॥
एको हि रुद्रो न द्वितीयाय तस्थुर्य इमाँल्लोकानीशत ईशनीभिः ।
प्रत्यङ्जनांस्तिष्ठति संचुकोचान्तकाले संसृज्य विश्वा भुवनानि गोपाः
विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् ।
सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन्देव एकः ॥ ३ ॥

શરીરની સુગંધ અને મળમૂત્રની અલ્પતા—આ બધી શરૂઆતની યોગની પ્રવૃત્તિઓ છે. એમ યોગીઓ કહે છે. ૧૩ જેમ માટી વડે સાફ કરાયેલો અને મળરહિત બનેલો આરસો તેજસ્વી

થઈને પ્રકાશે છે, તેમ આત્મતત્ત્વને બરાબર જાણીને મનુષ્ય એકરૂપ, કૃતકૃત્ય અને શોકરહિત બને છે. ૧૪ જ્યારે યોગી દીવા જેવા પ્રકાશમાન આત્મતત્ત્વ વડે બ્રહ્મતત્ત્વને બરાબર જુએ છે. ત્યારે તે જન્મરહિત, નિત્ય અને બધાં તત્ત્વોથી અલિપ્ત એવા પરમાત્માને જાણે છે; તથા બધાં બંધનોમાંથી છૂટી જાય છે. ૧૫ આ જ પરમાત્મા બધી દિશાઓમાં રહેલો છે. તે અગાઉ જન્મેલો હતો અને ગર્ભાવસ્થામાં પણ તે જ હતો, તેમ જ હમણાં પણ તે જ જન્મેલો છે અને ભવિષ્યમાં પણ તે જ જન્મશે. તે જ બધી તરફ મુખવાળો અને બધાં ય પ્રાણીઓની અંદર રહેલો છે. ૧૬ જે પરમાત્મા અગ્નિમાં, જળમાં, આખા જગતમાં, ઔષધિઓમાં તેમ જ વનસ્પતિઓમાં પ્રવેશેલો છે, તે પરમાત્માને નમસ્કાર હો, નમસ્કાર હો. ૧૭

## ત્રીજો અધ્યાય

જે એક જગતરૂપી જાળવાળો દેવ પોતાની નિયામક શક્તિઓ વડે સર્વ પ્રાણીઓને તેમ જ ભૂ:, ભુવ: વગેરે સર્વ લોકોને નિયમમાં રાખે છે, અને જે એક જ ઉદ્‌ભવ અને સંભવ-* નું કારણ છે, તેને જેઓ જાણે છે, તેઓ અમર બને છે. ૧ જે આ લોકોને પોતાની નિયામક શક્તિઓ વડે નિયમમાં રાખે છે, જે બધાં પ્રાણીઓમાં રહ્યો છે, અને જે બધાં ય પ્રાણીઓને ઉત્પન્ન કરે છે, પાળે છે, તેમ જ પ્રલયકાળે સંકોચી લે છે, તે આ એક જ રુદ્ર છે. જ્ઞાનીઓ તેથી જુદું ઇચ્છતા નથી. ૨ સર્વ તરફ આંખવાળો, સર્વ તરફ મુખવાળો, સર્વ તરફ હાથવાળો અને સર્વ તરફ પગવાળો આ એક પરમાત્મ–

* ઉદ્‌ભવ—મૈથુની સૃષ્ટિ અથવા જન્મ; સંભવ—ઋષિ, મનુ વગેરેના અલૌકિક સૃષ્ટિ

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥४॥
या ते रुद्र शिवा तनूरघोराऽपापकाशिनी ।
तया नस्तनुवा शंतमया गिरिशंताभिचाकशीहि ॥ ५ ॥
यामिषुं गिरिशंत हस्ते बिभर्ष्यस्तवे ।
शिवां गिरित्र तां कुरु मा हिꣳसीः पुरुषं जगत् ॥ ६ ॥
ततः परं ब्रह्मपरं बृहन्तं यथानिकायं सर्वभूतेषु गूढम् ।
विश्वस्यैकं परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥ ७ ॥
वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ ८ ॥
यस्मात्परं नापरमस्ति किंचिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित् ।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ ९ ॥
ततो यदुत्तरतरं तदरूपमनामयम् ।
य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥ १० ॥
सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।
सर्वव्यापी स भगवांस्तस्मात्सर्वगतः शिवः ॥ ११ ॥
महान्प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः ।
सुनिर्मलामिमां प्राप्तिमीशानो ज्योतिरव्ययः ॥ १२ ॥

દેવ આકાશ અને પૃથ્વીને ઉત્પન્ન કરે છે. અને તે જ (મનુષ્ય-પક્ષી વગેરેને) બે ભુજા અને પાંખોથી યુક્ત કરે છે.૩ જે ઈશ્વર દેવોની ઉત્પત્તિ અને કારણરૂપ છે, જે સર્વનો અધિપતિ, રુદ્ર અને મહર્ષિ છે, અને જેણે પહેલાં હિરણ્યગર્ભ+ને ઉત્પન્ન

+ બ્રહ્માંડના ગર્ભરૂપ સોનેરી ઈંડું, જે ફાટતાં આખું જગત ઉત્પન્ન થયું છે.

કર્યો છે, તે ઈશ્વર અમને શુભ બુદ્ધિથી યુક્ત કરો.૪ હે રુદ્ર! તમારું જે પવિત્ર, ભય વિનાનું અને પાપનાશક સ્વરૂપ છે, તે અત્યંત શાન્ત સ્વરૂપ વડે, હે ગિરિશન્ત![x] તમે અમારા પર કૃપાદૃષ્ટિ કરો.૫ હે ગિરિશન્ત! ફેંકવાને માટે જે બાણ તમે તમારા હાથમાં ધારણ કર્યું છે, તેને હે પર્વતમાં રહીને રક્ષણ કરનારા! તમે મંગલરૂપ કરો. કોઈ પુરુષની કે જગતની હિંસા ન કરો.૬ તે રુદ્રરૂપ અક્ષર–બ્રહ્મથી પર રહેલું એવું મોટું પરબ્રહ્મ સર્વ ભૂતોમાં તેમ જ શરીરે શરીરમાં છુપાઈને રહ્યું છે અને તે એક જ આખા વિશ્વને વ્યાપીને રહેલું છે. તેને ઈશ્વરરૂપે જાણીને મનુષ્યો અમર બને છે.૭ સૂર્યના જેવા તેજસ્વી અને (અજ્ઞાનરૂપ) અંધારાથી પર રહેલા એ મહાન પુરુષને હું જાણું છું. માત્ર તેને જ જાણીને મનુષ્ય મૃત્યુથી પર થાય છે, ત્યાં જવાને માટે બીજો કોઈ માર્ગ જ નથી.૮ જેનાથી વધારે ઊંચું બીજું કાંઇ છે જ નહિ, જેનાથી વધારે સૂક્ષ્મ કે વધારે મોટું પણ બીજું કાંઈ છે જ નહિ, અને જે વૃક્ષની જેમ સ્થિર બનીને એકલો દ્યુલોક (સ્વર્ગ)માં ઊભો રહે છે, તે પુરુષ વડે આ બધું જગત વ્યાપ્ત બન્યું છે.૯ એ વિરાટ પુરુષથી જે વધારે ઊંચું છે, તે રૂપરહિત અને દુઃખરહિત છે. જેઓ તેને જાણે છે, તેઓ અમર બને છે, અને એને ન જાણનારા એવા બીજા દુઃખને જ પામે છે.૧૦ આથી. સર્વ તરફ મુખ, માથા અને ડોકવાળો, સર્વ જીવોના હૃદયમાં છુપાઇને રહેલો, સર્વવ્યાપી એવો એ ભગવાન શિવ સર્વમાં રહેલો છે.૧૧ આ મહાન નામનો આત્મા સર્વનો પ્રભુ છે, અને સત્ત્વ(અવ્યય)ભાવનો પ્રવર્તક છે. જે આ અત્યંત નિર્મળ પરમ શાંતિ છે, તેની પ્રાપ્તિ કરાવવા એ મહાન આત્મા સમર્થ છે. એ શાંતિ જ જ્યોતિરૂપ

× ગિરિશન્ત–શુદ્ધ સત્ત્વગુણરૂપ પર્વત પર રહીને સુખને વિસ્તારનાર રુદ્રદેવ!

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः ।
हृदा मन्वीशो मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥१३॥
सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ॥ १४ ॥
पुरुष एवेदꣳसर्वं यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ १५ ॥
सर्वतः पाणिपादं तत्सर्वतोक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १६ ॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं बृहत् ॥ १७ ॥
नवद्वारे पुरे देही हꣳसो लेलायते बहिः ।
वशी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्य च ॥ १८ ॥
अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥१९॥
अणोरणीयान्महतो महीयानात्मा गुहायां निहितोऽस्य जन्तोः ।
तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमीशम् ॥ २० ॥
वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् ।
जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदन्ति नित्यम् ॥२१॥

इति श्रीश्वेताश्वतरोपनिषदि तृतीयोऽध्यायः ॥ ३ ॥

છે અને અવ્યયરૂપ છે.૧૨ અંગૂઠાના માપનો અંતર્યામી પુરુષ હંમેશ જીવોના હૃદયમાં રહેલો છે અને તે હૃદય, બુદ્ધિ અને મન વડે જાણી શકાય છે. જેઓ તેને જાણે છે, તેઓ અમર

અને છે.૧૩ એ પુરુષ હજાર માથાંવાળો, હજાર આંખવાળો અને હજાર પગવાળો છે. તે સર્વ બાજુએથી પૃથ્વીને વીંટાઇ વળીને તેનાથી અનંત અપાર ફેલાઈ રહ્યો છે.૧૪ જે આ જગત થયેલું છે, તેમ જ હવે પછી થવાનું છે, તે બધું ય તેમ જ જે અન્નમાંથી ઉત્પન્ન થાય છે, તે સર્વ આ પુરુષ જ છે. તે જ અમરપણાનો પ્રભુ (નિયમન કરનારો) છે.૧૫ તે સર્વ તરફ હાથ-પગવાળું, સર્વ તરફ આંખ, માથા અને મુખવાળું અને સર્વ તરફ કાનવાળું છે અને જગતમાં સર્વને વ્યાપીને રહેલું (તત્ત્વ) છે.૧૬ તે બધી ઇન્દ્રિયોના ગુણોને પ્રગટ કરનારું છે, છતાં બધી ઇન્દ્રિયોથી પર છે. તે જ સર્વનો પ્રભુ અને ઈશ્વર છે અને સર્વનું મોટું શરણ છે.૧૭ નવ દરવાજાવાળા* શરીરરૂપ નગરમાં દેહવાળો બનેલો જીવાત્મા બહારની તરફ વિચરે છે. તે જ (જ્ઞાન થતાં) જડ અને ચેતન એવા સર્વ લોકને વશમાં રાખનારો છે. તે હાથપગ વિનાનો છે, છતાં ઝડપથી દોડનારો છે અને ગ્રહણ કરનારો છે. તે આંખ વિનાનો છે, છતાં જુએ છે. અને કાન વિનાનો છે, છતાં સાંભળે છે. તે જાણવાનું બધું ય જાણે છે, પણ તેને જાણનારો કોઈ નથી. જ્ઞાનીઓ તેને જ મહાન આદિ પુરુષ કહે છે.૧૯ અણુથી ય નાનો અને મહાનથી ય મહાન તે આત્મા આ મનુષ્યની હૃદયરૂપ ગુફામાં રહેલો છે. નિષ્કામ, મહાન અને સમર્થ એવા તેને શોકરહિત બનેલો મનુષ્ય પરમાત્માની કૃપાથી જોઈ શકે છે.૨૦ ઘડપણ વિનાના, પુરાતન, સર્વના આત્મા અને વ્યાપકપણાને લઇને સર્વત્ર રહેનારા તેને હું જાણું છું. જેને 'જન્મને ટાળનારા' તરીકે વર્ણવે છે. તેને બ્રહ્મના ચિંતકો 'નિત્ય' કહે છે. ૨૧

---

* નવ દરવાજા—બે આંખ, બે કાન, બે નસકોરાં, મુખ, ગુદા અને ગુહ્યેન્દ્રિય

# चतुर्थ अध्याय

य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्वर्णाननेकान्निहितार्थो दधाति ।
वि चैति चान्ते विश्वमादौ स देवः स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥१
तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमाः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदापस्तत्प्रजापतिः ॥ २ ॥
त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ ३ ॥
नीलः पतङ्गो हरितो लोहिताक्षस्तडिद्गर्भ ऋतवः समुद्राः ।
अनादिमत्त्वं विभुत्वेन वर्तसे यतो जातानि भुवनानि विश्वा ॥ ४ ॥
अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ ५ ॥
द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ ६ ॥
समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ ७ ॥

## ચોથો અધ્યાય

માત્ર એક જ. વર્ણ(રૂપ) રહિત અને પ્રયોજન રહિત જે ઈશ્વર પોતાની શક્તિના યોગ વડે અનેક પ્રકારે અનેક વર્ણો-રૂપ વિશ્વને પહેલાં ઉત્પન્ન કરે છે અને પછી છેવટે જેમાં વિશ્વ લય પામે છે, તે ઈશ્વર અમને શુભ બુદ્ધિથી જોડો.૧

તે જ અગ્નિ છે, તે જ આદિત્ય છે, તે જ વાયુ છે અને તે જ ચંદ્રમા છે. તે જ શુક્ર (પ્રકાશમાન) છે, તે જ બ્રહ્મ છે, તે જ (પહેલી સૃષ્ટિરૂપ) જળ છે અને તે જ પ્રજાપતિ છે.૨ તું સ્ત્રી છે, તું જ પુરુષ છે, તું જ બાલક અને બાલિકા છે, તું જ વૃદ્ધ બનીને લાકડીને આધારે ચાલે છે અને તું જ જન્મીને સર્વરૂપે થાય છે.×૩ તું મોર, ભમરો, પોપટ અને લાલ આંખવાળી મેના છે; તેમ જ તું વીજળીને પોતામાં રાખનારો મેઘ, ઋતુઓ અને સમુદ્ર છે. તું આદિરહિત અને વ્યાપક બનીને રહ્યો છે અને તારામાંથી જ આ બધા લોકો ઉત્પન્ન થયા છે. ૪

એક 'અજા' (જન્મરહિત પ્રકૃતિ અથવા માયા) લાલ, ધોળા અને કાળા રંગની (અર્થાત રજ, સત્ત્વ અને તમોગુણ-વાળી અથવા તેજ, જળ અને અન્નરૂપની) છે, અને તે પોતાના જેવી જ (અર્થાત ત્રણ ગુણવાળી અથવા તેજ–જળ–અન્નાત્મક) અનેક પ્રજાને ઉત્પન્ન કરે છે. એક અજન્મા (જીવાત્મા) તેની અંદર મોહ પામીને તેને ભોગવે છે, જ્યારે બીજો અજન્મા (પરમાત્મા) ભોગવાયેલા ભોગવાળી તે માયાને તજી દે છે.૫ જીવાત્મા અને પરમાત્મારૂપ બે પક્ષીઓ સાથે રહેનારા મિત્રો હોઈ એક જ શરીરરૂપ વૃક્ષને ભેટીને રહ્યાં છે. તેમાંનું એક પક્ષી (જીવાત્મા) મીઠું લાગતું ફળ ખાય છે, અને બીજું પક્ષી (પરમાત્મા) તેને ન ખાતાં માત્ર જોયાં જ કરે છે.૬ એ એક જ વૃક્ષમાં લીન બનેલો પુરુષ (જીવાત્મા) પોતાની અશક્તિથી મોહ પામીને શોક કરે છે, પણ જ્યારે એ જીવાત્મા અનેક વડે સેવાયલા બીજા (પરમાત્મા)ને નિયંતા તરીકે જુએ છે, ત્યારે તે તો 'આ બધો એનો જ મહિમા હું જોઈ રહ્યો છું' એમ સમજીને શોકરહિત બને છે. ૭

× આ ત્રીજા મંત્રમાં મનુષ્યસૃષ્ટિનું વર્ણન છે. ચોથા મંત્રમાં પક્ષી વગેરે અંતરિક્ષસૃષ્ટિનું વર્ણન છે.

ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधि विश्वे निषेदुः ।
यस्तं न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥८॥
छन्दांसि यज्ञाः क्रतवो व्रतानि भूतं भव्यं यच्च वेदा वदन्ति ।
अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया संनिरुद्धः ॥९॥
मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ १० ॥
यो योनिं योनिमधितिष्ठत्येको यस्मिन्निदं स च वि चैति सर्वम् ।
तमीशानं वरदं देवमीड्यं निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥ ११ ॥
यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं पश्यत जायमानं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥१२
यो देवानामधिपो यस्मिँल्लोका अधिश्रिताः ।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥१३॥
सूक्ष्मातिसूक्ष्मं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥ १४ ॥
स एव काले भुवनस्य गोप्ता विश्वाधिपः सर्वभूतेषु गूढः ।
यस्मिन्युक्ता ब्रह्मर्षयो देवताश्च तमेव ज्ञात्वा मृत्युपाशांश्छिनत्ति ॥१५
घृतात्परं मण्डमिवातिसूक्ष्मं ज्ञात्वा शिवं सर्वभूतेषु गूढम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १६ ॥

જેમાં બધા ય દેવો રહ્યા છે, એવા અક્ષરબ્રહ્મરૂપ પરમ આકાશમાં ત્રણે વેદો રહેલા છે; જે તેને જાણતો નથી, તે મનુષ્ય વેદોથી શું કરવાનો છે? જેઓ તેને જાણે છે. તેઓ કૃતાર્થ થાય છે.૮ છંદો યજ્ઞો, અગ્ન્યાધાન વગેરે ક્રતુઓ, વ્રતો, તેમ

જ ભૂત-ભવિષ્ય અને જે કાંઈ વેદોમાં બતાવ્યું છે, તે સર્વ આ વિશ્વને માયાશક્તિવાળો ઈશ્વર ઉત્પન્ન કરે છે અને તે સર્વમાં બીજો (જીવાત્મા) માયા વડે બંધાય છે.૯ માયાને તું જગતના કારણરૂપ પ્રકૃતિ જાણ, અને માયાશક્તિવાળા દેવને મહેશ્વર જાણ. તે મહેશ્વરના અવયવો વડે જ આ બધું જગત વ્યાપ્ત છે. ૧૦

જે એક પરમેશ્વર દરેકેદરેક જીવજાતિને નિયમમાં રાખે છે અને જેમાં આ બધું જગત સમાઇ જાય છે અને પાછું ઉત્પન્ન થાય છે; તે નિયમમાં રાખનાર, વરદાન આપનાર અને સ્તુતિ કરવા યોગ્ય દેવને જાણીને મનુષ્ય પરમ શાન્તિને મેળવે છે.૧૧ જે દેવોની ઉત્પત્તિ અને ઐશ્વર્યનું કારણ છે, જે સર્વનો અધિપતિ, રુદ્ર અને મહર્ષિ છે અને જેણે હિરણ્યગર્ભ-ઉત્પન્ન કર્યો છે, તે અમને સારી બુદ્ધિ સાથે જોડો.* ૧૨

જે દેવોનો અધિપતિ છે. જેને આધારે લોકો રહ્યા છે અને જે આ બેપગાં અને ચોપગાં પ્રાણીઓ પર અમલ ચલાવે છે, તે આનંદસ્વરૂપ દેવને હવિ વડે અમે પૂજીએ છીએ. આ વિશ્વરૂપ પ્રપંચની વચમાં રહેલા, સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ, અનેક રૂપોને ધારણ કરનારા, વિશ્વના સ્રષ્ટા અને વિશ્વને વ્યાપી રહેલા શિવને જાણીને જીવ પરમ શાન્તિ પામે છે.૧૪ તે જ સર્વ કાળમાં લોકોનું રક્ષણ કરનાર છે અને સર્વભૂતોમાં છુપાયેલો સર્વનો અધિપતિ છે. તેમાં મહર્ષિઓ અને દેવતાઓ સ્થિર બન્યા છે. તેને આવી રીતનો જાણીને મનુષ્ય મૃત્યુનાં બંધનો તોડી નાખે છે.૧૫ ઘીથી પર રહેતા તેના સત્ત્વ( સાર )ની જેમ અત્યંત સૂક્ષ્મ અને સર્વ ભૂતોમાં છુપાયેલા શિવને જાણીને તેમ જ વિશ્વને વ્યાપીને રહેલા એક દેવને જાણીને મનુષ્ય બધાં

* જુઓ આ જ ઉપનિષદના અધ્યાય ૩, શ્લોક ૪ ઉપરની ટિપ્પણી, પાનું ૧૭૦

एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये संनिविष्टः ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥१७॥
यदाऽतमस्तन्न दिवा न रात्रिर्न सन्न चासच्छिव एव केवलः ।
तदक्षरं तत्सवितुर्वरेण्यं प्रज्ञा च तस्मात्प्रसृता पुराणी ॥ १८ ॥
नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥ १९ ॥
न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा हृदिस्थं मनसा य एनमेवं विदुरमृतास्ते भवन्ति ॥ २० ॥
अजात इत्येवं कश्चिद्भीरुः प्रपद्यते ।
रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥ २१ ॥
मा नस्तोके तनये मा न आयुषि मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ।
वीरान्मा नो रुद्र भामिनो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे ॥२२

इति श्रीश्वेताश्वतरोपनिषदि चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## पञ्चम अध्याय

द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते विद्याविद्ये निहिते यत्र गूढे ।
क्षरं त्वविद्या ह्यमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः ॥ १ ॥
यो योनिं योनिमधितिष्ठत्येको विश्वानि रूपाणि योनीश्च सर्वाः ।
ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत् ॥२॥

બંધનોમાંથી છૂટી જાય છે.૧૬ આ દેવ વિશ્વનો કર્તા અને મહાન આત્મા હોઈ હમેશ લોકોના હૃદયમાં રહેલો છે, અને તે હૃદય,બુદ્ધિ અને મન વડે જાણી શકાય છે. જેઓ તેને જાણે

છે, તેઓ અમર બને છે. ૧૭

સૃષ્ટિની પહેલાં જયારે અંધકાર જ હતો, ત્યારે દિવસ ન હતો અને રાત પણ ન હતી: સત્ ન હતું અને અસત્ પણ ન હતું; પરંતુ માત્ર શિવ જ એકલો હતો. તે જ અક્ષર–બ્રહ્મ હતું, એ જ સવિતાનું ઉત્તમમાં ઉત્તમ તત્ત્વ હતું; અને તેમાં-થી જ આ પુરાણી પ્રજ્ઞા ( અર્થાત્ સનાતન પ્રકાશસ્વરૂપ જ્ઞાન ) પ્રગટ થયેલ છે.૧૮ તેને ઊંચે, આડે કે વચમાં સ્પર્શી શકાતું નથી. જેનું નામ 'મહદ્ યશ' ( મોટી કીર્તિ ) છે. તેના જેવું બીજું કાંઈ છે જ નહિ.૧૯ તેનું રૂપ જોવામાં આવતું નથી, તેને કોઈ આંખ વડે જોઈ શકતું નથી. જેઓ હૃદયમાં રહેલા એને મન અને હૃદય વડે આ પ્રમાણે જાણે છે, તેઓ અમર બને છે.

'તું જન્મરહિત છે' એમ જાણીને કોઈક જ સંસારથી ત્રાસેલો તારું શરણ શોધે છે. હે રુદ્ર ! જે તારું દક્ષિણમુખ ( અર્થાત્ સૌમ્ય, શાંત સ્વરૂપ ) છે, તેના વડે હમેશ મારું રક્ષણ કર.૨૧ અમારા પુત્રપૌત્રોનો, અમારા આયુષ્યનો, અમારી ગાયોના અને અમારા અશ્વોનો તું નાશ કરતો નહિ. ક્રોધ કરીને તું અમારા વીર સૈનિકોને હણતો નહિ. હોમવાના પદાર્થો વડે હમેશ અમે તારું આવાહન કરીએ છીએ. ૨૨

## પાંચમો અધ્યાય

વિદ્યા અને અવિદ્યારૂપ એ બન્ને એ હિરણ્યગર્ભથી પર, અનંત અને અત્યંત ગૂઢ એવા અક્ષરપરબ્રહ્મમાં રહ્યા છે. તેમાંની અવિદ્યા ક્ષર (સંસારનું કારણ) છે અને વિદ્યા અમૃત છે; જે વિદ્યા અને અવિદ્યાને નિયમમાં રાખે છે, તે તો તેમનાથી જુદો જ છે. ૧

એ મહાન આત્મા એકલો જ દરેકેદરેક જીવજાતિને અને સર્વ વ્યક્તિગત આકારોને નિયમમાં રાખે છે. એ મહાન

एकैकं जालं बहुधा विकुर्वन्नस्मिन्क्षेत्रे संहरत्येष देवः ।
भूयः सृष्ट्वा पतयस्तथेशः सर्वाधिपत्यं कुरुते महात्मा ॥ ३ ॥
सर्वा दिश ऊर्ध्वमधश्च तिर्यक्प्रकाशयन्भ्राजते यद्वनड्वान् ।
एवं स देवो भगवान्वरेण्यो योनिस्वभावानधितिष्ठत्येकः ॥ ४ ॥
यच्च स्वभावं पचति विश्वयोनिः पाच्यांश्च सर्वान्परिणामयेद्यः ।
सर्वमेतद्विश्वमधितिष्ठत्येको गुणांश्च सर्वान्विनियोजयेद्यः ॥ ५ ॥
तद्वेदगुह्योपनिषत्सु गूढं तद्ब्रह्मा वेदते ब्रह्मयोनिम् ।
ये पूर्वदेवा ऋषयश्च तद्विदुस्ते तन्मया अमृता वै बभूवुः ॥ ६ ॥
गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव स चोपभोक्ता ।
स विश्वरूपस्त्रिगुणस्त्रिवर्त्मा प्राणाधिपः संचरति स्वकर्मभिः ॥ ७ ॥
अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः सङ्कल्पाहङ्कारसमन्वितो यः ।
बुद्धेर्गुणेनाऽऽत्मगुणेन चैव आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ॥ ८ ॥
वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयः स चाऽऽनन्त्याय कल्पते ॥ ९ ॥

આત્માએ જ પોતાની મેળે ઉત્પન્ન થયેલા કપિલ ઋષિને× પૂર્વે જ્ઞાન વડે યુક્ત કર્યા છે અને જન્મ લેતા જોયા છે. ૨ આ માયારૂપ ક્ષેત્ર (શરીર અને વિશ્વ)માં એક એક કાર્યકારણરૂપ જાળને અનેક રીતે વિસ્તારીને એ દેવ (મહાન આત્મા) પાછી ખેંચી લે છે. એ જ પ્રમાણે અનેક પ્રજાપતિઓ ઉત્પન્ન કરીને એ મહાન આત્મા સર્વ ઉપરનું પોતાનું અધિપતિપણું

× કપિલ—વિષ્ણુના ચોવીસ અવતારોમાંના એક અને સાંખ્યશાસ્ત્રના આદ્ય પ્રણેતા, જેમણે અહીં વર્ણવાયેલા મહાન આત્મા અર્થાત્ મહત્તત્ત્વને સર્વ પ્રથમ જોયું હતું.

સ્થાપિત કરે છે. ૩ જેવી રીતે ઉપર, નીચે, આડે અને બધી દિશાઓને પ્રકાશતો સૂર્ય શોભે છે, તેવી રીતે એ ઐશ્વર્યયુક્ત અને ઉત્તમ દેવ એકલો જ બધી ય જીવજાતિઓના સ્વભાવને નિયમમાં રાખે છે. ૪

આખા વિશ્વની યોનિ(કારણ)રૂપ એવો તે એક જ દેવ પોતાના (વિશ્વ ઉત્પન્ન કરવારૂપ) સ્વભાવને પરિપક્વ બનાવે છે; (અર્થાત્ સર્વ જગતને ઉત્પન્ન કરે છે.) પરિપક્વ બનેલા કર્મવાળા જીવોને તે જુદીજુદી *અવસ્થાઓમાંથી પસાર કરે છે અને બધા ય (સત્ત્વ આદિ) ગુણોને તે તેમનાં કાર્યોમાં યોજે છે. આમ તે એક જ દેવ આ આખા વિશ્વ પર અમલ ચલાવે છે. ૫ વેદનાં ગુહ્ય ઉપનિષદોમાં છુપાઇને રહેલા તે બ્રહ્માંડના કારણને બ્રહ્મા (હિરણ્યગર્ભ) જાણે છે. પૂર્વે દેવોએ અને ઋષિઓએ તેને જાણ્યું હતું અને તેઓ તેમાં લીન બનીને અમર થયા હતા. ૬

જે (જીવાત્મા) ત્રણ ગુણોથી યુક્ત છે અને ફળને માટે કર્મ કરનારો છે, તે જ તે કરેલાં કર્મોને ભોગવનારો પણ છે. સર્વરૂપ, ત્રણ ગુણવાળો, અવ્યય, અક્ષર અને ક્ષર એવા ત્રણ માર્ગવાળો અને પ્રાણનો અધિપતિ એવો તે પોતાનાં કર્મો વડે વિચરે છે. ૭ હૃદયમાં જે અંગૂઠા જેટલો છે, જે સૂર્ય જેવો તેજસ્વી છે, તેમ જ જે સંકલ્પ અને અહંકારથી યુક્ત છે, તે જ પરમાત્માથી જુદો (અર્થાત જીવાત્મા) બુદ્ધિના ગુણ વડે અને શરીરના ગુણ વડે આરાની અણી જેટલો નાનો બનેલો દેખાય છે. ૮ વાળના છેડાના સોમા ભાગના પણ સોમા ભાગ જેટલા એ જીવને જાણવો. એ જીવ જ અનંત થવાને સમર્થ છે. ૯ એ

* जायते. अस्ति, वर्धते, विपरिमणते, अपक्षीयते અને नश्यति એવા છ ભાવવિકારોનો અહીં નિર્દેશ કરવામાં આવ્યો છે.

नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः ।
यद्यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥ १० ॥
सङ्कल्पनस्पर्शनदृष्टिमोहैर्ग्रासाम्बुवृष्ट्या चाऽऽत्मविवृद्धिजन्म ।
कर्मानुगान्यनुक्रमेण देही स्थानेषु रूपाण्यभिसंप्रपद्यते ॥ ११ ॥
स्थूलानि सूक्ष्माणि बहूनि चैव रूपाणि देही स्वगुणैर्वृणोति ।
क्रियागुणैरात्मगुणैश्च तेषां संयोगहेतुरपरोऽपि दृष्टः ॥ १२ ॥
अनाद्यनन्तं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १३ ॥
भावग्राह्यमनीडाख्यं भावाभावकरं शिवम् ।
कलासर्गकरं देवं ये विदुस्ते जहुस्तनुम् ॥ १४ ॥

इति श्रीश्वेताश्वतरोपनिषदि पञ्चमोऽध्यायः ॥ ५ ॥

## षष्ठ अध्याय

स्वभावमेके कवयो वदन्ति कालं तथाऽन्ये परिमुह्यमानाः ।
देवस्यैष महिमा तु लोके येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ॥ १ ॥
येनाऽऽवृतं नित्यमिदं हि सर्वं ज्ञः कालकारो गुणी सर्वविद्यः ।
तेनेशितं कर्म विवर्तते ह पृथ्व्यप्यतेजोनिलखानि चिन्त्यम् ॥ २ ॥
तत्कर्म कृत्वा विनिवर्त्य भूयस्तत्त्वस्य तत्त्वेन समेत्य योगम् ।
एकेन द्वाभ्यां त्रिभिरष्टभिर्वा कालेन चैवाऽऽत्मगुणैश्च सूक्ष्मैः ॥ ३ ॥

નથી સ્ત્રી કે નથી પુરુષ કે નથી નપુંસક. જે જે શરીરને તે ધારણ કરે છે, તે તે શરીર સાથે તે સંબંધ પામે છે. ૧૦ સંકલ્પ, વિષયોના સ્પર્શ, દૃષ્ટિ અને મોહ વડે, તેમ જ અન્નજળ વડે

શરીરની÷ વૃદ્ધિ અને જન્મ થાય છે. દેહયુક્ત બનેલો જીવ પોતાનાં કર્મ અનુસારનાં શરીરોને જુદાંજુદાં સ્થાનોમાં ક્રમપૂર્વક પ્રાપ્ત કરે છે. ૧૧ દેહમાં બંધાયેલો જીવ અનેક પ્રકારનાં સ્થૂલ તેમ જ સૂક્ષ્મ શરીરોને પોતાના ગુણો અનુસાર ધારણ કરે છે; અને દેહપ્રાપ્તિના કારણરૂપ એ જીવાત્મા કર્મોના ગુણો તેમ જ શરીરના ગુણો અનુસાર દરેક જન્મમાં જુદો પણ દેખાય છે. ૧૨

વિશ્વપ્રપંચની વચમાં રહેલા, અનાદિ, અનંત, અનેકરૂપે રહેલા, વિશ્વને ઉત્પન્ન કરનારા અને વિશ્વને વ્યાપીને રહેલા એવા એક માત્ર દેવને જાણીને તે (જીવ) બધા ય બંધનોમાંથી મુક્ત થાય છે. ૧૩ શુદ્ધ ભાવ વડે જ ગ્રહણ કરી શકાય તેવા, શરીરરૂપ માળા (અર્થાત્ નિવાસસ્થાન) વિનાના, ઉત્પત્તિ અને પ્રલયના કરનારા અને સોળ કળાઓરૂપ× સૃષ્ટિને ઉત્પન્ન કરનારા એ શિવરૂપ દેવને જેઓ જાણે છે, તેઓ શરીરભાવમાંથી છૂટી જાય છે. ૧૪

## છઠ્ઠો અધ્યાય

કેટલાક બુદ્ધિમાન મનુષ્યો સ્વભાવને જગતનું કારણ કહે છે, તેમ જ કેટલાક મોહ પામેલાઓ કાળને જગતનું કારણ કહે છે; પરંતુ જેના વડે આ બ્રહ્મચક્ર (સૃષ્ટિ) ભ્રમણ કર્યા કરે છે, તે તો આ જગતમાં દેવ (બ્રહ્મ)નો મહિમા જ છે. ૧ જેના વડે આ સર્વ જગત હમેશ વ્યાપ્ત થઈ રહ્યું છે, અને જે જ્ઞાનમૂર્તિ, કાળનો પણ કાળ (સંહારક) તથા સર્વને જાણનારો છે, તે અક્ષર પુરુષ વડે જ નિમાઇને (ક્ષર પુરુષનું) આ પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશરૂપ સૃષ્ટિકર્મ ભાસમાન થાય છે, એમ વિચારવું. ૨ અક્ષર પુરુષ સૃષ્ટિ રચવારૂપ કર્મ કરીને તેમાંથી નિવૃત્ત થઈ જાય છે, અને ફરીથી પોતાના ક્ષરતત્ત્વના મૂળ એવા અક્ષરતત્ત્વ સાથે મળી

÷ સૂક્ષ્મ તેમ જ સ્થૂલ શરીરની      × જુઓ પ્રશ્નોપનિષદ, ૬

आरभ्य कर्माणि गुणान्वितानि भावांश्च सर्वान्विनियोजयेद्यः ।
तेषामभावे कृतकर्मनाशः कर्मक्षये याति स तत्त्वतोऽन्यः ॥ ४ ॥
आदिः स संयोगनिमित्तहेतुः परस्त्रिकालादकलोऽपि दृष्टः ।
तं विश्वरूपं भवभूतमीड्यं देवं स्वचित्तस्थमुपास्य पूर्वम् ॥ ५ ॥
स वृक्षकालाकृतिभिः परोऽन्यो यस्मात्प्रपञ्चः परिवर्ततेऽयम् ।
धर्मावहं पापनुदं भगेशं ज्ञात्वाऽऽत्मस्थममृतं विश्वधाम ॥ ६ ॥
तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यम् ॥ ७ ॥
न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।
पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥८॥
न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम् ।
स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥९॥
यस्तूर्णनाभ इव तन्तुभिः प्रधानजैः स्वभावतः ।
देव एकः समावृणोति स नो दधातु ब्रह्माव्ययम् ॥ १० ॥

જાય છે. અને છેવટે અવ્યય તત્ત્વમાં મળી જાય છે. વળી પાછો સમય આવતાં એ પુરુષ એક (મૂળરૂપ), બે (પ્રકૃતિ-વિકૃતિરૂપ), ત્રણ (સત્ત્વ, રજ, તમોગુણરૂપ) અથવા આઠ (શબ્દાદિ પાંચ તન્માત્રા, મન, બુદ્ધિ અને અહંકાર-રૂપ) એવા પોતાના સૂક્ષ્મ આત્મગુણો વડે ફરીથી સૃષ્ટિ રચવાનો આરંભ કરે છે.૩ આમ ત્રણ ગુણોથી યુક્ત એવાં સૃષ્ટિરૂપ કર્મોનો આરંભ કરીને એ પુરુષ બધાં પ્રાણીઓની ઉત્પત્તિનું કારણ બને છે. પછી સૂક્ષ્મ ગુણો ફરી અવ્યક્તરૂપમાં લીન થઈ જતાં ઉત્પન્ન થયેલી કર્મરૂપ સૃષ્ટિનો નાશ થઈ જાય છે; અને કર્મરૂપ સૃષ્ટિનો નાશ થાય છે, ત્યારે એ

પુરુષ પોતાના આત્મતત્ત્વ (અર્થાત્ અક્ષર એવા અવ્યય તત્ત્વ)માં લીન થઈ જાય છે; કારણ કે તત્ત્વોથી તે જુદો છે.૪ એ પુરુષ (સ્થૂલ સૃષ્ટિની ઉત્પત્તિને માટે) પરમાણુઓના ભેગા થવારૂપ નિમિત્તના મૂળ કારણ સમાન છે. ભૂત, વર્તમાન અને ભવિષ્ય–એમ ત્રણ કાળથી પર છે, તેમ જ અખંડરૂપે (અર્થાત્ અક્ષરસ્વરૂપે) પણ તે જ દેખાય છે. સર્વરૂપ, સૃષ્ટિરૂપે થનાર અને અંતઃકરણમાં રહેલા એ પૂજ્ય દેવની પહેલાં ઉપાસના કરીને તેને પામે છે.૫ તે પુરુષ સંસારવૃક્ષ, કાળ તેમ જ આકૃતિરૂપ અવિદ્યા એ ત્રણથી પર અને જુદો છે. તેમાંથી જ આ સંસારપ્રપંચ ઉત્પન્ન થાય છે. તે પુરુષને દરેકના ધર્મને ઉત્પન્ન કરનારા, પાપનો નાશ કરનારા, સૃષ્ટિના અધિપતિ, પોતામાં રહેલા, અમર અને વિશ્વના આધાર તરીકે જાણીને મનુષ્ય મુક્ત બને છે. ૬

તે ઈશ્વરોના પણ પરમ મહેશ્વર, તે દેવતાઓના પણ પરમ દેવ, પતિઓના પણ પતિ, ઊંચાથી પણ ઊંચા, જગતના અધિપતિ અને સ્તુતિ યોગ્ય દેવને અમે જાણીએ છીએ. ૭ તેને માટે કાંઈ કાર્ય નથી તેમ જ તેનું કાંઈ કારણ પણ નથી. તેના જેવો કોઈ નથી અને તેનાથી અધિક પણ કોઈ નથી. તેની શ્રેષ્ઠ શક્તિ અનેક પ્રકારની સંભળાય છે અને તેનાં જ્ઞાન, બળ અને ક્રિયા સ્વાભાવિક (અથવા સહજ) છે. ૮ આ જગતમાં તેનો કોઇ સ્વામી નથી, તેનો કોઈ નિયંતા નથી, તેમ જ તેનું કાંઈ ચિહ્ન પણ નથી. તે સર્વનું કારણ છે અને બધી ઇન્દ્રિયોના અધિપતિ(મન)નો પણ અધિપતિ છે. તેને કોઈ જન્મ આપનારો નથી કે તેનો કોઈ આધપતિ નથી. ૯ જે એક દેવ કરોળિયાની જેમ અવ્યક્ત તત્ત્વમાંથી જન્મેલા તાંતણાઓ વડે સહજ જ પોતાને ઢાંકી દે છે, તે અમને અવ્યય બ્રહ્મમાં સ્થિત કરો. ૧૦

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥११॥
एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१२॥
नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।
तत्कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१३॥
न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १४ ॥
एको हꣳसो भुवनस्यास्य मध्ये स एवाग्निः सलिले संनिविष्टः ।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥१५॥
स विश्वकृद्विश्वविदात्मयोनिर्ज्ञः कालकालो गुणी सर्वविद्यः ।
प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबन्धहेतुः ॥ १६ ॥
स तन्मयो ह्यमृत ईशसंस्थो ज्ञः सर्वगो भुवनस्यास्य गोप्ता ।
य ईशेऽस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यत ईशनाय ॥ १७॥
यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तꣳह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ १८ ॥
निष्कलं निष्क्रियꣳशान्तं निरवद्यं निरञ्जनम् ।
अमृतस्य परꣳ सेतुं दग्धेन्धनमिवानलम् ॥ १९ ॥

એ એક દેવ સર્વ ભૂતોમાં છુપાયેલો, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અંતરાત્મા, કર્મોનો અધ્યક્ષ, સર્વ ભૂતોના નિવાસ-સ્થાનરૂપ, સાક્ષી, ચૈતન્યસ્વરૂપ, એક માત્ર અને નિર્ગુણ છે.૧૧ એક છતાં તે અનેક ક્રિયારહિત (અચેતન) વસ્તુઓને

વશમાં રાખે છે. તે જ એક મૂળ બીજને અનેક રૂપમાં પલટાવે છે. જે બુદ્ધિમાનો તેને પોતામાં રહેલો જુએ છે, તેમને જ શાશ્વત સુખ મળે છે. બીજાઓને તે મળતું નથી. ૧૨ અનિત્ય વસ્તુઓમાં નિત્ય, ચેતન વસ્તુઓમાં ચેતન, એક હોવા છતાં અનેકની કામનાઓને પૂરી કરનારા અને જ્ઞાન તથા યોગ વડે જાણી શકાતા, તે મૂળ કારણરૂપ દેવને જાણીને મનુષ્ય બધાં બંધનોમાંથી મુક્ત બને છે. ૧૩ નથી ત્યાં સૂર્ય પ્રકાશતો કે નથી ચંદ્ર કે તારા પ્રકાશતા, અને નથી આ વીજળીઓ પ્રકાશતી; તો પછી આ અગ્નિ તો ત્યાં કયાંથી જ પ્રકાશે? તે પ્રકાશમાન થતાં જ બધું પ્રકાશે છે, તેના પ્રકાશ વડે જ આ બધું પ્રકાશે છે. ૧૪ જેમ પાણીમાં અગ્નિ પ્રવેશે, તેમ એક હંસ (આત્મા) આ જગતમાં પ્રવેશ્યો છે. તેને જ જાણીને મનુષ્ય મૃત્યુથી પર થાય છે. ત્યાં જવા માટે બીજો કોઈ માર્ગ છે જ નહિ. ૧૫ તે વિશ્વનો કર્તા છે, વિશ્વને જાણનારો છે, પોતે જ પોતાનું કારણ છે, જ્ઞાનમૂર્તિ છે, કાળનો પણ કાળ (સંહારક) છે, ગુણવાન છે, સર્વને જાણનારો છે, અવ્યક્ત તત્ત્વ તથા ક્ષેત્રજ્ઞ (જીવાત્મા)-નો અધિપતિ છે, સત્ત્વાદિ ગુણોનો નિયંતા છે અને સંસાર-માંથી મોક્ષના તેમ જ તેમાં સ્થિતિ અને બંધનના કારણરૂપ છે. ૧૬ તે પોતે પોતાના સ્વરૂપમાં જ રહેલો છે, અમર છે, સર્વના નિયંતા તરીકે રહ્યો છે, જ્ઞાતા છે, સર્વત્ર રહેલો છે અને આ જગતનો પાલન કરનારો છે. તે હમેશ આ જગત પર અમલ ચલાવનારો છે. તેના સિવાય જગતને નિયમમાં રાખનારું બીજું કોઈ કારણ નથી. ૧૭ જે (સૃષ્ટિની ઇચ્છાથી) સર્વની પહેલાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને જે (સૃષ્ટિના સાધન-રૂપ) વેદોને તેની તરફ પ્રેરે છે, તે મન અને બુદ્ધિના પ્રકાશરૂપ દેવને મોક્ષની ઇચ્છાવાળો હું શરણે જાઉં છું. ૧૮ જે અવયવ-રહિત, ક્રિયારહિત, શાંત, નિર્દોષ, નિર્લેપ, અમરપણાના

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥ २० ॥
तपःप्रभावाद्देवप्रसादाच्च ब्रह्म ह श्वेताश्वतरोऽथ विद्वान् ।
अत्याश्रमिभ्यः परमं पवित्रं प्रोवाच सम्यगृषिसङ्घजुष्टम् ॥ २१ ॥
वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् ।
नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥ २२ ॥
यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः प्रकाशन्ते महात्मनः२३

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि षष्ठोऽध्यायः ॥ ६ ॥

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# १०–કૈવલ્ય ઉપનિષદ

**शांतिपाठ**–ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनमुपसमेत्योवाच ॥ १ ॥
अधीहि भगवन् ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढां ।
ययाऽचिरात् सर्वपापं व्यपोह्य परात्परं पुरुषं याति विद्वान् ॥ २ ॥

શ્રેષ્ઠ પુલ સમાન અને બળી ગયેલાં ઇંધણુંવાળા (નિર્ધૂમ) અગ્નિ જેવા પ્રકાશમાન છે, તે દેવને હું શરણે જાઉં છું. ૧૯ જો મનુષ્યો આખા આકાશને ચામડાની જેમ વીંટાળી શકે, તો જ એ દેવને જાણ્યા વિના દુ:ખનો અંત આવી શકે. ૨૦

શ્વેતાશ્વતરમુનિએ તપના પ્રભાવ વડે અને દેવની કૃપા વડે બ્રહ્મને જાણ્યું. ઋષિઓના સમૂહ વડે સેવાયેલા અને પરમ પવિત્ર એવા તે બ્રહ્મને તેમણે સંન્યાસીઓને બરાબર કહી સંભળાવ્યું. ૨૧ પૂર્વના યુગમાં શિખવાયેલું વેદાંતનું આ પરમ રહસ્ય અશાંત મનુષ્યને અથવા જે પોતાનો પુત્ર કે શિષ્ય ન હોય તેવાને આપવું નહિ. ૨૨ જેની એ પરમાત્મા પ્રત્યે પરમ ભક્તિ હોય અને જેને એ પરમાત્માના જેવી જ ભક્તિ ગુરુ પ્રત્યે હોય, તેવા મહાત્માને આ ઉપર કહેલી વસ્તુઓ અનુભવમાં આવે છે, તેવા મહાત્માને તે અનુભવમાં આવે છે. ૨૩

ૐ બ્રહ્મ અમારું બંનેનું (ગુરુ-શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બંનેનું સાથે પાલન કરો. અમે બંને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બંનેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

## ૧૦—કૈવલ્ય ઉપનિષદ

ૐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ-શિષ્યનું) સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બન્નેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

ૐ આશ્વલાયન મુનિએ ભગવાન બ્રહ્મદેવ પાસે જઇને પૂછયું: ૧ 'હે ભગવન્! જેના જ્ઞાન વડે જ્ઞાની પુરુષ બધાં પાપોનો નાશ કરી જલદીથી પરાત્પર (પરથી પર એવા)

तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥ ३ ॥
न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥ ४ ॥
परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति ॥ ५ ॥
वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥
विविक्तदेशे च सुखासनस्थः शुचिः समग्रीवशिरःशरीरः ।
अंत्याश्रमस्थः सकलेन्द्रियाणि निरुध्य भक्त्या स्वगुरुं प्रणम्य ॥७॥
हृत्पुण्डरीकं विरजं विशुद्धं विचिन्त्य मध्ये विशदं विशोकम् ।
अचिन्त्यमव्यक्तमनन्तरूपं शिवं प्रशान्तममृतं ब्रह्मयोनिम् ॥ ८ ॥
तमादिमध्यान्तविहीनमेकं विभुं चिदानन्दमरूपमद्भुतं ।
उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकण्ठं प्रशान्तम् ॥ ९ ॥
ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिणं तमसः परस्तात् ।
स ब्रह्मा स शिवः स इन्द्रः सोऽक्षरः परमः स्वराट् ॥ १० ॥
स एव विष्णुः स प्राणः स कालाग्निः स चंद्रमाः ।
स एव सर्वं यद्भूतं यच्च भाव्यं सनातनम् ॥
ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पन्थाः विमुक्तये ॥ ११ ॥
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
संपश्यन्ब्रह्म परमं याति नान्येन हेतुना ॥ १२ ॥

પુરુષને પામે છે, તેમ જ જે સત્પુરુષો વડે હમેશ સેવાયેલી છે અને જે ગૂઢ તથા સર્વોત્તમ છે, તે બ્રહ્મવિદ્યા મને ભણાવો.'૨

તેને પિતામહ બ્રહ્માએ કહ્યું:—

'તે વિદ્યાને તું શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગ વડે જાણ. ૩

કેટલાકોએ કર્મ, પ્રજા કે ધન વડે નહિ, પણ માત્ર ત્યાગ વડે જ અમરપણું મેળવ્યું છે. ૪ જે તત્ત્વને યોગીઓ પામે છે, તે તત્ત્વ સ્વર્ગથી પણ પર (હૃદયરૂપ) ગુફામાં રહીને પ્રકાશે છે. ૫ જેમણે વેદાંતના વિજ્ઞાનનો નિશ્ચયપૂર્વક અર્થ કર્યો છે અને સંન્યાસની પ્રાપ્તિ થવાને લઈને જેમની બુદ્ધિ શુદ્ધ બની છે, તે બધા યોગીઓ મરણ પછી અમરપણું મેળવીને બ્રહ્મલોકમાં મુક્ત બને છે. ૬ એકાંત જગ્યામાં સુખપૂર્વક આસન રાખવું, પવિત્ર બનવું, ગરદન, માથું અને શરીર સીધાં રાખવાં, સંન્યાસ–આશ્રમનો સ્વીકાર કરીને બધી ઇંદ્રિયોને વશ કરવી, ભક્તિ વડે પોતાના ગુરુને પ્રણામ કરવા અને રજોગુણરહિત તથા નિર્મળ એવા હૃદયકમળનું ધ્યાન કરવું. એ હૃદયકમળની વચમાં રહેલા શુદ્ધ, શોકરહિત, અચિન્ત્ય, અવ્યક્ત, અનંતરૂપવાળા, કલ્યાણસ્વરૂપ, શાન્ત, અમર, સૃષ્ટિના કારણરૂપ, આદિ, મધ્ય અને અંતરહિત, વ્યાપક, ચિત અને આનંદરૂપ, આકારરહિત, અદ્‌ભુત, ઉમા× સાથે રહેલા, ત્રણ આંખવાળા, નીલકંઠ, શાંત અને પ્રભુ એવા પરમેશ્વરનું ધ્યાન કરીને મુનિ, પ્રાણીઓના મૂળ કારણરૂપ, બધાના સાક્ષી અને અંધકારથી પર રહેલા એ પરમાત્માને જ પામે છે. ૭–૧૦

તે જ બ્રહ્મા છે, તે શિવ છે, તે ઇંદ્ર છે, તે અક્ષર બ્રહ્મ છે, તે સૌથી મોટો રાજા છે, તે જ વિષ્ણુ છે, તે પ્રાણ છે, તે કાળ છે, તે અગ્નિ છે, તે ચંદ્રમા છે. આ બધું જે હમણાં છે અને હવે પછી સનાતન કાળ સુધીમાં થવાનું છે, તે બધું એ જ છે. તેને જ જાણીને મનુષ્ય મરણને તરી જાય છે. ત્યાં જવાનો બીજો કોઈ માર્ગ નથી. ૧૧ આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વભૂતોને આત્મામાં રહેલાં જે જુવે છે, તે પરબ્રહ્મને પામે છે; બીજાં કોઈ કારણે મનુષ્ય પરબ્રહ્મને પામતો નથી. ૧૨

× ઉમા–હિમાલયની પુત્રી; પરાપ્રકૃતિ ( જુઓ કેન ઉપનિષદ, ૩–૧૨ )

आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ज्ञाननिर्मथनाभ्यासात्पाशं दहति पंडितः ॥ १३ ॥
स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वम् ।
स्त्रियान्नपानादिविचित्रभोगैः स एव जाग्रत्परितृप्तिमेति ॥ १४ ॥
स्वप्ने स जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पितविश्वलोके ।
सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति ॥ १५ ॥
पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः ।
पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जातं सकलं विचित्रम् ॥ १६ ॥
आधारमानन्दमखण्डबोधं यस्मिन् लयं याति पुरत्रयं च ॥ १७ ॥
एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥ १८ ॥
यत्परं ब्रह्म सर्वात्मा विश्वस्यायतनं महत् ।
सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत् ॥ १० ॥
जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपंचं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ २० ॥
त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥ २१ ॥
मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् ।
मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥ २२ ॥

જ્ઞાની પુરુષ આત્માને નીચલી અરણિ બનાવે છે, ૐકારને ઉપલી અરણિ બનાવે છે અને ઘર્ષણ વડે જ્ઞાનરૂપ અગ્નિને પ્રગટ કરે

છે. એ અગ્નિ વડે એ જ્ઞાની પુરુષ પાપને બાળી નાખે છે.૧૩

તે જ આત્મા માયા વડે મોહ પામીને શરીર ધારણ કરે છે અને સર્વ સૃષ્ટિને રચે છે. તે જ જાગ્રત અવસ્થામાં સ્ત્રી, અન્નપાન વગેરે વિવિધ ભોગો વડે તૃપ્તિ પામે છે.૧૪ તે જ જીવાત્મા સ્વપ્નાવસ્થામાં પોતાની માયાશક્તિ વડે કલ્પાયેલા જગતમાં સુખ-દુ:ખનો ભોક્તા થાય છે. તેમ જ સુષુપ્તિ (ગાઢ નિદ્રા)ને સમયે જ્યારે બધા બાહ્ય-આંતર જગતનો લય થઈ જાય છે, ત્યારે અજ્ઞાનરૂપ અંધકાર વડે વ્યાપ્ત બનીને તે સુખનો અનુભવ કરે છે.૧૫ પૂર્વજન્મના કર્મના યોગને લીધે તે જ જીવાત્મા ફરી જાગ્રત થાય છે અને ઊંઘે છે. આમ ત્રણ પુરે (જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિરૂપ નગર)માં તે જીવ ક્રીડા કરે છે, અને તેને લીધે જ આ બધી વિચિત્રતા ઉત્પન્ન થઈ છે.૧૬ આ ત્રણ પુર જેમાં લય પામી જાય છે, જે સર્વનો આધાર છે. અને જેનું જ્ઞાન પૂર્ણ છે, તેવા એ આત્મામાંથી જ પ્રાણ. મન. સર્વ ઇંદ્રિયો. આકાશ, વાયુ, તેજ, જળ અને સર્વનું ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ૧૭,૧૮ જે સર્વના આત્મારૂપ, વિશ્વના મહાન આધારરૂપ, સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ અને નિત્ય એવું પરબ્રહ્મ છે, તે તું જ છે, તું જ તે છે.૧૯ જે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે પ્રપંચને પ્રકટ કરે છે. તે બ્રહ્મ હું જ છું, એમ જાણીને મનુષ્ય બધાંય બંધનોમાંથી છૂટી જાય છે.૨૦ જાગ્રત આદિ ત્રણ અવસ્થાઓમાં જે ભોક્તા, ભોગ્ય અને ભોગ છે, તે સર્વ કરતાં જુદો અને તેમનો સાક્ષી એવો ચિન્માત્ર (ચૈતન્યમાત્ર)રૂપ સદાશિવ હું જ છું.૨૧ મારામાં જ આ બધું જન્મ્યું છે, મારામાં જ બધું સ્થિતિ કરીને રહ્યું છે, મારામાં જ બધું લય પામે છે. તે અદ્વયરૂપ બ્રહ્મ હું જ છું.૨૨ હું સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છું. હું મહાન છું અને આ વિચિત્ર વિશ્વ પણ હું જ છું. હું પુરાતન (આદ્ય) પુરુષ છું, હું ઈશ્વર છું, હું હિરણ્ય-

अणोरणीयानहमेव तद्वन्महानहं विश्वमिदं विचित्रम् ।
पुरातनोऽहं पुरुषोऽहमीशो हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥ २३ ॥
अपाणिपादोऽहमचिंत्यशक्तिः पश्याम्यचक्षुः स शृणोम्यकर्णः ।
अहं विजानामि विविक्तरूपो न चास्ति वेत्ता मम चित्सदाहम् ॥२४॥
वेदैरनेकैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ २५ ॥
न पुण्यपापे मम नास्ति नाशो न जन्मदेहेंद्रियबुद्धिरस्ति ।
न भूमिरापो मम वह्निरस्ति न चानिलो मेऽस्ति न चांबरं च ॥२६॥
एवं विदित्वा परमात्मरूपं गुहाशयं निष्कलमद्वितीयम् ।
समस्तसाक्षिं सदसद्विहीनं प्रयाति शुद्धं परमात्मरूपम् ॥ २७ ॥

यः शतरुद्रियमधीते सोऽग्निपूतो भवति स वायुपूतो भवति स आत्मपूतो भवति स सुरापानात्पूतो भवति स ब्रह्महत्यायाः पूतो भवति स सुवर्णस्तेयात्पूतो भवति स कृत्याकृत्यात्पूतो भवति । तस्मादविमुक्तमाश्रितो भवत्यत्याश्रमी सर्वदा सकृद्वा जपेत् । अनेन ज्ञानमाप्नोति संसारार्णवनाशनम् । तस्मादेवं विदित्वैनं कैवल्यं फलमश्नुते कैवल्यं फलमश्नुत इति ॥२८॥

મય (જ્યોતિર્મય હિરણ્યગર્ભ) છું અને હું સદાશિવરૂપ છું.૨૩ હું હાથપગ વિનાનો અને અચિંત્ય શક્તિવાળો છું, આંખ વિનાનો છતાં હું જોઉં છું અને કાન વિનાનો છતાં હું સાંભળું છું. સમસ્ત જગત કરતાં જુદો એવો હું બધાને જાણું છું; અને મને જાણનારો કોઈ નથી. હું સદા ચિદ્રૂપ (ચૈતન્યરૂપ) છું.૨૪ અનેક વેદો દ્વારા મારું જ જ્ઞાન અપાયું છે, તેમ જ વેદાંતનો કર્તા અને વેદોને જાણનારો પણ હું જ છું.૨૫ મને પુણ્ય અને પાપ નથી. જન્મ અને મરણ નથી. તેમ જ મને 'શરીર

અને ઇંદ્રિય છે' એવી બુદ્ધિ (કલ્પના) પણ નથી. મને પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ પણ નથી.૨૬ આ પ્રમાણે× છુપાઈ રહેલા. અખંડ અને અદ્વિતીય પરમાત્મસ્વરૂપને જે જાણે છે, તે એ બધાના સાક્ષી. સત અને અસતથી રહિત અને શુદ્ધ એવા પરમાત્મસ્વરૂપને પામે છે. ૨૭

જે શતરુદ્રિયનું+ પઠન કરે છે, તે અગ્નિ જેવો પવિત્ર થાય છે, વાયુ જેવો પવિત્ર થાય છે, આત્મા જેવો પવિત્ર થાય છે, તે દારૂ પીવાના પાપમાંથી મુક્ત થાય છે, બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે, સોનું ચોરવાના પાપમાંથી મુક્ત થાય છે, કરેલાં અથવા ન કરેલાં કર્મોમાંથી મુક્ત થાય છે. ત્યાર પછી તે માયાથી પર રહેલા પરમ તત્ત્વને આશ્રયે રહે છે. સંન્યાસ આશ્રમમાં રહેનારાએ એ શતરુદ્રિયનો સર્વદા અથવા દિવસમાં એક વાર પાઠ કરવો. તેના વડે સંસાર-સાગરનો નાશ કરવાવાળું જ્ઞાન મળે છે. આથી આ પ્રમાણે જાણીને તેને કૈવલ્યપદ (મુક્તિદશા) પ્રાપ્ત થાય છે, કૈવલ્ય-પદ પ્રાપ્ત થાય છે.૨૮

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ૐ બ્રહ્મ અમારું બન્નેનું (ગુરુ–શિષ્યનું) સાથે રક્ષણ કરો, અમારું બન્નેનું સાથે પાલન કરો. અમે બન્ને સાથે જ સામર્થ્ય મેળવીએ. અમારું બંનેનું ભણતર તેજસ્વી થાઓ. અમે પરસ્પરનો દ્વેષ કરીએ નહિ. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

× અઢારમા મંત્રથી અહીં સુધી બતાવ્યા પ્રમાણે
+ શતરુદ્રિય–યજુર્વેદના રુદ્રની સ્તુતિના સો મંત્રો

# ११—छांदोग्य उपनिषद

शांतिपाठ—ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## प्रथम अध्याय

### प्रथम खण्ड

ओमित्येतदक्षरमुद्गीथमुपासीत । ओमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

एषां भूतानां पृथिवी रसः पृथिव्या आपो रसोऽपामोषधयो रस ओषधीनां पुरुषो रसः पुरुषस्य वाग्रसो वाच ऋग्रस ऋचः साम रसः साम्न उद्गीथो रसः ॥ २ ॥

स एष रसानाꣳरसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥३॥

कतमा कतमर्क्कतमत्कतमत्साम कतमः कतम उद्गीथ इति विमृष्टं भवति ॥ ४ ॥

वागेवर्क् प्राणः सामोमित्येतदक्षरमुद्गीथः । तद्वा एतन्मिथुनं यद्वाक्च प्राणश्चर्क्च साम च ॥ ५ ॥

तदेतन्मिथुनमोमित्येतस्मिन्नक्षरे सꣳसृज्यते यदा वै मिथुनौ समागच्छत आपयतो वै तावन्योन्यस्य कामम् ॥ ६ ॥

ॐ મારાં અંગો તૃપ્ત થાઓ. વાણી, પ્રાણ, આંખ, કાન, બળ અને મારી સર્વ ઇન્દ્રિયો તૃપ્ત થાઓ. દરેક ઉપનિષદમાં જે કાંઈ કહ્યું છે, તે બધું બ્રહ્મ વિષે જ કહ્યું છે. એ બ્રહ્મને હું કયારે ય ન તજું અને બ્રહ્મ પણ મને ન તજે. કોઈ કોઇને પોતાથી જુદો ન કરે. મને કોઈ અળગો ન કરે. હું આત્મામાં જ આનંદ માનું, અને ઉપનિષદોમાં જે ધર્મો બતાવ્યા છે તે મારામાં રહો, તે મારામાં રહો. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પહેલો અધ્યાય

### પહેલો ખંડ

'ॐ' એ અક્ષરનું નામ ઉદ્‌ગીથ છે, તેની પૂજા કરવી. યજ્ઞની ક્રિયાના મંત્રોની શરૂઆત ॐ થી જ થાય છે. હવે તે વિષે વધારે કહીએ. ૧

આ સર્વ ભૂતોનો સાર પૃથ્વી છે, પૃથ્વીનો સાર પાણી છે, પાણીનો સાર અન્ન છે, અન્નનો સાર માણસ છે, માણસનો સાર તેની વાણી છે, વાણીનો સાર ઋક (ઋગ્વેદના મંત્રો) છે, ઋકનો સાર સામ (સામવેદના મંત્રો) છે અને સામનો સાર ઉદ્‌ગીથ (ॐ મંત્ર) છે. ૨

આ જે આઠમો સાર ॐમંત્ર છે, તે દરેક સારનો પણ સાર છે; તેથી પરમાત્માની જેમ તેની પૂજા કરવી જોઈએ. ૩

'ઋક' એટલે શું? 'સામ' એટલે શું? 'ઉદ્‌ગીથ' એટલે શું? તેનો હવે વિચાર કરીએ. ૪

વાણી એ જ ઋક છે; પ્રાણ એ જ સામ છે અને ॐ અક્ષર એ જ ઉદ્‌ગીથ છે. આ વાણી અને પ્રાણની તેમ જ ઋક અને સામની જોડી છે. ૫

ॐમાં જ આ જોડી (વાક–પ્રાણની અને ઋક–સામની) ભેગી મળે છે. જ્યારે કોઈ પણ જોડાનાં બંને જણ એકબીજાને

आपयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ७ ॥

तद्वा एतदनुज्ञाक्षरं यद्धि किंचानुजानात्योमित्येव तदाहैषा एव समृद्धिर्यदनुज्ञा समर्धयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ८ ॥

तेनेयं त्रयी विद्या वर्तत ओमित्याश्रावयत्योमिति शंसत्योमित्युद्गायत्येतस्यैवाक्षरस्यापचित्यै महिम्ना रसेन ॥ ९ ॥

तेनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद। नाना तु विद्या चाविद्या च। यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवतीति खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति ॥ १० ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

देवासुरा ह वै यत्र संयेतिर उभये प्राजापत्यास्तद्ध देवा उद्गीथमाजह्रुरनेनैनानभिभविष्याम इति ॥ १ ॥

ते ह नासिक्यं प्राणमुद्गीथमुपासांचक्रिरे तꣳहासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं जिघ्रति सुरभि च दुर्गन्धि च पाप्मना ह्येष विद्धः ॥ २ ॥

મળે છે, ત્યારે જ બન્ને ઇચ્છા પૂરી કરે છે.* ૬

આવી રીતે સમજીને જે ૐની પૂજા કરે છે, તેની બધી ઇચ્છાઓ પૂરી થાય છે. ૭

* જેમ સ્ત્રી–પુરુષનું જોડું સંતતિને જન્મ આપીને પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે, તેમ વાણી અને પ્રાણ મળીને ૐને ઉપજાવે છે, એથી એમને યુગલનું રૂપ આપીને વર્ણવ્યાં છે.

'ૐ' એ સંમતિ (હા) જણાવનારો અક્ષર છે; કારણુ કે જે 'હા' કહેવા ઇચ્છતો હોય છે, તે 'ૐ' એમ કહે છે.[x] સંમતિ એ જ સમૃદ્ધિ છે.+ જે માણુસ 'ૐ'ને આમ સમજીને પૂજે છે, તે (યજ્ઞ કરનાર)ની ઇચ્છાઓ પૂર્ણ કરનાર થાય છે. ૮

ત્રણે ય વેદના મંત્રો 'ૐ'થી શરૂ થાય છે. યજ્ઞમાં પ્રાર્થના પણ 'ૐ'થી શરૂ થાય છે. આજ્ઞા કરવા માટે પણ 'ૐ' શબ્દ વપરાય છે, અને યજ્ઞમાં ઊંચે અવાજે ગાનારો પણ 'ૐ'થી જ ગાવું શરૂ કરે છે. એ બધી ક્રિયા આ 'ૐ' અક્ષરની પૂજા માટે તથા એનો મહિમા અને સાર સમજાવવા માટે જ છે. ૯

જે માણુસ આ વાત સમજે અને જે ન સમજે, તે બન્ને ય આ વડે જ બધાં કાર્યો કરે છે; છતાં જાણીને કરવું અને જાણ્યા વિના કરવું, એમાં ઘણો ફેર છે. આથી જે ક્રિયાને સમજીને, શ્રદ્ધાથી અને તેનો સાર સમજીને કરે, તો તેની ક્રિયા વધારે બળવાન થાય છે. 'ૐ' અક્ષરનો આવો અર્થ છે. ૧૦

## બીજો ખંડ

પૂર્વે દૈવી અને આસુરી વૃત્તિવાળા એમ બે પ્રકારના પ્રજાપતિના પુત્રો વચ્ચે ઝઘડો થયો હતો. તેમાં દૈવી વૃત્તિ-વાળાઓએ ૐકારનો આશરો લીધો અને એમ માન્યું, કે એ ૐકાર વડે આસુરી વૃત્તિવાળાઓને જીતી શકાશે. ૧

*દૈવી વૃત્તિવાળાઓ નાસિકામાં રહેલા ઘ્રાણરૂપ ૐની ઉપાસના કરતા હતા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ

x સંસ્કૃત ભાષામાં 'હા'ને માટે ૐ વપરાય છે.

+ જેની પાસે જ્ઞાન કે ધન હોય તેની જ સંમતિ લેવાય છે, તેથી 'સંમતિ' એ સમૃદ્ધિની સૂચક છે, આથી જ બન્નેને એક માન્યાં છે.

* મુખ્ય પ્રાણુ જ ઉપાસ્ય છે, એમ સમજાવવા માટે શ્રુતિ જુદાજુદા અનુભવો બતાવે છે.

अथ ह वाचमुद्गीथमुपासांचक्रिरे ताँ हासुराः पाप्मना विविधुस्तस्मात्तयोभयं वदति सत्यं चानृतं च पाप्मना ह्येषा विद्धा ॥ ३ ॥

अथ ह चक्षुरुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं पश्यति दर्शनीयं चादर्शनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ४ ॥

अथ ह श्रोत्रमुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयँ शृणोति श्रवणीयं चाश्रवणीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ५ ॥

अथ ह मन उद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयँ सङ्कल्पयते सङ्कल्पनीयं चासङ्कल्पनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ६ ॥

अथ ह य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासांचक्रिरे तँ हासुरा ऋत्वा विदध्वंसुर्यथाऽश्मानमाखणमृत्वा विध्वँसेत ॥ ७ ॥

एवं यथाऽश्मानमाखणमृत्वा विध्वँसत एवँ हैव स विध्वँसते य एवंविदि पापं कामयते यश्चैनमभिदासति स एषोऽश्माऽऽखणः ॥

नैवैतेन सुरभि न दुर्गन्धि विजानात्यपहतपाप्मा ह्येष तेन यदश्नाति यत्पिबति तेनेतरान्प्राणानवति । एतमु एवान्ततोऽवित्त्वोत्क्रामति व्याददात्येवान्तत इति ॥ ९ ॥

ઘ્રાણને પાપયુક્ત કર્યું. આ પાપને લઈને જ લોકો સુગંધ અને દુર્ગન્ધ બન્ને સૂંઘે છે.૨

પછી દૈવી વૃત્તિવાળાઓ વાણીરૂપ ॐની ઉપાસના કરવા લાગ્યા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ વાણીને પાપયુક્ત કરી.

આ પાપને લઈને જ લોકો સાચું અને જૂઠું બન્ને બોલે છે. ૩

પછી દૈવી વૃત્તિવાળાઓ આંખરૂપ+ ૐની ઉપાસના કરવા લાગ્યા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ આંખને પાપયુક્ત કરી. આ પાપને લઈને જ લોકો સારું અને નઠારું જુએ છે. ૪

પછી દૈવી વૃત્તિવાળાઓ કાનરૂપ× ૐની ઉપાસના કરવા લાગ્યા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ કાનને પાપયુક્ત કર્યો. આ પાપને લઈને જ લોકો સારું અને નરસું સાંભળે છે. ૫

પછી દૈવી વૃત્તિવાળાઓ મનરૂપ ૐની ઉપાસના કરવા લાગ્યા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ મનને પાપયુક્ત કર્યું. આ પાપને લઈને જ લોકો યોગ્ય અને અયોગ્ય વિચારો કરે છે. ૬

પછી દૈવી વૃત્તિવાળાઓ મોઢામાં રહેલા મુખ્ય પ્રાણરૂપ ૐની ઉપાસના કરવા લાગ્યા, તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ તેમના ઉપર (પાપ વડે) પ્રહાર કર્યો; પણ જેમ માટીનું ઢેફું કઠણ પથ્થર પર અફળાતાં ભૂકો થઈ જાય, તેમ તેમનો નાશ થઈ ગયો. ૭

જેમ માટીનું ઢેફું કઠણ પથ્થર ઉપર પછડાતાં ભાંગી જાય છે, તેમ જો કોઈ આ વાત સમજનારનું બૂરું કરવા ઇચ્છે, તો તે પોતે જ નાશ પામે છે; કારણ કે આવું સમજ-નાર પોતે કઠણ પથ્થર જેવો છે. ૮

માણસ આ મુખ્ય (મોઢામાં રહેલા) પ્રાણથી સુગંધને કે દુર્ગંધને સૂંઘી શકતો નથી; કારણ કે એ પ્રાણમાં કોઈ પણ જાતનું પાપ નથી. એ મુખ્ય પ્રાણને ટકાવી રાખવા માટે જ જે કોઈ ખાય-પીએ છે, તેનો પ્રાણ તેની બીજી ઇન્દ્રિયોને પણ પોષણ આપે છે. અંતકાળે આ મુખ્ય પ્રાણ જયારે શરીરમાંથી નીકળી જાય છે, ત્યારે બીજી ઇન્દ્રિયો પણ તેને નીકળતો જોઈને નીકળી જાય છે અને છેવટે પ્રાણીનું મોઢું ફાટી જાય છે. ૯

+ ચક્ષુ ઇન્દ્રિયને × શ્રોત્ર ઇન્દ્રિયને

तꣳहाङ्गिरा उद्गीथमुपासांचक्र एतमु एवाङ्गिरसं मन्यन्तेऽङ्गानां यद्रसः ॥ १० ॥

तेन तꣳह बृहस्पतिरुद्गीथमुपासांचक्र एतमु एव बृहस्पतिं मन्यन्ते वाग्घि बृहती तस्या एष पतिः ॥ ११ ॥

तेन तꣳहायास्य उद्गीथमुपासांचक्र एतमु एवायास्यं मन्यन्त आस्याद्यदयते ॥ १२ ॥

तेन तꣳह बको दाल्भ्यो विदांचकार । स ह नैमिषीयानामुद्गाता बभूव स ह स्मैभ्यः कामानागायति ॥ १३ ॥

आगाता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्त इत्यध्यात्मम् ॥ १४ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृत्तीय खण्ड

अथाधिदैवतं य एवासौ तपति तमुद्गीथमुपासीतोद्यन्वा एष प्रजाभ्य उद्गायति । उद्यꣳस्तमोभयमपहन्त्यपहन्ता ह वै भयस्य तमसो भवति य एवं वेद ॥ १ ॥

समान उ एवायं चासौ चोष्णोऽयमुष्णोऽसौ स्वर इतीममाचक्षते स्वर इति प्रत्यास्वर इत्यमुं तस्माद्वा एतमिममसुं चोद्गीथमुपासीत ॥ २ ॥

અંગિરા ઋષિએ એ મુખ્ય પ્રાણને ૐ મંત્ર માનીને પૂજ્યો હતો. એ પ્રાણ બધાં અંગોનો રસ–સાર હોવાથી વિદ્વાનો તેને જ આંગિરસ માને છે.૧૦

બૃહસ્પતિ ઋષિએ એ મુખ્ય પ્રાણને ૐ મંત્ર માનીને

પૂજ્યો હતો. વાણી બૃહતી (મોટી) છે અને પ્રાણ એ વાણીનો પતિ છે; તેથી પ્રાણ જ બૃહસ્પતિ છે, એમ વિદ્વાનો માને છે. ૧૧

આયાસ્ય ઋષિએ આ પ્રાણને જ ૐમંત્ર માનીને પૂજ્યો હતો. પ્રાણ આસ્ય(મુખ)માંથી નીકળે છે, માટે લોકો તેને આયાસ્ય માને છે. ૧૨

દલ્ભ્યના પુત્ર બક ઋષિ પણ એ પ્રાણને આવી રીતે સમજ્યા હતા, તેથી જ એ ઋષિએ નૈમિષારણ્યમાં રહેનારા ઋષિઓની યજ્ઞક્રિયા કરી હતી. આ પ્રાણની પૂજાને બરાબર સમજવાથી જ તે બક ઋષિએ યજ્ઞ કરાવનારા ઋષિઓની ઇચ્છા પૂરી કરવા માટે યજ્ઞમાં પ્રાર્થના કરી હતી. ૧૩

જે આમ સમજીને 'ૐ' અક્ષરને પૂજે છે, તે જરૂર પોતાની ઇચ્છાઓને પૂરી કરવા માટે યજ્ઞમાં પ્રાર્થના કરી શકે છે. આટલી વાત શરીરમાં રહેલા પ્રાણ વિષે છે. ૧૪

## ત્રીજો ખંડ

હવે દેવતાઓ વિષે કહીએ. જે આ સૂર્ય તપે છે, તેને 'ૐ' માનીને તેની પૂજા કરવી; કારણ કે તે સૂર્ય ઊગતાં-વેંત જ લોકો(નો ખોરાક ઊપજાવવા) માટે ૐને ગાય છે. અને ઊગીને અંધારા તથા ભયનો નાશ કરે છે. જે આમ સમજે છે, તે ભયનો તથા અજ્ઞાનનો નાશ કરનાર થાય છે. ૧

આપણો પ્રાણ અને સૂર્ય બેય સરખા છે. પ્રાણ ઉષ્ણ છે અને સૂર્ય પણ ઉષ્ણ છે. પ્રાણને સ્વર* કહે છે અને સૂર્યને પણ સ્વર તથા પ્રત્યાસ્વર× કહે છે; તેથી પ્રાણને અને સૂર્યને બંનેયને ૐ માનીને પૂજવા. ૨

*સ્વર—જનાર. (મરણ વખતે ચાલ્યો જાય છે, તેથી સ્વર)

× પ્રત્યાસ્વર—પાછો આવનાર. (સૂર્ય સાંજે ચાલ્યો જાય છે, તેથી તેને સ્વર અને તે સવારે પાછો આવે છે, તેથી તેને પ્રત્યાસ્વર કહ્યો છે.)

अथ खलु व्यानमेवोद्गीथमुपासीत यद्वै प्राणिति स प्राणो यदपानिति सोऽपानः । अथ यः प्राणापानयोः सन्धिः स व्यानो यो व्यानः सा वाक् । तस्मादप्राणन्ननपानन्वाचमभिव्याहरति ॥३॥

या वाक्सर्क् तस्मादप्राणन्ननपानन्नृचमभिव्याहरति यर्क् तत्साम तस्मादप्राणन्ननपानन्साम गायति यत्साम स उद्गीथस्तस्मादप्राण-न्ननपानन्नुद्गायति ॥ ४ ॥

अतो यान्यन्यानि वीर्यवन्ति कर्माणि यथाऽग्नेर्मन्थनमाजेः सरणं दृढस्य धनुष आयमनमप्राणन्ननपानꣳस्तानि करोत्येतस्य हेतोर्व्यानमेवोद्गीथमुपासीत ॥ ५ ॥

अथ खलूद्गीथाक्षराण्युपासीतोद्गीथ इति प्राण एवोत्प्राणेन ह्युत्तिष्ठति वाग्गीर्वाचो ह गिर इत्याचक्षतेऽन्नं थमन्ने हीदꣳ सर्वꣳ स्थितम् ॥ ६ ॥

द्यौरेवोदन्तरिक्षं गीः पृथिवी थमादित्य एवोद्वायुर्गीरग्निस्थꣳ सामवेद एवोद्यजुर्वेदो गीर्ऋग्वेदस्थं दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतान्येवं विद्वानुद्गीथाक्षराण्युपास्त उद्गीथ इति ॥ ७ ॥

अथ खल्वाशीः समृद्धिरुपसरणानीत्युपासीत येन साम्ना स्तोष्यन्स्यात्तत्सामोपधावेत् ॥ ८ ॥

ॐ મંત્રને વ્યાન સમજીને તેની પૂજા કરવી. માણસ જે શ્વાસ અંદર લે છે તે પ્રાણ છે, અને જે શ્વાસ બહાર કાઢે છે તે અપાન છે. એ પ્રાણ અને અપાનની વચલી સ્થિતિ તે 'વ્યાન' છે. એ વ્યાન જ વાણી છે; કારણ કે માણસ જ્યારે બોલે છે, ત્યારે શ્વાસ લેતો ય નથી અને બહાર કાઢતો ય નથી. ૩

ઋક (ઋગ્વેદમંત્ર) એ વાણી છે. આથી માણસ જ્યારે શ્વાસ લેતો કે મૂકતો નથી, ત્યારે જ ઋક બોલે છે. જે ઋક છે, એ જ સામ છે; તેથી જ માણસ શ્વાસ લીધા કે છોડ્યા વિના જ સામ (સામવેદના મંત્રોનું ગાન) ગાય છે. એ સામના જ એક ભાગને ઉદ્‌ગીથ (ૐમંત્ર) કહે છે. શ્વાસ લીધા કે છોડ્યા વિના જ માણસ એ ૐમંત્ર ગાય છે. ૪

આ ઉપરાંત (લાકડાં સાથે લાકડું ઘસીને) અગ્નિ સળગાવવો, શરતમાં દોડવું અને મજબૂત ધનુષ ખેંચવું વગેરે બીજાં કામો પણ માણસ શ્વાસ લીધા કે છોડ્યા વિના જ કરે છે. આ કારણે ૐમંત્રને વ્યાન સમજીને જ તેની પૂજા કરવી. ૫

હવે ઉદ્‌ગીથ શબ્દના જે ત્રણ અક્ષરો છે, તેની પણ ઉદ્‌ગીથ (ૐમંત્ર) માનીને પૂજા કરવી. પ્રાણ એ જ 'ઉત્' છે; કારણ કે દરેક પ્રાણી પ્રાણથી જ ઊભું થાય છે. વાણી એ 'ગી' છે; કારણ કે વિદ્વાનો એમ કહે છે. અને અન્ન એ જ 'થ' છે; કારણ કે અન્નમાં જ બધા રસો સ્થિર બનીને રહ્યા છે.+ ૬

સ્વર્ગ 'ઉત્*' છે; આકાશ 'ગી'× છે; અને પૃથ્વી 'થ' છે. સૂર્ય 'ઉત્' છે; વાયુ 'ગી' છે; અને અગ્નિ 'થ' છે. સામવેદ 'ઉત્' છે; યજુર્વેદ 'ગી' છે; અને ઋગ્વેદ 'થ' છે. જે માણસ આમ આ ઉદ્‌ગીથના અક્ષરોને ઉદ્‌ગીથ માનીને પૂજે છે, તેની વાણી સફળ થાય છે. એ માણસને ઘણું અન્ન મળે છે અને તે અન્ન ખાનારો થાય છે. ૭

હવે ઇચ્છાઓ પૂરી થાય, એવી સમૃદ્ધિ માટે કહીએ.

---

+ સંસ્કૃત ભાષામાં એ ત્રણે ય અક્ષરોના જે અર્થ થાય છે, તે પ્રમાણે જ આ રૂપકો છે.

* ઉત્—ઊંચે; ×ગી—ગળી જનાર (બધું આકાશની અંદર હોવાથી ગળી જવાની કલ્પના છે.)

यस्यामृचि तामृचं यदार्षेयं तमृषिं यां देवतामभिष्टोष्यन्स्यात्तां देवतामुपधावेत् ॥ ९ ॥

येन च्छन्दसा स्तोष्यन्स्यात्तच्छन्द उपधावेद्येन स्तोमेन स्तोष्यमाणः स्यात्तꣳ स्तोममुपधावेत् ॥ १० ॥

यां दिशमभिष्टोस्यन्स्यात्तां दिशमुपधावेत् ॥ ११ ॥

आत्मानमन्तत उपसृत्य स्तुवीत कामं ध्यायन्नप्रमत्तोऽभ्याशो ह यदस्मै स कामः समृद्ध्येत यत्कामः स्तुवीतेति यत्कामः स्तुवीतेति १२

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

ओमित्येतदक्षरमुद्गीथमुपासीतोमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्यां प्राविशꣳस्ते छन्दोभिरच्छादयन्यदेभिरच्छादयꣳस्तच्छन्दसां छन्दस्त्वम् ॥ २ ॥

तानु तत्र मृत्युर्यथा मत्स्यमुदके परिपश्येदेवं पर्यपश्यदृचि साम्नि यजुषि । ते नु विदित्वोर्ध्वा ऋचः साम्नो यजुषः स्वरमेव प्राविशन् ३

यदा वा ऋचमाप्नोत्योमित्येवातिस्वरत्येवꣳ सामैव यजुरेष उ स्वरो यदेतदक्षरमेतदमृतमभयं तत्प्रविश्य देवा अमृता अभया अभवन्।

પોતાને જે વસ્તુ મેળવવાની ઇચ્છા હોય, તેની પૂજા કરવી. તે આ રીતેઃ—જે સામ (મંત્રગાન)થી પ્રાર્થના કરવાની હોય, તેના અર્થ વગેરેનો બરાબર વિચાર કરવો. ૮

જે મંત્રનું એ સામ (ગાન) હોય તે મંત્રનું, જે ઋષિનો એ મંત્ર હોય તે ઋષિનું અને જે દેવની એ મંત્રમાં પ્રાર્થના

હોય તે દેવનું ધ્યાન કરવું. ૯

(ગાયત્રી વગેરે) જે છંદ વડે પ્રાર્થના કરવાની હોય, તે છંદનું ધ્યાન કરવું. જે સ્તોત્રથી પ્રાર્થના કરવાની હોય, તે સ્તોત્રનું પણ ધ્યાન કરવું. ૧૦

જે દિશામાં પ્રાર્થના કરવી હોય, તે દિશાનું અને તે દિશાના સ્વામી દેવતાનું પણ ધ્યાન કરવું. ૧૧

પછી છેવટે (પોતાની જે ઇચ્છા પૂરી કરવા માટે પ્રાર્થના કરવી હોય તે) ઇચ્છાનું ધ્યાન કરતાં પોતાનું નામ, ગોત્ર વગેરે વિચારીને મંત્ર બોલવામાં કાંઈ ભૂલ ન થાય એવી રીતે પ્રાર્થના કરવી. આમ પ્રાર્થના કરનારો જેને માટે પ્રાર્થના કરે છે, તે ઇચ્છા તરત જ પૂરી થાય છે. ૧૨

## ચોથો ખંડ

'ૐ' એવો જે આ અક્ષર 'ઉદ્‌ગીથ' કહેવાય છે, તેની પૂજા કરવી. ૐ શબ્દને યજ્ઞમાં ઊંચેથી ગાય છે, તેથી એને 'ઉદ્‌ગીથ'+ કહે છે. એની વધારે વાત આ પ્રમાણે છે:–૧

દેવો× મૃત્યુથી* ડરીને બચવા માટે વેદોમાં કહેલી ક્રિયાઓ કરવા લાગ્યા. તેમણે વેદમંત્રો વડે પોતાનું રક્ષણ કર્યું. એ રીતે મંત્રો વડે તેમણે પોતાનું રક્ષણ કર્યું, તેથી એ મંત્રોને 'છંદસ્' કહે છે. ૨

પણ જેમ માછીમાર પાણીની અંદર માછલાંને જુએ, તેમ મૃત્યુએ એ દેવોને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદની યજ્ઞક્રિયાઓ કરતા જોયા, ત્યારે દેવોએ એ ત્રણે વેદોની યજ્ઞક્રિયાને છોડીને ૐમંત્રનું જ શરણ લીધું. ૩

વેદ ભણનાર વિદ્યાર્થી જ્યારે ઋગ્વેદના મંત્રો ઉચ્ચારે છે, ત્યારે ૐ બોલે છે. એવી રીતે સામવેદ અને યજુર્વેદના

+ અહીં ઊંચેથી ગવાય તે 'ઉદ્‌ગીથ' એવો અર્થ છે.

× દેવો—સાત્ત્વિક વૃત્તિઓ. *મૃત્યુથી—તામસી વૃત્તિરૂપ પાપથી

स य एतदेवं विद्वानक्षरं प्रणौत्येतदेवाक्षरꣳ स्वरममृतमभयं प्रविशति तत्प्रविश्य यदमृता देवास्तदमृतो भवति ॥ ५ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

## पञ्चम खण्ड

अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इत्यसौ वा आदित्य उद्गीथ एष प्रणव ओमिति ह्येष स्वरन्नेति ॥ १ ॥

एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच रश्मीꣳस्त्वं पर्यावर्तयाद्बहवो वै ते भविष्यन्तीत्यधिदैवतम् २

अथाध्यात्मं य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासीतोमिति ह्येष स्वरन्नेति ॥ ३ ॥

एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच प्राणाꣳस्त्वं भूमानमभिगायताद्बहवो वै मे भविष्यन्तीति ४

अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इति होतृषदनाद्धैवापि दुरुद्गीतमनुसमाहरतीत्यनुसमाहरतीति ॥ ५

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

## षष्ठ खण्ड

इयमेवर्गग्निः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम गीयत इयमेव साऽग्निरमस्तत्साम ॥ १ ॥

મંત્રો ઉચ્ચારે છે ત્યારે પણ ॐ બોલે છે. એ ॐ સ્વર (સ્વતંત્ર) છે. એ ॐ અમૃત અને અભય છે. તેની પૂજા કરીને દેવો અમર અને નીડર બન્યા છે. ૪

જે માણસ આ ॐને આવી રીતે સમજીને પૂજે છે, તે અમર અને અભયરૂપ ॐને પામે છે, અને તેને પામીને દેવોની જેમ એ અમર થાય છે. ૫

## પાંચમો ખંડ

આ ઉદ્‌ગીથ—ૐનું નામ જ 'પ્રણવ' છે. આમ સૂર્ય પણ ઉદ્‌ગીથ હોવાથી 'પ્રણવ' છે; કારણ કે એ સૂર્ય ૐ એવો શબ્દ બોલતો ઊગે છે. ૧

કૌષીતકિ ઋષિએ પોતાના પુત્રને કહ્યું હતું, કે 'મેં સૂર્યની જ પૂજા કરી હતી, એથી મને તું એક જ પુત્ર થયો છે. તું એ સૂર્યનાં કિરણોની તથા સૂર્યની ભેદબુદ્ધિએ પૂજા કર; એથી તને ઘણા પુત્રો થશે.' આટલી વાત દેવતાઓ વિષે કહી. ૨

હવે આત્મા વિષે. ૐકારને મુખ્ય પ્રાણ માનીને તેની પૂજા કરવી; કારણ કે પ્રાણ આવે–જાય છે, ત્યારે ૐ બોલતો હોય એમ લાગે છે. ૩

કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું હતું, કે "મેં એક મુખ્ય પ્રાણનું જ ધ્યાન કર્યું હતું; તેથી મને તું એક જ પુત્ર થયો. 'મને ઘણા પુત્રો થાય' એમ વિચારીને તું વાણી વગેરે બધા પ્રાણની+ પૂજા કર." ૪

વળી ૐકાર એ જ પ્રણવ છે અને પ્રણવ એ જ ઉદ્‌ગીથ છે, તેથી યજ્ઞમાં સ્તુતિ કરનાર (યજ્ઞક્રિયામાં થયેલી ભૂલને પણ) આવી સમજણથી હવન કર્મ દ્વારા સુધારી લે છે. ૫

## છઠ્ઠો ખંડ

આ પૃથ્વી જ ઋક છે,* અગ્નિ જ સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે. આ પૃથ્વી 'સા' છે, અને અગ્નિ 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે.૧

---

+ અહીં પ્રાણ શબ્દ 'ઇન્દ્રિય' અર્થમાં વાપર્યો છે.

* વસ્તુતઃ આ ખંડમાં ઋકમાં પૃથ્વી વગેરેની અને સામમાં અગ્નિ વગેરેની દૃષ્ટિ કરવાની છે.

अन्तरिक्षमेवर्ग्वायुः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मा-
दृच्यध्यूढꣳ साम गीयतेऽन्तरिक्षमेव सा वायुरमस्तत्साम ॥ २ ॥

द्यौरेवर्गादित्यः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्य-
ध्यूढꣳ साम गीयते द्यौरेव साऽऽदित्योऽमस्तत्साम ॥ ३ ॥

नक्षत्राण्येवर्क् चन्द्रमाः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम
तस्मादृच्यध्यूढꣳ साम गीयते नक्षत्राण्येव सा चन्द्रमा अमस्तत्साम ॥४

अथ यदेतदादित्यस्य शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम
तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते ॥५॥

अथ यदेवैतदादित्यस्य शुक्लं भाः सैव साऽथ यन्नीलं पर कृष्णं
तदमस्तत्सामाथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्य-
श्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः ॥ ६ ॥

तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी तस्योदिति नाम स
एष सर्वेभ्यः पाप्मभ्य उदित उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य
एवं वेद ॥ ७ ॥

तस्यर्क् च साम च गेष्णौ तस्मादुद्गीथस्तस्मात्त्वेवोद्गातैतस्य
हि गाता स एष ये चामुष्मात्पराञ्चो लोकास्तेषां चेष्टे देवकामानां
चेत्यधिदैवतम् ॥ ८ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

અંતરિક્ષ જ ઋક છે, વાયુ સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

આકાશ 'સા' છે અને વાયુ 'અમ' છે; એમ એ બંને

સામના જ ભાગ છે. ૨

સ્વર્ગ જ ઋક છે, સૂર્ય સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

સ્વર્ગ જ 'સા' છે અને સૂર્ય 'અમ' છે; એમ એ બંને સામના જ ભાગ છે. ૩

નક્ષત્રો જ ઋક છે, ચંદ્ર સામ છે, સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

નક્ષત્રો જ 'સા' છે અને ચંદ્ર 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે. ૪

સૂર્યમાં જે ધોળી પ્રભા દેખાય છે એ જ ઋક છે, અને એમાં જે કાળાશ દેખાય છે એ સામ છે. સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે. ૫

સૂર્યની જે ધોળી પ્રભા છે તે જ 'સા' છે, એની જે કાળાશ છે તે 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે.

જે આ સૂર્યની વચ્ચે સોના જેવો ઊજળો પુરુષ દેખાય છે, જેને સોનેરી દાઢી છે અને સોનેરી વાળ છે તથા પગના નખથી માથા સુધી જેનું દરેક અંગ તેજસ્વી છે, તેને રાતાં કમળ જેવી બે આંખો છે, તેનું નામ 'ઉત્' છે. એ સર્વ પાપોથી રહિત છે. જે આમ સમજે છે, તે સર્વ પાપોથી રહિત થાય છે. ૬,૭

તે પુરુષના ઋક (પૃથ્વી) અને સામ (અગ્નિ) એ બે સાંધા છે. આથી એ પોતે ૐમંત્ર છે. વળી એ પોતે ૐમંત્ર ગાય છે, તેથી તે ઉદ્ગાતા (યજ્ઞમાં સામવેદનું ગાન કરનાર) કહેવાય છે. સૂર્યમાં રહેલા એ પુરુષને સૂર્યની ઉપર રહેલા લોક વશ છે અને એ પુરુષ દેવોની ઇચ્છાઓને પણ પૂરી કરે છે. આટલું દેવતાઓ વિષે કહ્યું. ૮

## सप्तम खण्ड

अथाध्यात्मं वागेवर्क् प्राणः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । वागेव सा प्राणोऽमस्तत्साम ॥ १ ॥

चक्षुरेवर्गात्मा साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । चक्षुरेव साऽऽत्माऽमस्तत्साम ॥ २ ॥

श्रोत्रमेवर्ङ् मनः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । श्रोत्रमेव सा मनोऽमस्तत्साम ॥ ३ ॥

अथ यदेतदक्ष्णः शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । अथ यदेवैतदक्ष्णः शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्साम ॥ ४ ॥

अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते सैवर्क् तत्साम तदुक्थं तद्यजुस्तद्ब्रह्म तस्यैतस्य तदेव रूपं यदमुष्य रूपं यावमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम ॥ ५ ॥

स एष ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषां चेष्ट मनुष्यकामानां चेति तद्य इमे वीणायां गायन्त्येतं ते गायन्ति तस्मात्ते धनसनयः ॥६॥

अथ य एतदेवं विद्वान्साम गायत्युभौ स गायति सोऽमुनैव स एष ये चामुष्मात्पराञ्चो लोकास्ताꣳश्चाऽऽप्नोति देवकामाꣳश्च ॥७॥

## સાતમો ખંડ

હવે આત્મા વિષે:

વાણી જ ઋક છે, પ્રાણ સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

વાણી જ 'સા' છે અને પ્રાણ 'અમ' છે; એમ એ

બન્ને સામના જ ભાગ છે. ૧

આંખ જ ઋક છે, પુરુષની છાયા× સામ છે; સામ ઋક-ની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને ગવાય છે.

આંખ જ 'સા' છે અને પુરુષની છાયા 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે. ૨

કાન જ ઋક છે, મન સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

કાન જ 'સા' છે અને મન 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે. ૩

આંખમાં દેખાતી ધોળી પ્રભા ઋક છે, આંખમાં દેખાતી કાળાશ સામ છે; સામ ઋકની ઉપર રહે છે, તેથી એ ઋકની ઉપર ચઢાવીને જ ગવાય છે.

આંખની ધોળાશ 'સા' છે અને આંખની કાળાશ 'અમ' છે; એમ એ બન્ને સામના જ ભાગ છે. ૪

હવે જે આંખની અંદર પુરુષ દેખાય છે+ એ જ ઋક છે; એ સામ છે, એ સ્તોત્ર છે, એ યજુર્વેદ છે અને એ પરમાત્મા* છે. જેવું આનું રૂપ છે, તેવું જ સૂર્યમાં રહેલા પુરુષનું રૂપ છે. જે આનાં અંગો છે, તે જ તેનાં છે. આનું નામ જે 'ઉત્' તથા 'ઉદ્ગીથ' છે, એ જ તેનું છે. ૫

આંખમાં દેખાતા એ પુરુષને પોતાની નીચેના લોક વશ છે; તેથી એ માણસોની ઇચ્છાને પૂરી કરી શકે છે. ગવૈયાઓ વીણામાં જે ગાય છે, તે આનું જ ગાયન છે. તેઓ ઈશ્વરનું ગાયન ગાય છે, તેથી જ તેઓ ધનવાન થાય છે. ૬

જે આ સામને આમ સમજીને ગાય છે, તે આંખમાં તથા સૂર્યમાં રહેલા બંને પુરુષની જ સ્તુતિ કરે છે. આમ

---

× આત્મા   + બ્રહ્મચારી અને એકાગ્ર ચિત્તવાળાને જ દેખાય છે.

* બ્રહ્મ

अथानेनैव ये चैतस्मादर्वाञ्चो लोकास्ताꣳश्चाऽऽप्नोति मनुष्यकामाꣳश्च तस्मादु हैवंविदुद्गाता ब्रूयात् ॥ ८ ॥

कं ते काममागायानीत्येष ह्येव कामागानस्येष्टे य एवं विद्वान्साम गायति साम गायति ॥ ९ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

अष्टम खण्ड

त्रयो होद्गीथे कुशला बभूवुः शिलकः शालावत्यश्चैकितायनो दाल्भ्यः प्रवाहणो जैवलिरिति । ते होचुरुद्गीथे वै कुशलाः स्मो हन्तोद्गीथे कथां वदाम इति ॥ १ ॥

तथेति ह समुपविविशुः स ह प्रवाहणो जैवलिरुवाच भगवन्तावग्रे वदतां ब्राह्मणयोर्वदतोर्वाचꣳश्रोष्यामीति ॥ २ ॥

स ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाच हन्त त्वा पृच्छानीति पृच्छेति होवाच ॥ ३ ॥

का साम्नो गतिरिति स्वर इति होवाच स्वरस्य का गतिरिति प्राण इति होवाच प्राणस्य का गतिरित्यन्नमिति होवाचान्नस्य का गतिरित्याप इति होवाच ॥ ४ ॥

સામમંત્ર ગાનારને સૂર્યમાં રહેલા પુરુષ પાસેથી તેની ઉપરના લોક મળે છે, તથા દેવોની કામનાઓને તે પામે છે. ૭

અને આ આંખમાં જણાતા પુરુષ પાસેથી એને તેની નીચે રહેલા લોક મળે છે અને મનુષ્યોની કામનાઓને પણ તે પામે છે.

તેથી આમ સમજીને પ્રાર્થના કરનારાએ+ યજમાનને

+ ઉદ્‌ગાતાએ

પૂછ્યું, કે 'હું તારી કઈ ઇચ્છા પૂરી કરવા માટે પ્રાર્થના કરું?' કારણ કે જે આમ સમજીને સામ ગાય છે, તે જરૂર ઇચ્છાઓને પૂરી કરી શકે છે. ૮,૯

## આઠમો ખંડ

ૐ મંત્રને બરાબર સમજનાર ત્રણ જણા હતા: શલાવાનનો પુત્ર શિલક, ચિકિતાયનનો પુત્ર દાલ્ભ્ય અને જીવલનો પુત્ર પ્રવાહણ.

તેમણે એક વાર વિચાર કર્યો, કે 'આપણે ૐમંત્રને બરાબર સમજીએ છીએ, તો આવો, આપણે એ વિષે ચર્ચા કરીએ.'

'ભલે', એમ કહીને તેઓ બરાબર બેઠા. પહેલાં (ક્ષત્રિયજાતિના) પ્રવાહણે કહ્યું, કે 'પહેલાં તમે બે ય બ્રાહ્મણો ૐ મંત્રની ચર્ચા કરો. તમારી બંનેની ચર્ચા સાંભળવા હું ઇચ્છું છું.'

પછી શિલકે દાલ્ભ્યને કહ્યું, કે 'જો તમે કહો તો પહેલાં હું તમને પૂછું.' દાલ્ભ્યે કહ્યું, કે 'ભલે, પૂછો.'

શિલકે પૂછ્યું, કે 'સામનો આધાર કોણ?'

દાલ્ભ્યે કહ્યું, કે 'સ્વર.'

શિલકે પૂછ્યું, કે 'સ્વરનો આધાર કોણ?'

દાલ્ભ્યે કહ્યું, કે 'પ્રાણ.'

શિલકે પૂછ્યું, કે 'પ્રાણનો આધાર કોણ?'

દાલ્ભ્યે કહ્યું, કે 'અન્ન.'

શિલકે પૂછ્યું, કે 'અન્નનો આધાર કોણ?'

દાલ્ભ્યે કહ્યું, કે 'પાણી.'

શિલકે પૂછ્યું, કે 'પાણીનો આધાર કોણ?'

દાલ્ભ્યે કહ્યું, કે 'સ્વર્ગ.'*

શિલકે પૂછ્યું, કે 'સ્વર્ગનો આધાર કોણ?'

* કારણ કે સ્વર્ગના દેવ વરસાદ વરસાવે છે.

अपां का गतिरित्यसौ लोक इति होवाचामुष्य लोकस्य का गतिरिति न स्वर्गं लोकमतिनयेदिति होवाच स्वर्गं वयं लोकँ सामाभिसंस्थापयामः स्वर्गसँस्तावँ हि सामेति ॥ ५ ॥

तँह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाचाप्रतिष्ठितं वै किल ते दाल्भ्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति ॥ ६ ॥

हन्ताहमेतद् भगवतो वेदानीति विद्धीति होवाचामुष्य लोकस्य का गतिरित्ययं लोक इति होवाचास्य लोकस्य का गतिरिति न प्रतिष्ठां लोकमतिनयेदिति होवाच प्रतिष्ठां वयं लोकँ सामाभिसँस्थापयामः प्रतिष्ठासँस्तावँ हि सामेति ॥ ७ ॥

तँह प्रवाहणो जैवलिरुवाचान्तवद्वै किल ते शालावत्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति हन्ताहमेतद् भगवतो वेदानीति विद्धीति होवाच ॥ ८ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् ॥ १ ॥

દાલ્ભ્યે કહ્યું, કે ' સામનો છેવટનો આધાર સ્વર્ગ સિવાય બીજો ન હોય. આપણે સામને સ્વર્ગલોકમાં જ રાખીએ છીએ; કારણ કે આપણે સામ એ સ્વર્ગ છે, એમ સમજીને તેની સ્તુતિ કરીએ છીએ.'

ત્યારે શિલકે દાલ્ભ્યને કહ્યું, કે 'તમારો સામમંત્ર જરૂર આધાર વગરનો છે. જો અત્યારે કોઈ તમારી આ વાત સાંભળીને તમને કહે, કે (જો તમે જૂઠું બોલતા હો, તો) તમારું માથું હેઠું પડજો, તો જરૂર તમારું માથું હેઠું પડે.'

પછી દાલ્ભ્યે કહ્યું, કે 'તો સામમંત્રનો આધાર કયો, તે તમે મને કહેશો ?' ત્યારે શિલકે કહ્યું, કે 'હા.'

પછી દાલ્ભ્યે પૂછયું: 'સ્વર્ગનો આધાર કયો ?'

ત્યારે શિલકે કહ્યું: 'આ લોક.'

દાલ્ભ્યે પૂછ્યું, કે 'આ લોકનો આધાર કોણ ?'

શિલકે કહ્યું, કે 'સામમંત્રનો છેલ્લો આધાર આ લોક સિવાય બીજે ઠેકાણે ન હોય. તેથી આપણે તેને આ લોકમાં જ રાખીએ છીએ; કારણ કે તેની આ લોકમાં જ સ્થિતિ માનીને આપણે તેની સ્તુતિ કરીએ છીએ.'

શિલકને પ્રવાહણે કહ્યું, કે 'હે શિલક ! જરૂર તમારો સામમંત્ર નાશવાન છે. જો કોઇ અત્યારે કહે, કે (જો તમે જૂઠું બોલતા હો, તો) તમારું માથું હેઠું પડજો, તો જરૂર તમારું માથું હેઠું પડે.'

શિલકે કહ્યું, કે 'તો તમે મને એ જણાવશો ?' પ્રવાહણે કહ્યું, કે 'હા, જરૂર જણાવીશ.' ૧-૮

## નવમો ખંડ

શિલકે પૂછ્યું, કે 'આ લોકનો આધાર કોણ ?'

પ્રવાહણે કહ્યું, કે 'આકાશ. આ બધી વસ્તુઓ આકાશમાંથી જ ઊપજે છે અને છેવટે આ બધી વસ્તુઓ આકાશમાં જ સમાઇ જાય છે. આકાશ જ સૌથી મોટું છે; માટે આકાશ દરેકનો આધાર છે.' ૧

स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्परोवरीयाꣳ समुद्गीथमुपास्ते ॥ २ ॥

तꣳ हैतमतिधन्वा शौनक उदरशाण्डिल्यायोक्त्वोवाच यावत्त एनं प्रजायामुद्गीथं वेदिष्यन्ते परोवरीयो हैभ्यस्तावदस्मिँल्लोके जीवनं भविष्यति ॥ ३ ॥

तथाऽमुष्मिँल्लोके लोक इति स य एतमेवं विद्वानुपास्ते परोवरीय एव हास्यास्मिँल्लोके जीवनं भवति तथाऽमुष्मिँल्लोकेलोक इति लोके लोक इति ॥ ४ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

मटचीहतेषु कुरुष्वाटिक्या सह जाययोषस्तिर्ह चाक्रायण इभ्यग्रामे प्रद्राणक उवास ॥ १ ॥

स हेभ्यं कुल्माषान्खादन्तं बिभिक्षे तꣳहोवाच । नेतोऽन्ये विद्यन्ते यच्च ये म इम उपनिहिता इति ॥ २ ॥

एतेषां मे देहीति होवाच तानस्मै प्रददौ हन्तानुपानमित्युच्छिष्टं वै मे पीतꣳस्यादिति होवाच ॥ ३ ॥

न स्विदेतेऽप्युच्छिष्टा इति न वा अजीविष्यमिमानखादन्निति होवाच कामो म उदकपानमिति ॥ ४ ॥

स ह खादित्वाऽतिशेषाञ्जायाया आजहार साऽग्र एव सुभिक्षा बभूव तान्प्रतिगृह्य निदधौ ॥ ५ ॥

તે આકાશ સૌથી શ્રેષ્ઠ ૐમંત્ર છે અને એનો અંત નથી. ૐ મંત્રને આવી રીતે સમજીને જે તેની પૂજા કરે છે, તે અતિ ઉચ્ચ જીવન જીવે છે અને તે છેવટે સૌથી ઊંચા લોકને પામે છે. ૨

શુનકના પુત્ર અતિધન્વાએ ઉદરશાંડિલ્યને (આ જ્ઞાનનો ઉપદેશ કરીને) કહ્યું હતું, કે 'તારી પ્રજા જ્યાં સુધી આ ૐ મંત્રને જાણશે, ત્યાં સુધી તેનું જીવન આલોકમાં બહુ ઊંચી જાતનું રહેશે અને મરણ પછી પણ ઘણા સારા લોકમાં જશે.' જે ૐમંત્રને આમ સમજીને પૂજે છે, તેનું જીવન આ લોકમાં અતિ શ્રેષ્ઠ બને છે અને એ છેવટે અતિ ઉચ્ચ લોકમાં જાય છે. ૩,૪

## દશમો ખંડ

જ્યારે કુરુદેશમાં કરા પડવાથી દુકાળ પડ્યો, ત્યારે ચક્રના પુત્ર ઉષસ્તિ, અપ્રકટ સ્ત્રી ચિહ્નવાળી પોતાની સ્ત્રી સાથે કોઈ જમીનદારના ગામમાં કંગાળ હાલતે રહેતા હતા. ૧

એક દિવસે એ ગામના જમીનદારને હલકા અડદ ખાતો જોઇને ઉષસ્તિએ તેની પાસે ભિક્ષા માગી. જમીનદારે કહ્યું, કે 'મારા ભાણામાં બધા ય અડદ પીરસી દીધા છે, આ સિવાય હવે બીજા અડદ નથી.' ૨

ઉષસ્તિએ કહ્યું, કે 'તો એમાંથી આપો.' આથી એણે ઉષસ્તિને એમાંથી અડદ આપ્યા અને પછી કહ્યું, કે 'પીવા માટે પાણી આપું?' ત્યારે એ ઋષિએ કહ્યું, કે 'ના, એ પાણી એંઠું (પીધેલું) ગણાય.' ૩

જમીનદારે પૂછ્યું, કે 'શું આ અડદ એંઠા નહોતા?' ઉષસ્તિએ જવાબ આપ્યો, કે 'એંઠા તો હતા; પણ જો હું આ અડદ ન ખાઉં, તો હું જીવી ન શકું; પીવાનું પાણી તો મને ઇચ્છા પ્રમાણે મળશે.' ૪

પછી ઉષસ્તિએ એ અડદ ખાધા અને વધ્યા તેટલા

स ह प्रातः सञ्जिहान उवाच यद्बताऽन्नस्य लभेमहि लभेमहि धनमात्राꣳराजाऽसौ यक्ष्यते स मा सर्वैरार्त्विज्यैर्वृणीतेति ॥ ६ ॥

तं जायोवाच हन्त पत इम एव कुल्माषा इति तान्खादित्वाऽमुं यज्ञं विततमेयाय ॥ ७ ॥

तत्रोद्गातॄनास्तावे स्तोष्यमाणानुपोपविवेश स ह प्रस्तोतारमुवाच॥८

प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ ९ ॥

एवमेवोद्गातारमुवाचोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ १० ॥

एवमेव प्रतिहर्तारमुवाच प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति ते ह समारतास्तूष्णीमासांचक्रिरे ॥ ११ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

अथ हैनं यजमान उवाच भगवन्तं वा अहं विविदिषाणीत्युषस्तिरस्मि चाक्रायण इति होवाच ॥ १ ॥

स होवाच भगवन्तं वा अहमेभिः सर्वैरार्त्विज्यैः पर्यैषिषं भगवतो वा अहमवित्त्याऽन्यानवृषि ॥ २ ॥

પોતાની સ્ત્રીને આપ્યા. તેમની સ્ત્રીને તો પહેલાં ભિક્ષા મળી હતી, તો પણ પતિના કહેવાથી તેણે એ અડદ લઇને રાખી મૂકયા. ૫

પછી ઉષસ્તિએ બીજે દિવસે સવારે ઊઠીને પોતાની સ્ત્રીને કહ્યું, કે 'જો થોડું ખાવાનું મળે, તો ખાઇને થોડું ધન મેળવું.

પેલો રાજા યજ્ઞ કરે છે, એ મને યજ્ઞની ક્રિયાઓ કરવા સ્વીકારશે.'

તેમની સ્ત્રીએ તેમને કહ્યું, કે 'હે સ્વામી! આ અડદ છે.'

પછી એ ઋષિ એ અડદ ખાઇને પેલા યજ્ઞમાં ગયા. ૭

ત્યાં જઇને યજ્ઞમાં સ્તુતિ કરવાના સ્થળે સ્તુતિ કરતા બ્રાહ્મણો (ઉદ્‌ગાતાઓ) પાસે બેઠા. પછી તેમણે મુખ્ય સ્તુતિ કરનાર (પ્રસ્તોતા)ને કહ્યું, કેઃ–૮

'હે પ્રસ્તોતા! તમે સામના ભાગને અનુસરનાર જે દેવતાની સ્તુતિ કરો છો, તે દેવતાને બરાબર જાણ્યા વિના જો સ્તુતિ કરશો, તો તમારું માથું હેઠું પડશે.' ૯

પછી ઉદ્‌ગાતાને પણ તેમણે એમ જ કહ્યું, કે 'હે ઉદ્‌ગાતા! તમે ઉદ્‌ગીથને અનુસરનાર જે દેવનું ઉદ્‌ગાન કરો છો તે દેવતાને બરાબર જાણ્યા વિના જો ઉદ્‌ગાન કરશો, તો તમારું માથું હેઠું પડશે.' ૧૦

એમ જ તેમણે પ્રતિહર્તાને× પણ કહ્યું, કે 'તમે જેનો પ્રતિહાર કરો છો તે દેવતાને બરાબર જાણ્યા વિના જો પ્રતિહરણ કરશો, તો તમારું માથું હેઠું પડશે.'

એ બધાએ આ સાંભળીને પોતાનાં કામ છોડી દીધાં અને સૌ ચૂપ બેસી રહ્યા. ૧૧

## અગિયારમો ખંડ

ત્યાર પછી ઉષસ્તિ ઋષિને એ યજમાન રાજાએ કહ્યું, કે 'હે ભગવન્! આપ કોણ છો, એ હું જાણવા ઇચ્છું છું.' તેમણે કહ્યું, કે 'હું ચક્રનો પુત્ર ઉષસ્તિ છું.' ૧

ત્યારે રાજાએ કહ્યું, કે 'આ ઋત્વિજોની ક્રિયાઓ માટે મેં પહેલાં આપની તપાસ કરી હતી, પણ આપ ન મળ્યા, તેથી જ મેં આ બ્રાહ્મણોને સ્વીકાર્યા છે.' ૨

× ઉદ્‌ગાતાને સહાય કરનાર ઋત્વિજ; પ્રતિહાર અને પ્રતિહરણ એ પ્રતિહર્તાની ક્રિયાનાં નામ છે.

भगवाꣳस्त्वेव मे सर्वैरार्त्विज्यैरिति तथेत्यथ तर्ह्येत एव समतिसृष्टाः स्तुवतां यावत्त्वेभ्यो धनं दद्यास्तावन्मम दद्या इति तथेति ह यजमान उवाच ॥ ३ ॥

अथ हैनं प्रस्तोतोपससाद प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ४ ॥

प्राण इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रास्तोष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥५॥

अथ हैनमुद्गातोपससादोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ६ ॥

आदित्य इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्यादित्यमुच्चैः सन्तं गायन्ति सैषा देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुदगास्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ७ ॥

अथ हैनं प्रतिहर्तोपससाद प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ८ ॥

अन्नमिति होवाच सर्वाणि ह वा इमानि भूतान्यन्नमेव प्रतिहरमाणानि जीवन्ति सैषा देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति तथोक्तस्य मयेति ॥ ९ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

'પણ હવે મારા સર્વ ઋત્વિજોનું કર્મ આપ જ કરો.' ત્યારે ઉષસ્તિએ કહ્યું, કે 'ભલે, હવે મેં સંમતિ આપેલા આ બ્રાહ્મણો ભલે યજ્ઞકાર્ય શરૂ કરે; પણ જેટલું ધન તમે એમને આપો, તેટલું જ મને આપજો.' રાજાએ કહ્યું: 'ઠીક.' ૩

ત્યાર પછી પ્રસ્તોતા ઉષસ્તિ પાસે ગયો અને તેમને પૂછ્યું, કે "હે ભગવન્! આપે મને કહ્યું હતું, કે 'પ્રસ્તોતાના દેવતાને જાણ્યા વિના જો સ્તુતિ કરીશ, તો તારું માથું હેઠું પડશે'; તે કયા દેવતા?" ૪

ઉષસ્તિ બોલ્યા: "એ દેવતા–'પ્રાણ.' આ બધી જડ અને ચેતન વસ્તુઓ છેવટે પ્રાણમાં જ પ્રવેશ કરે છે અને પ્રાણમાંથી જ ઊપજે છે. એ જ પ્રસ્તાવના દેવ છે. એને જાણ્યા વિના જો તમે પ્રસ્તાવ બોલત, તો મારા કહેવાથી તમારું માથું હેઠું પડત." ૫

પછી ઉદ્ગાતા ઉષસ્તિ પાસે ગયો અને તેમને પૂછ્યું કે, "હે ભગવન્! આપે મને કહ્યું હતું, કે 'જો ઉદ્ગીથના દેવતાને જાણ્યા વિના ઉદ્ગાન કરીશ, તો તારું માથું હેઠું પડશે'; એ દેવતા કોણ?" ૬

ઉષસ્તિ બોલ્યા: "એ દેવ 'સૂર્ય.' આ બધાં ભૂતો ઊંચે રહેલા સૂર્યની સ્તુતિ કરે છે. તે ઉદ્ગીથના દેવ છે; તેમને જાણ્યા વિના જો તમે ઉદ્ગાન કરત, તો મારા કહેવાથી તમારું માથું હેઠું પડત." ૭

પછી પ્રતિહર્તા ઉષસ્તિ પાસે ગયો અને તેમને પૂછ્યું, કે "આપે મને કહ્યું હતું, કે 'હે પ્રતિહર્તા! પ્રતિહારના દેવતાને જાણ્યા વિના જો તું પ્રતિહરણ કરીશ, તો તારું માથું હેઠું પડશે;' એ કયા દેવતા?" ૮

ઉષસ્તિ બોલ્યા: "એ દેવતા 'અન્ન'. આ સર્વ પ્રાણીઓ અન્નને જ ખાતાં જીવે છે. એ જ પ્રતિહારના દેવ છે. તેને

## द्वादश खण्ड

अथातः शौव उद्गीथस्तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः स्वाध्यायमुद्वव्राज ॥ १ ॥

तस्मै श्वा श्वेतः प्रादुर्बभूव तमन्ये श्वान उपसमेत्योचुरन्नं नो भगवानागायत्वशनायाम वा इति ॥ २ ॥

तान्होवाचेहैव मा प्रातरुपसमीयातेति तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः प्रतिपालयांचकार ॥ ३ ॥

ते ह यथैवेदं बहिष्पवमानेन स्तोष्यमाणाः सꣳरब्धाः सर्पन्तीत्येवमाससृपुस्ते ह समुपविश्य हिंचक्रुः ॥ ४ ॥

ओ३मदा३मों३पिबा३मों३देवो वरुणः प्रजापतिः सविता२ऽन्नमिहा२ऽऽहरदन्नपते३ऽन्नमिहा२ऽऽहरा२ऽऽहरोमिति ५

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

अयं वाव लोको हाउकारो वायुर्हाइकारश्चन्द्रमा अथकारः । आत्मेहकारोऽग्निरीकारः ॥ १ ॥

आदित्य ऊकारो निहव एकारो विश्वेदेवा औहोयिकारः प्रजापतिर्हिंकारः प्राणः स्वरोऽन्नं या वाग्विराट् ॥ २ ॥

જાણ્યા વિના જો તમે પ્રતિહાર કરત, તો મારા કહેવાથી તમારું માથું હેઠું પડત." ૯

## બારમો ખંડ

હવે અન્ન મેળવી શકાય એ માટે કૂતરાઓએ× જોયેલું

× અહીં પ્રાણોને કૂતરારૂપે વર્ણવ્યા છે.

ઉદ્દગાન શરૂ થાય છે. દાલ્ભ્યના પુત્ર બક ઋષિ અથવા મિત્રાના પુત્ર ગ્વાલ ઋષિ (બન્ને એક જ ઋષિનાં નામ છે) વેદ ભણવા માટે ગામ બહાર એકાંત જગ્યાએ (જળ પાસે) ગયા.૧

(વેદ ભણવાથી ખુશ થયેલો પ્રાણ) સફેદ કૂતરો બનીને તે ઋષિ સામે પ્રકટ થયો. તે કૂતરાની પાસે બીજા (વાણી વગેરે ઇન્દ્રિયો પણ) કૂતરા (બનીને) આવ્યા. તેઓ સફેદ કૂતરાને કહેવા લાગ્યા, કે 'અમારે માટે તમે અન્ન મેળવી આપવાની પ્રાર્થના કરો; અમે ભૂખ્યા છીએ.' ૨

એ સફેદ કૂતરાએ તેઓને કહ્યું, કે 'સવારે તમે મારી પાસે આવજો.' બક ઋષિ (આ બધું સાંભળી) બીજે દિવસે સવારે એમની રાહ જોવા લાગ્યા. ૩

પછી યજ્ઞની ક્રિયા* વખતે સ્તુતિ કરનારા બધા બ્રાહ્મણો જેમ અડોઅડ ગોઠવાઇને ચાલે, તેમ તે કૂતરાઓ ત્યાં પાસે આવીને બેઠા અને કહેવા લાગ્યા કેઃ—૪

'ૐ અમે ખાઇએ, ૐ અમે પીએ. હે વરસાદ વરસાવનાર દેવ! હે પ્રજાને બચાવનાર દેવ! હે સૂર્ય! અહીં અન્ન લાવો; અમારે માટે અહીં અન્ન લાવો.' ૫

## તેરમો ખંડ

('હાઉ', 'હાઈ' વગેરે શબ્દો સામવેદનાં ગાનમાં વપરાય છે, તે શબ્દોને પૃથ્વી, વાયુ વગેરે માનીને પૂજવા એમ નીચેના મંત્રોમાં કહે છે.)

હાઉકાર આ પૃથ્વી છે, હાઈકાર વાયુ છે, અથકાર ચંદ્ર છે, ઈહકાર આત્મા છે અને ઈકાર અગ્નિ છે. ૧

ઊકાર સૂર્ય છે, એકાર આમંત્રણ છે, ઔહોઈકાર વિશ્વે-

* બહિષ્પવમાન ક્રિયા.

अनिरुक्तस्त्रयोदशः स्तोभः सञ्चरो हुङ्कारः ॥ ३ ॥

दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतामेवꣳसाम्नामुपनिषदं वेदोपनिषदं वेद ॥ ४ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

इति श्रीछान्दोग्योपनिषदि प्रथमोऽध्यायः समाप्तः ॥ १ ॥

## द्वितीय अध्याय

### प्रथम खण्ड

ॐ समस्तस्य खलु साम्न उपासनꣳसाधु यत्खलु साधु तत्सामेत्याचक्षते यदसाधु तदसामेति ॥ १ ॥

तदुताप्याहुः साम्नैनमुपागादिति साधुनैनमुपागादित्येव तदाहुरसाम्नैनमुपागादित्यसाधुनैनमुपागादित्येव तदाहुः ॥ २ ॥

अथोताप्याहुः साम नो बतेति यत्साधु भवति साधु बतेत्येव तदाहुरसाम नो बतेति यदसाधु भवत्यसाधु बतेत्येव तदाहुः ॥३॥

स य एतदेवं विद्वान्साधु सामेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो धर्मा आ च गच्छेयुरुप च नमेयुः ॥ ४ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

દેવ છે, હિંકાર પ્રજાપતિ છે, સ્વર પ્રાણ છે, યા અન્ન છે અને વિરાટ વાણી છે. ૨

હાઉકારથી માંડીને તેરમો જે હુંકાર છે, તે જુદી જુદી યજ્ઞ-ક્રિયાઓમાં જુદી જુદી રીતે વપરાય છે. તેને 'કારણ'

માનીને પૂજવો. ૩

સામવેદના રહસ્ય ભાગ—જેવા ઉપર જણાવેલા હાઉકાર વગેરે અક્ષરોને જે જાણે છે, તેને વાણી પોતાનું જે ફળ છે તે આપે છે. તેને ઘણું અન્ન મળે છે, અને તે અન્ન ખાનારો થાય છે. ૪

## બીજો અધ્યાય

### પહેલો ખંડ

ૐ સમગ્ર સામની પૂજા કરવી જોઇએ. જે જે સારું છે તે બધું સામ છે, અને જે સારું નથી તે સામ નથી, એમ સામ જાણનારા કહે છે. ૧

કારણ કે, 'તે તેની પાસે સામથી ગયો'—એનો અર્થ આ થાય, કે 'તે તેની પાસે ભલાઈથી ગયો; અને 'તે તેની પાસે અસામથી ગયો'—એનો અર્થ આ થાય, કે 'તે તેની પાસે બૂરાઇથી ગયો.' ૨

વળી પોતાનું ભલું થાય, ત્યારે લોકો કહે છે, કે 'આ આપણું સારું થયું;' ત્યાં એમ પણ કહી શકાય છે, કે 'આ આપણું સામ થયું.'

પોતાનું બૂરું થાય, ત્યારે લોકો કહે છે, કે 'આ આપણું ખરાબ થયું;' ત્યાં એમ પણ કહી શકાય છે, કે 'આ આપણું અસામ થયું.' (માટે સારું એટલું 'સામ' છે અને બૂરું એટલું 'અસામ' છે.) ૩

જે માણસ સામમંત્રને ઉપર પ્રમાણે સમજીને પૂજે છે, એને સારા ધર્મો પાપ્ત છે અને સારું ફળ મળે છે. ૪

## द्वितीय खण्ड

लोकेषु पञ्चविधꣳ सामोपासीत पृथिवी हिङ्कारोऽग्निः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथ आदित्यः प्रतिहारो द्यौर्निधनमित्यूर्ध्वेषु ॥ १ ॥

अथाऽऽवृत्तेषु द्यौर्हिङ्कार आदित्यः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथोऽग्निः प्रतिहारः पृथिवी निधनम् ॥ २ ॥

कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्चाऽऽवृत्ताश्च य एतदेवं विद्वाँल्लोकेषु पञ्चविधꣳ सामोपास्ते ॥ ३ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

वृष्टौ पञ्चविधꣳ सामोपासीत पुरोवातो हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहारः ॥१॥

उद्गृह्णाति तन्निधनं वर्षति हास्मै वर्षयति य एतदेवं विद्वान्वृष्टौ पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

सर्वास्वप्सु पञ्चविधꣳसामोपासीत मेघो यत्सम्प्लवते स हिङ्कारो यद्वर्षति स प्रस्तावो याः प्राच्यः स्यन्दन्ते स उद्गीथो याः प्रतीच्यः स प्रतिहारः समुद्रो निधनम् ॥ १ ॥

## બીજો ખંડ

('હિંકાર' વગેરે સામનાં પાંચ અંગો છે—પાંચ

વિભાગ છે. તેને પૃથ્વી વગેરે લોક સમજીને પૂજવા, એમ નીચેના મંત્રમાં કહે છે.)

ઉપરના લોકોમાં-પૃથ્વી વગેરે લોકોમાં પાંચ જાતના સામની પૂજા કરવી. પૃથ્વી હિંકાર છે, અગ્નિ પ્રસ્તાવ છે, અંતરિક્ષ ઉદ્‌ગીથ છે, સૂર્ય પ્રતિહાર છે અને સ્વર્ગ નિધન છે.૧

હવે નીચેના લોકોમાં, 'હિંકાર' વગેરે સામનાં અંગોની પૂજા કરવાનું કહે છે:—

સ્વર્ગ હિંકાર છે, સૂર્ય પ્રસ્તાવ છે, આકાશ ઉદ્‌ગીથ છે, અગ્નિ પ્રતિહાર છે અને પૃથ્વી નિધન છે. ૨

ઉપર જણાવેલા લોકોમાં, જે એમ સમજીને પાંચ જાતના સામની પૂજા કરે છે, તેને ઉપરના અને નીચેના લોકો પ્રાપ્ત થાય છે. ૩

## ત્રીજો ખંડ

વરસાદની બાબતમાં પણ પાંચ જાતના સામની પૂજા કરવી. ઊગમણો પવન હિંકાર છે, વાદળાં પ્રસ્તાવ છે, વરસાદ વરસે એ ઉદ્‌ગીથ છે, વીજળી થાય તથા ગાજે એ પ્રતિહાર છે અને વરસાદ બંધ થાય એ નિધન છે.

આમ સમજનાર, વરસાદની બાબતમાં પાંચ જાતના સામની પૂજા કરે, તો એને માટે (સારો) વરસાદ થાય છે અને (વરસાદ ન થયો હોય તો) વરસાવી શકે છે. ૨

## ચોથો ખંડ

બધાં પાણીમાં પાંચ જાતના સામની પૂજા કરવી. વાદળાં ઘટ્ટ બને છે એ હિંકાર છે, વરસે છે એ પ્રસ્તાવ છે, ઊગમણી દિશા તરફ નદીઓ જાય છે એ ઉદ્‌ગીથ છે, આથમણી દિશા તરફ નદીઓ જાય છે એ પ્રતિહાર છે અને દરિયો નિધન છે. ૧

न हाप्सु प्रैत्यप्सुमान्भवति य एतदेवं विद्वान्सर्वास्वप्सु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

## पञ्चम खण्ड

ऋतुषु पञ्चविधꣳ सामोपासीत वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्‍गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनम् ॥ १ ॥

कल्पन्ते हास्मा ऋतव ऋतुमान्भवति य एतदेवं विद्वानृतुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

## षष्ठ खण्ड

पशुषु पञ्चविधꣳ सामोपासीताजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्‍गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनम् ॥ १ ॥

भवन्ति हास्य पशवः पशुमान्भवति य एतदेवं विद्वान्पशुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

## सप्तम खण्ड

प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपासीत प्राणो हिङ्कारो वाक् प्रस्तावश्चक्षुरुद्‍गीथः श्रोत्रं प्रतिहारो मनो निधनं परोवरीयाꣳसि वा एतानि ॥ १ ॥

परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपास्त इति तु पञ्चविधस्य ॥ २ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

જે આમ સમજીને બધાં પાણીમાં પાંચ જાતના સામની પૂજા કરે છે. તે પાણીથી મરતો નથી અને તેને જોઇએ તેટલું પાણી મળે છે. ૨

## પાંચમો ખંડ

દરેક ઋતુમાં પાંચ જાતના સામની પૂજા કરવી. વસંત હિંકાર છે, ગ્રીષ્મ પ્રસ્તાવ છે, વર્ષા ઉદ્‌ગીથ છે, શરદ પ્રતિહાર છે અને હેમંત નિધન છે. ૧

જે આ પ્રમાણે સમજીને ઋતુઓમાં પાંચ જાતના સામની પૂજા કરે છે, તેને દરેક ઋતુ ફળે છે અને ઋતુઓનાં બધાં સુખ મળે છે. ૨

## છઠ્ઠો ખંડ

પશુઓમાં પાંચ જાતના સામની પૂજા કરવી. બકરાં હિંકાર છે, ઘેટાં પ્રસ્તાવ છે, ગાયો ઉદ્‌ગીથ છે, ઘોડા પ્રતિહાર છે, અને માણસ નિધન છે. ૧

જે આમ સમજીને પશુઓમાં પાંચ જાતના સામની પૂજા કરે છે, તેને પશુઓ અને પશુઓનું ફળ મળે છે. ૨

## સાતમો ખંડ

ઇન્દ્રિયોમાં પાંચ જાતના—એકેકથી ચડિયાતા—સામની પૂજા કરવી. નાક હિંકાર છે, વાણી પ્રસ્તાવ છે, આંખ ઉદ્‌ગીથ છે, કાન પ્રતિહાર છે અને મન નિધન છે. આ બધી ઇન્દ્રિયો એકેકથી ચડિયાતી છે. ૧

જે આવી રીતે સમજીને ઇન્દ્રિયોમાં—એકેકથી ચડિયાતા—પાંચ જાતના સામની પૂજા કરે છે, તેનું જીવન શ્રેષ્ઠ થાય છે અને છેવટે અતિ શ્રેષ્ઠ લોકમાં જાય છે.

દરેકમાં આવી રીતે પાંચ જાતના સામની પૂજા કરવી. ૨

### अष्टम खण्ड

अथ सप्तविधस्य वाचि सप्तविधꣳसामोपासीत यत्किञ्च वाचो हुमिति स हिङ्कारो यत्प्रेति स प्रस्तावो यदेति स आदिः ॥ १ ॥

यदुदिति स उद्गीथो यत्प्रतीति स प्रतिहारो यदुपेति स उपद्रवो यन्नीति तन्निधनम् ॥ २ ॥

दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतदेवं विद्वान्वाचि सप्तविधꣳसामोपास्ते ॥ ३ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

### नवम खण्ड

अथ खल्वमुमादित्यꣳसप्तविधꣳसामोपासीत सर्वदा समस्तेन साम मां प्रति मां प्रतीति सर्वेण समस्तेन साम ॥ १ ॥

तस्मिन्निमानि सर्वाणि भूतान्यन्वायत्तानीति विद्यात्तस्य यत्पुरोदयात्स हिङ्कारस्तदस्य पशवोऽन्वायत्तास्तस्मात्ते हिङ्कुर्वन्ति हिङ्कारभाजिनो ह्येतस्य साम्नः ॥ २ ॥

अथ यत्प्रथमादिते स प्रस्तावस्तदस्य मनुष्या अन्वायत्तास्तस्मात्ते प्रस्तुतिकामाः प्रशꣳसाकामाः प्रस्तावभाजिनो ह्येतस्य साम्नः ॥ ३

अथ यत्सङ्गववेलायाꣳस आदिस्तदस्य वयाꣳ[illegible] तस्मात्तान्यन्तरिक्षेऽनारम्बणान्यादायाऽऽत्मानं परिपतन्त्यादिभाजीनि ह्येतस्य साम्नः ॥ ४ ॥

### આઠમો ખંડ

હવે સાત જાતના સામની પૂજા કહે છે:—

વાણીમાં સાત જાતના સામની પૂજા કરવી. જે 'હુમ્'

જેવું બોલાય છે તે હિંકાર છે. જે 'પ્ર' જેવું બોલાય છે તે પ્રસ્તાવ છે અને જે 'આ' જેવું બોલાય છે તે આદિનો (સૌથી પહેલો) ૐકાર છે. ૧

જે 'ઉત્' એવું બોલાય છે તે ઉદ્‌ગીથ છે. જે 'પ્રતિ' એવું બોલાય છે તે પ્રતિહાર છે, જે 'ઉપ' એવું બોલાય છે તે ઉપદ્રવ છે અને જે 'નિ' એવું બોલાય છે તે નિધન છે. ૨

જે આને આવી રીતે સમજીને વાણીમાં સાત જાતના સામની પૂજા કરે છે, તેને વાણી પોતાનું ફળ આપે છે, તેને ઘણું અન્ન મળે છે અને તે અન્ન ખાનારો થાય છે. ૩

## નવમો ખંડ

હવે સાત જાતના સામને સૂર્ય માનીને તેની પૂજા કરવી.

સૂર્ય હમેશાં સમ (એકસરખો જ) રહે છે. એથી તે સામ છે. સૂર્ય મારા સામો છે એમ બધાં સમજે છે, તેથી તે (બધા તરફ) સમ (એકસરખો) હોવાથી સામ છે. ૧

આ સર્વ ભૂતો સૂર્યને જ આધારે રહે છે, એમ સમજવું.

ઊગતાં પહેલાંનું સૂર્યનું રૂપ (તેજ) એ હિંકાર છે. સૂર્યના એ તેજથી બધાં પશુઓને ઘણો લાભ થાય છે, તેથી એ પશુઓ પણ સામના એ હિંકારને સેવે છે અને હિંકાર કરે છે. ૨

ઊગતા સૂર્યનું તેજ એ પ્રસ્તાવ છે. એ તેજથી માણસોને ઘણો લાભ થાય છે, તેથી તેઓ સામના એ પ્રસ્તાવને પૂજે છે. આથી જ તેઓ એ સામની સ્તુત કરવાનું અને સામના વખાણ કરવાનું ઇચ્છે છે. ૩

ઊગ્યા પછી સાત ઘડીથી બાર ઘડી સુધીનું સૂર્યનું તેજ એ આદિ ૐકાર છે. એનાથી પક્ષીઓને ઘણો લાભ થાય છે. તેથી જ તેઓ આકાશમાં કોઈ પણ જાતના ટેકા વિના પોતાનું શરીર લઈને ઊડી શકે છે. ૪

अथ यत्सम्प्रति मध्यंदिने स उद्‌गीथस्तदस्य देवा अन्वायत्तास्तस्मात्ते सत्तमाः प्राजापत्यानामुद्‌गीथभाजिनो ह्येतस्य साम्नः ॥५

अथ यदूर्ध्वं मध्यंदिनात्प्रागपराह्णात्स प्रतिहारस्तदस्य गर्भा अन्वायत्तास्तस्मात्ते प्रतिहृता नावपद्यन्ते प्रतिहारभाजिनो ह्येतस्य साम्नः ॥ ६ ॥

अथ यदूर्ध्वमपराह्णात्प्रागस्तमयात्स उपद्रवस्तदस्याऽऽरण्या अन्वायत्तास्तस्मात्ते पुरुषं दृष्ट्वा कक्षꣳ श्वभ्रमित्युपद्रवन्त्युपद्रवभाजिनो ह्येतस्य साम्नः ॥ ७ ॥

अथ यत्प्रथमास्तमिते तन्निधनं तदस्य पितरोऽन्वायत्तास्तस्मात्तान्निदधति निधनभाजिनो ह्येतस्य साम्न एवं खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपास्ते ॥ ८ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

अथ खल्वात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपासीत हिङ्कार इति त्र्यक्षरं प्रस्ताव इति त्र्यक्षरं तत्समम् ॥ १ ॥

आदिरिति द्व्यक्षरं प्रतिहार इति चतुरक्षरं तत इहैकं तत्समम् ॥ २ ॥

उद्‌गीथ इति त्र्यक्षरमुपद्रव इति चतुरक्षरं त्रिभिस्त्रिभिः समं भवत्यक्षरमतिशिष्यते त्र्यक्षरं तत्समम् ॥ ३ ॥

સૂર્યનું બપોરનું તેજ એ ઉદ્‌ગીથ છે. એનાથી દેવોને ઘણો લાભ થાય છે. તેઓ એ સામને પૂજે છે. એથી જ એ દેવો પ્રજાપતિના પુત્રોમાં સૌથી શ્રેષ્ઠ છે. ૫

બપોર પછીનું અને પાછલા પહોરની પહેલાંનું સૂર્યનું જે તેજ છે, એ પ્રતિહાર છે; તેથી ગર્ભોને ઘણો લાભ થાય છે. તેઓ એ સામને સેવે છે, એથી જ એ ઉપર રહ્યા છતાં બહાર નીકળી પડતા નથી. ૬

પાછલા દિવસ પછી આથમતાં અગાઉનું સૂર્યનું જે તેજ છે, તે ઉપદ્રવ છે. એથી જંગલનાં પશુઓને ઘણો લાભ થાય છે. તેઓ સામનાં આ ઉપદ્રવ (નામના) અંગને સેવે છે; તેથી જ તેઓ માણસને દેખતાંવેંત જંગલમાં અથવા ગુફામાં (ઉપદ્રવ કરે છે; એટલે કે) ભાગી જાય છે. ૭

આથમતા સૂર્યનું જે તેજ છે એ નિધન છે. એનાથી પિતૃઓને ઘણો લાભ થાય છે. તેઓ સામના એ તેજને પૂજે છે, તેથી તેમને દર્ભ ઉપર મૂકવામાં આવે છે.

આવી રીતે સાત જાતના આ સૂર્યના તેજને+ સાત જાતના સામ સમજીને જે પૂજે છે, તેને તે તે લાભ મળે છે. ૮

## દશમો ખંડ

હવે આત્મા જેવા અને મરણને ટાળનાર સાત જાતના સામની પૂજા કરવી.

હિંકાર એ ત્રણ અક્ષરનું નામ છે, અને પ્રસ્તાવ એ પણ ત્રણ અક્ષરનું નામ છે; એથી એ બન્ને સરખાં છે. ૧

'આદિ' એ બે અક્ષરનું નામ છે; અને પ્રતિહાર એ ચાર અક્ષરનું નામ છે. આમાંથી એક અક્ષર લઇને પેલા 'આદિ'માં ઉમેરીએ તો બન્ને સરખાં થાય છે. ૨

'ઉદ્‌ગીથ' ત્રણ અક્ષરનું નામ છે, અને 'ઉપદ્રવ' ચાર અક્ષરનું નામ છે. એ બન્ને ત્રણ ત્રણ અક્ષરોથી સરખાં છે. એકમાં એક અક્ષર વધે છે, તે પણ ત્રણ અક્ષરનો સમાન જ છે. ૩

+ આ ખંડમાં 'તેજ' શબ્દ 'રૂપ'ને બદલે મૂકયો છે.

निधनमिति त्र्यक्षरं तत्सममेव भवति तानि ह वा एतानि द्वावि॑ꣳशतिरक्षराणि ॥ ४ ॥

एकवि॑ꣳशत्यादित्यमाप्नोत्येकवि॑ꣳशो वा इतोऽसावादित्यो द्वावि॑ꣳशेन परमादित्याज्जयति तन्नाकं तद्विशोकम् ॥ ५ ॥

आप्नोति हाऽऽदित्यस्य जयं परो हास्याऽऽदित्यजयाज्जयो भवति य एतदेवं विद्वानात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपास्ते सामोपास्ते ॥ ६ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

मनो हिंकारो वाक्प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारः प्राणो निधनमेतद्गायत्रं प्राणेषु प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्गायत्रं प्राणेषु प्रोतं वेद प्राणीभवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या महामनाः स्यात्तद्व्रतम् ॥ २ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

## द्वादश खण्ड

अभिमन्थति स हिंकारो धूमो जायते स प्रस्तावो ज्वलति स उद्गीथोऽङ्गारा भवन्ति स प्रतिहार उपशाम्यति तन्निधनꣳसꣳ शाम्यति तन्निधनमेतद्रथन्तरमग्नौ प्रोतम् ॥ १ ॥

'નિધન' ત્રણ અક્ષરનું નામ છે. સામના આ સાત ભાગના બધા મળીને બાવીશ અક્ષરો છે. ૪

એકવીસ અક્ષરોની સંખ્યાથી સૂર્યલોક મળે છે.+ બાર માસ, પાંચ ઋતુ અને ત્રણ લોક મળીને વીસ થાય. તેનાથી સૂર્ય પેલી બાજુ છે—એથી જ એકવીસમો છે. બાવીસમા અક્ષરથી સૂર્યની પેલે પાર જવાય છે. એ સત્યલોક છે. તે સુખમય અને શોકરહિત છે. ૫

એકવીસમા અક્ષરથી સૂર્યને પામે છે. જે આને આમ સમજીને, આત્મા જેવા અને મરણને ટાળનાર સાત જાતના સામને પૂજે છે, તે બાવીસમા અક્ષરની સંખ્યાથી જાણીતા અને સૂર્યથી પેલે પાર રહેલા શોક વિનાના સત્યલોકને પામે છે. ૬

## અગિયારમો ખંડ

મન હિંકાર છે, વાણી પ્રસ્તાવ છે, આંખ ઉદ્‌ગીથ છે, કાન પ્રતિહાર છે અને પ્રાણ નિધન છે. આ ગાયત્ર ( સામ ) પ્રાણોમાં એકમેક થઈને રહ્યો છે. ૧

જે આવી રીતે પ્રાણોમાં રહેલા આ ગાયત્ર ( સામ )ને ઉપાસે છે, તેની ઇન્દ્રિયો સતેજ થાય છે અને એ સો વર્ષનું આયુષ ભોગવે છે. એનું જીવન ઊજળું બને છે. તેને બાળ-બચ્ચાં, ગાયો અને ધન વગેરે મળે છે. એ કીર્તિ વડે મોટો થાય છે. જે ગાયત્ર ( સામ )ની પૂજા કરે છે, તેણે મોટું મન રાખવું જોઈએ. આમાં આ વ્રત છે. ૨

## બારમો ખંડ

યજ્ઞમાં અગ્નિ પેદા કરવા માટે બે લાકડાં એકબીજા સાથે ઘસે છે, તે હિંકાર છે. એમાંથી જે ધુમાડો થાય છે. તે પ્રસ્તાવ છે. જે બળતું થાય છે એ ઉદ્‌ગીથ છે. જે અંગારા થાય છે, એ પ્રતિહાર છે. અને અગ્નિ ઓલવાવા લાગે એ નિધન છે; તેમ જ સાવ ઓલવાઈ જાય એ પણ નિધન છે. આ રથંતર

+ કારણ કે અહીંથી સૂર્યલોક એકવીસમો છે, એવી કલ્પના છે.

स य एवमेतद्रथन्तरमग्नौ प्रोतं वेद ब्रह्मवर्चस्व्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या न प्रत्यङ्ङग्निमाचामेन्न निष्ठीवेत्तद्व्रतम् ॥ २ ॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

उपमन्त्रयते स हिंकारो ज्ञपयते स प्रस्तावः स्त्रिया सह शेते स उद्गीथः प्रति स्त्रीं सह शेते स प्रतिहारः कालं गच्छति तन्निधनं पारं गच्छति तन्निधनमेतद्वामदेव्यं मिथुने प्रोतम् ॥ १ ॥ स य एवमेतद्वामदेव्यं मिथुने प्रोतं वेद मिथुनीभवति मिथुनान्मिथुनात्प्रजायते सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या न कांचन परिहरेत्तद्व्रतम् ॥ २ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

## चतुर्दश खण्ड

उद्यन्हिङ्कार उदितः प्रस्तावो मध्यंदिन उद्गीथोऽपराह्णः प्रतिहारोऽस्तं यन्निधनमेतद्बृहदादित्ये प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्बृहदादित्ये प्रोतं वेद तेजस्व्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या तपन्तं न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

નામનું સામ યજ્ઞમાં અગ્નિ સળગાવતી વખતે ગવાય છે, તેથી આ અગ્નિનું સામ છે. ૧

જે આ અગ્નિના રથંતર સામને અગ્નિમાં રહેલું સમજે,

તે બ્રહ્મતેજવાળો થાય છે. તે અન્ન ખાનારો થાય છે અને પૂર્ણ આયુષ ભોગવે છે. તેનું જીવન ઊજળું થાય છે. તેને ઘેર બાળબચ્ચાં થાય છે અને એને ગાયો વગેરે મળે છે. કીર્તિ વડે તે મોટો થાય છે. જે આ સામની પૂજા કરે છે, તેણે અગ્નિની સામે કાંઈ ખાવુંપીવું નહિ અને નાક પણ ખંખેરવું નહિ તથા થૂંકવું પણ નહિ. આમાં આ વ્રત છે. ૨

## તેરમો ખંડ

પાસે બોલાવે છે, એ હિંકાર છે. સમજાવે છે, એ પ્રસ્તાવ છે. સ્ત્રીની સાથે સૂએ છે, એ ઉદ્‌ગીથ છે. સ્ત્રી તરફ વળીને સૂએ છે, એ પ્રતિહાર છે. મૈથુન કરે છે અને મૈથુન પૂરું કરે છે. એ બન્ને નિધન છે. આ વામદેવઋષિનું સામ મિથુન (જોડાં) વિષે છે.૧

જે વામદેવના આ સામને સમજે છે, એ સજોડે થાય છે અને બાળબચ્ચાંવાળો થાય છે. એ પૂરું આયુષ્ય ભોગવે છે. એનું જીવન ઊજળું બને છે. એને પ્રજા અને પશુઓ મળે છે. કીર્તિ વડે એ મોટો થાય છે. પોતાને પરણેલી કોઈ પણ સ્ત્રીને તજવી નહિ, આવું આમાં વ્રત છે. ૨

## ચૌદમો ખંડ

ઊગતો સૂર્ય હિંકાર છે, ઊગેલો સૂર્ય પ્રસ્તાવ છે. બપોરનો સૂર્ય ઉદ્‌ગીથ છે. બપોર પછીનો સૂર્ય પ્રતિહાર છે અને જે આથમી જાય છે, તે નિધન છે. આ બૃહત્ નામનું સામ સૂર્યનું છે. ૧

એ રીતે જે સૂર્યના આ બૃહત્ સામને પૂજે છે, તે તેજસ્વી થાય છે. તે અન્ન ખાનારો થાય છે. તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે. તે ઊજળું જીવન જીવે છે. તેને બાળબચ્ચાં, ગાયો અને પશુઓ મળે છે. તે કીર્તિ વડે મોટો થાય છે. જે આ પૂજા કરે છે, તેણે તપતા સૂર્યને નિંદવો નહિ. આમાં આવું વ્રત છે. ૨

### पञ्चदश खण्ड

अभ्राणि सम्प्लवन्ते स हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहार उद्गृह्णाति तन्निधनमेतद्वैरूपं पर्जन्ये प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्वैरूपं पर्जन्ये प्रोतं वेद विरूपाꣳश्च सुरूपाꣳश्च पशूनवरुन्धे सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या वर्षन्तं न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

### षोडश खण्ड

वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनमेतद्वैराजमृतुषु प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्वैराजमृतुषु प्रोतं वेद विराजति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्यर्तून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

### सप्तदश खण्ड

पृथिवी हिङ्कारोऽन्तरिक्षं प्रस्तावो द्यौरुद्गीथो दिशः प्रतिहारः समुद्रो निधनमेताः शक्वर्यो लोकेषु प्रोताः ॥ १ ॥

स य एवमेताः शक्वर्यो लोकेषु प्रोता वेद लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या लोकान्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

इति सप्तदशः खण्डः ॥ १७ ॥

## પંદરમો ખંડ

વાદળીઓ દોડે છે તે હિંકાર છે. મોટાં વાદળાં જન્મે છે તે પ્રસ્તાવ છે. વરસે છે તે ઉદ્‌ગીથ છે. વીજળી થાય અને ગાજે એ પ્રતિહાર છે. અને વરસાદ બંધ થાય તે નિધન છે. આ વૈરૂપ નામનું સામ વરસાદ વિષે રહેલ છે. ૧

જે આવી રીતે વરસાદના આ વૈરૂપ સામને પૂજે છે, તેને કદરૂપાં (ઊંટ જેવાં) અને રૂપાળાં (ઘોડા જેવાં) પશુઓ મળે છે. એ પૂર્ણ આયુષ્ય ભોગવે છે. તે ઊજળું જીવે છે. તેને બાળબચ્ચાં, ગાયો અને પશુઓ મળે છે. તે કીર્તિ વડે મોટો થાય છે. આ પૂજા કરનારે વરસતા વરસાદને નિંદવો નહિ. આમાં આવું વ્રત છે. ૨

## સોળમો ખંડ

વસંત હિંકાર છે, ગ્રીષ્મ પ્રસ્તાવ છે, વર્ષા ઉદ્‌ગીથ છે. શરદ પ્રતિહાર છે અને હેમંત નિધન છે. આ વૈરાજ નામનું સામ ઋતુઓમાં રહેલ છે. ૧

જે આ રીતે ઋતુઓના વૈરાજ સામને પૂજે છે, તેને બાળબચ્ચાં અને પશુઓ મળે છે. એ આખું આયુષ્ય ભોગવે છે. એ ઊજળું જીવન જીવે છે. તે કીર્તિવડે મોટો થાય છે. આ પૂજા કરનારે કોઈ પણ ઋતુની નિંદા ન કરવી. આમાં આવું વ્રત છે.

## સત્તરમો ખંડ

પૃથ્વી હિંકાર છે, આકાશ પ્રસ્તાવ છે, સ્વર્ગ ઉદ્‌ગીથ છે, દિશાઓ પ્રતિહાર છે અને દરિયો નિધન છે. આ શક્વરી નામનું સામ લોકોમાં રહેલ છે. ૧

આ સામને આમ સમજીને જે પૂજે છે, તેને સારા લોક મળે છે. તે આખું આયુષ્ય ભોગવે છે. તે ઊજળું જીવન જીવે છે. તેને બાળબચ્ચાં અને પશુઓ મળે છે. તે કીર્તિ વડે મોટો

## अष्टादश खण्ड

अजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनमेता रेवत्यः पशुषु प्रोताः ॥ १ ॥

स य एवमेता रेवत्यः पशुषु प्रोता वेद पशुमान्भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या पशून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

इत्यष्टादशः खण्डः ॥ १८ ॥

## एकोनविंश खण्ड

लोम हिङ्कारस्त्वक्प्रस्तावो मांसमुद्गीथोऽस्थि प्रतिहारो मज्जा निधनमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतं वेदाङ्गीभवति नाङ्गेन विहूर्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या संवत्सरं मज्ज्ञो नाश्नीयात्तद्व्रतं मज्ज्ञो नाश्नीयादिति वा ॥

इत्येकोनविंशः खण्डः ॥ १९ ॥

## विंश खण्ड

अग्निर्हिङ्कारो वायुः प्रस्ताव आदित्य उद्गीथो नक्षत्राणि प्रतिहारश्चन्द्रमा निधनमेतद्राजनं देवतासु प्रोतम् ॥ १ ॥

થાય છે. આ પૂજા કરનારે કોઈની ય નિંદા ન કરવી. આમાં આવું વ્રત છે. ૨

## અઢારમો ખંડ

બકરાં હિંકાર છે, ઘેટાં પ્રસ્તાવ છે, ગાયો ઉદ્‌ગીથ છે, ઘોડાં પ્રતિહાર છે અને માણસો નિધન છે. આ રેવતી નામનું સામ પશુઓમાં રહેલ છે. ૧

પશુઓના આ સામને જે આમ સમજીને પૂજે છે, તેને પશુઓ મળે છે. એ આખું આયુષ ભોગવે છે. તે ઊજળું જીવન જીવે છે. તેને બાળબચ્ચાં અને પશુઓ મળે છે. તે કીર્તિ વડે મોટો થાય છે. આ પૂજા કરનારે પશુઓની નિંદા ન કરવી. આમાં આવું વ્રત છે. ૨

## ઓગણીસમો ખંડ

રૂંવાડાં હિંકાર છે, ચામડી પ્રસ્તાવ છે, માંસ ઉદ્‌ગીથ છે, હાડકાં પ્રતિહાર છે અને મજ્જા નિધન છે. આ યજ્ઞાયજ્ઞીય નામનું સામ શરીરના ભાગો વિષે રહેલ છે. ૧

શરીરના ભાગોનું આ સામ જે પૂજે છે, તે અંગોવાળો બને છે અને શરીરનો કોઈ પણ ભાગ ભાંગતોતૂટતો નથી. એ પૂરું આયુષ ભોગવે છે. તે ઊજળું જીવન જીવે છે. તેને બાળબચ્ચાં અને ગાયો વગેરે પશુઓ મળે છે. તે કીર્તિ વડે મોટો થાય છે.

જે આ સામની પૂજા કરે, તેણે માંસ ખાવું નહિ; અથવા ઓછામાં ઓછું એક વર્ષ સુધી માંસ ખાવું નહિ. આમાં આ વ્રત છે. ૨

## વીસમો ખંડ

અગ્નિ હિંકાર છે. વાયુ પ્રસ્તાવ છે, સૂર્ય ઉદ્‌ગીથ છે, નક્ષત્રો પ્રતિહાર છે અને ચન્દ્ર નિધન છે. આ રાજન્ નામનું સામ દેવતાઓમાં રહેલ છે. ૧

स य एवमेतद्राजनं देवतासु प्रोतं वेदैतासामेव देवतानाꣳ सलोकताꣳ सार्ष्टिताꣳ सायुज्यं गच्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या ब्राह्मणान्न निन्देत्तद्व्रतम् ॥२॥

इति विंशः खण्डः ॥ २० ॥

## एकविंश खण्ड

त्रयी विद्या हिङ्कारस्त्रय इमे लोकाः स प्रस्तावोऽग्निर्वायुरादित्यः स उद्गीथो नक्षत्राणि वयाꣳसि मरीचयः स प्रतिहारः सर्पा गन्धर्वाः पितरस्तन्निधनमेतत्साम सर्वस्मिन्प्रोतम् ॥ १ ॥

स य एवमेतत्साम सर्वस्मिन्प्रोतं वेद सर्वꣳ ह भवति ॥ २ ॥

तदेष श्लोको यानि पञ्चधा त्रीणि तेभ्यो न ज्यायः परमन्यदस्ति ॥

यस्तद्वेद स वेद सर्वꣳ सर्वा दिशो बलिमस्मै हरन्ति सर्वमस्मीत्युपासीत तद्व्रतं तद्व्रतम् ॥ ४ ॥

इत्येकविंशः खण्डः ॥ २१ ॥

## द्वाविंश खण्ड

विनर्दि साम्नो वृणे पशव्यमित्यग्नेरुद्गीथोऽनिरुक्तः प्रजापतेर्निरुक्तः सोमस्य मृदु श्लक्ष्णं वायोः श्लक्ष्णं बलवदिन्द्रस्य क्रौञ्चं बृहस्पतेरपध्वान्तं वरुणस्य तान्सर्वानेवोपसेवेत वारुणं त्वेव वर्जयेत् ॥ १ ॥

જે આવી રીતે દેવતાઓના આ સામને પૂજે છે, તે છેવટે દેવલોકમાં જાય છે અને દેવ જેવા ઐશ્વર્યને પામે છે. એને દેવ જેવું રૂપ મળે છે, એ પૂર્ણ આયુષ ભોગવે છે. એ ઊજળું જીવન જીવે છે. તેને બાળબચ્ચાં અને ગાયો વગેરે પશુઓ મળે છે, તે કીર્તિ વડે મોટો થાય છે.

જે આ પૂજા કરે છે, તેણે બ્રાહ્મણોની નિંદા કરવી નહિ. આમાં આ વ્રત છે. ૨

## એકવીસમો ખંડ

ત્રયી–વેદવિદ્યા હિંકાર છે. પૃથ્વી, અન્તરિક્ષ અને સ્વર્ગ એ ત્રણ લોક પ્રસ્તાવ છે. અગ્નિ, વાયુ અને સૂર્ય એ ત્રણ દેવ ઉદ્‌ગીથ છે. નક્ષત્રો, પંખી અને કિરણો એ પ્રતિહાર છે. સાપ, ગંધર્વો અને પિતૃઓ એ નિધન છે. આ સામ દરેકમાં રહેલ છે. ૧

જે દરેકમાં રહેલા આ સામને આવી રીતે સમજે છે, તે સર્વસ્વરૂપ થાય છે. ૨

એને માટે આવો મંત્ર છે: 'જે (હિંકાર વગેરે ભાગ પ્રમાણે) પાંચ રીતે (કહેલાં–ત્રણ વેદ વગેરે) ત્રણ ત્રણ છે, તેનાથી મોટી બીજી એક પણ વસ્તુ નથી. ૩

જે આ સમજે છે, તે બધું સમજે છે. એને દિશાઓ ભોગો આપે છે. 'હું પોતે જ બધું છું' એવી ભાવના કરવી એવું આ વ્રત છે. ૪

## બાવીસમો ખંડ

(આ આખો ખંડ મંત્રોના ઉચ્ચારની શુદ્ધતા માટે છે.)

ઊંડા ઘેરા અવાજવાળું સામમંત્રોનું ગાન મને ગમે છે. એનાથી પશુઓનું ભલું થાય છે, એમ અગ્નિના ઉદ્‌ગીથમાં કહ્યું છે. અસ્પષ્ટ અવાજે બોલાતું સામગાન પ્રજાપતિ દેવતાનું છે. સ્પષ્ટ અવાજવાળું સામગાન સોમ દેવતાનું છે. કોમળ અને મીઠું સામગાન વાયુ દેવતાનું છે. મીઠું અને જોરદાર સામગાન ઇંદ્ર દેવતાનું છે. ઊંચા અવાજવાળું સામગાન બૃહસ્પતિ દેવતાનું છે. ખોખરા અવાજવાળું સામગાન વરુણ દેવતાનું છે. બધાં સામગાન ગ્રહણ કરવાં. માત્ર વરુણ દેવતાનું (ખોખરું) સામગાન જરૂર છોડી દેવું. ૧

अमृतत्वं देवेभ्य आगायानीत्यागायेत्स्वधां पितृभ्य आशां मनुष्येभ्यस्तृणोदकं पशुभ्यः स्वर्गं लोकं यजमानायान्नमात्म-आगायानीत्येतानि मनसा ध्यायन्नप्रमत्तः स्तुवीत ॥ २ ॥

सर्वे स्वरा इन्द्रस्यात्मानः सर्व ऊष्माणः प्रजापतेरात्मानः सर्वे स्पर्शा मृत्योरात्मानस्तं यदि स्वरेषूपालभेतेन्द्रꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति वक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ३ ॥

अथ यद्येनमूष्मसूपालभेत प्रजापतिꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति पेक्ष्यतीत्येनं ब्रूयादथ यद्येनꣳ स्पर्शेषूपालभेत मृत्युꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति धक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ४ ॥

सर्वे स्वरा घोषवन्तो बलवन्तो वक्तव्या इन्द्रे बलं ददानीति सर्व ऊष्माणोऽग्रस्ता अनिरस्ता विवृतां वक्तव्याः प्रजापतेरात्मानं परिददानीति सर्वे स्पर्शा लेशेनानभिनिहिता वक्तव्या मृत्योरात्मानं परिहराणीति ॥ ५ ॥

इति द्वाविंशः खण्डः ॥ २२ ॥

## त्रयोविंश खण्ड

त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुले-ऽवसादयन्सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसꣳस्थोऽमृतत्वमेति ॥१॥

'હું દેવતાઓ માટે અમરપણું મેળવું' એવો વિચાર કરીને યજ્ઞમાં સ્તુતિ કરનારે પહેલાં વેદગાન કરવું.

પિતૃઓ માટે સ્વધા, મનુષ્યો માટે જરૂરી ચીજો, પશુઓ માટે ખડ અને પાણી, યજ્ઞ કરાવનાર માટે સ્વર્ગ અને મારે માટે અન્ન મેળવું—એમ ધ્યાન કરીને ભૂલચૂક વિના સ્તુતિ કરવી. ૨

બધા સ્વરો ઇંદ્રનાં અંગો છે. શ–ષ–સ અને હ એ અક્ષરો પ્રજાપતિનાં અંગો છે. ક થી મ સુધીના ૨૫ અક્ષરો મૃત્યુનાં અંગો છે.

યજ્ઞમાં સ્તુતિ કરનારને જો સ્વરોની ભૂલચૂકને કારણે કોઈ ઠપકો આપે તો તેને એ કહે, કે 'હું તો ઇંદ્રને શરણે રહ્યો છું; માટે તમને આનો જવાબ ઇંદ્ર જ આપશે.'૩

પછી શ–ષ–સ અને હ અક્ષરો બોલવામાં ભૂલ થવાને લીધે જો કોઈ ઠપકો આપે તો તેણે તેને કહેવું, કે 'હું પ્રજાપતિને શરણે છું. એ દેવ તમને શિક્ષા કરશે.'

ક થી મ સુધીના અક્ષરો બોલવામાં ભૂલ થવાને લીધે જો કોઈ ઠપકો આપે તો તેણે તેને કહેવું, કે 'હું મૃત્યુને શરણે છું. એ દેવ તમને બાળી નાખશે.' ૪

મંત્રના સ્વરો બોલતી વખતે એવો વિચાર કરવો, કે 'હું ઇંદ્રને બળ આપું છું' એમ વિચાર કરીને બધા સ્વરો ગંભીર અવાજે તથા જોરથી બોલવા.

શ–ષ–સ અને હ બોલતાં, હું મારો આત્મા પ્રજાપતિને સોંપી દઉં' એમ વિચાર કરીને એ અક્ષરોને ગળામાં જ નહિ રહેલા, જેમતેમ નહિ ફેંકેલા ખુલ્લા બોલવા.

અને ક થી મ સુધીના અક્ષરો ધીમેથી જુદાજુદા બોલવા અને બોલતાં એવો વિચાર કરવો, કે 'મૃત્યુથી હું પોતાને છોડાવી લઉં.' ૫

## તેવીસમો ખંડ

ધર્મના ત્રણ વિભાગો છે:

યજ્ઞ કરવા, વેદ ભણવા અને દાન દેવું, એ પ્રથમ વિભાગ છે.

તપ (ચાંદ્રાયણ વગેરે વ્રત) કરવું, એ બીજો વિભાગ છે.

અને મરણ સુધી બ્રહ્મચારી રહીને ગુરુને ત્યાં વિદ્યા ભણવા

प्रजापतिर्लोकानभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयी विद्या सम्प्रास्रवत्तामभ्यतपत्तस्या अभितप्ताया एतान्यक्षराणि सम्प्रास्रवन्त भूर्भुवः स्वरिति ॥ २ ॥

तान्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्य ॐकारः सम्प्रास्रवत्तद्यथा शङ्कुना सर्वाणि पर्णानि संतृण्णान्येवमोङ्कारेण सर्वा वाक् संतृण्णोङ्कार एवेदꣳ सर्वमोङ्कार एवेदꣳ सर्वम् ॥ ३ ॥

इति त्रयोविंशः खण्डः ॥ २३ ॥

## चतुर्विंश खण्ड

ब्रह्मवादिनो वदन्ति यद्वसूनां प्रातःसवनꣳ रुद्राणां माध्यंदिनꣳ सवनमादित्यानां च विश्वेषां च देवानां तृतीयसवनम् ॥ १ ॥

क्व तर्हि यजमानस्य लोक इति स यस्तं न विद्यात्कथं कुर्यादथ विद्वान्कुर्यात् ॥ २ ॥

पुरा प्रातरनुवाकस्योपाकरणाज्जघनेन गार्हपत्यस्योदङ्मुख उपविश्य स वासवꣳ सामाभिगायति ॥ ३ ॥

लो३कद्वारमपावा३र्णू३३ पश्येम त्वा वयꣳ रा३३३३३ हु३म् आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ ४ ॥

अथ जुहोति नमोऽग्नये पृथिवीक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एताऽस्मि ॥ ५ ॥

માટે રહેવું એ ત્રીજો વિભાગ છે.

આ ત્રણેયને પાળનારા પવિત્ર લોકને પામે છે અને બ્રહ્મમાં સ્થિર બનેલો અમરપણાને પામે છે. ૧

પ્રજાપતિએ લોકોનો સાર જાણવા માટે તપ કર્યું. એ તપથી એમને વેદવિદ્યા મળી. તેનો સાર જાણવા માટે તેમણે ફરીથી તપ કર્યું ત્યારે વેદવિદ્યામાંથી **भूः**, **भुवः** અને **स्वः** એ ત્રણ અક્ષરો નીકળ્યા. ૨

એ ત્રણ અક્ષરોનો સાર જાણવા માટે તેમણે ફરીથી તપ કર્યું, ત્યારે એ અક્ષરોમાંથી ૐ એવો સાર નીકળ્યો. આથી જ જેમ બધાં પાંદડાં ડાળીને આધારે વળગી રહે છે, એમ બધી વાણી ૐકારને આધારે રહેલી છે. આ બધું ૐ જ છે. ૩

## ચોવીસમો ખંડ

બ્રહ્મવાદીઓ કહે છે: આપણે યજ્ઞમાં સવારે જે હોમ કરીએ છીએ, એ વસુઓ માટે છે; બપોરે જે હોમ કરીએ છીએ, તે રુદ્રો માટે છે; અને સાંજે જે હોમ કરીએ છીએ, તે આદિત્યો અને વિશ્વદેવા નામના દેવતાઓ માટે છે. ૧

ત્યારે યજ્ઞ કરનારનો લોક કયાં છે, એ વિચારવાનું છે; કારણ કે જે આ ન સમજે, તે યજ્ઞ કેવી રીતે કરે ? કારણ કે જે જાણે તે યજ્ઞ કરે. ૨

સવારે ઋચાઓના સમૂહનું ગાન કરતાં પહેલાં યજ્ઞ કરનાર ગાર્હપત્ય નામના અગ્નિની પાછળ બેસી ઉત્તર દિશામાં મોઢું રાખીને વસુદેવતાનું સામ ગાય છે, કે 'હે અગ્નિદેવ ! અમને રાજ્ય મળે એટલા માટે અને અમે તમારાં દર્શન કરીએ તે માટે પૃથ્વી એ લોકનો દરવાજો ઉઘાડો.' ૪

પછી યજ્ઞ કરનાર આ મંત્રથી હોમ કરે છે:–

'પૃથ્વીલોકમાં રહેનાર અને લોકોમાં વસનાર અગ્નિદેવને નમસ્કાર. તમે મને યજમાનને લોક મેળવી આપજો. હું છેવટે યજ્ઞ કરનારને મળતા લોકમાં જનારો છું. ૫

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वो-
त्तिष्ठति तस्मै वसवः प्रातःसवनꣳ संप्रयच्छन्ति ॥ ६ ॥

पुरा माध्यंदिनस्य सवनस्योपाकरणाज्जघनेनाग्नीध्रीयस्योदङ्मुख
उपविश्य स रौद्रꣳसामाभिगायति ॥ ७ ॥

लो३कद्वारमपावा३र्णू३३ पश्येम त्वा वयं वैरा३३३३३ हु३म्
आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ ८ ॥

अथ जुहोति नमो वायवेऽन्तरिक्षक्षिते लोकक्षिते लोकं मे
यजमानाय विन्दैष वै यजमानस्य लोक एताऽस्मि ॥ ९ ॥

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वो-
त्तिष्ठति तस्मै रुद्रा माध्यंदिनꣳ सवनꣳ संप्रयच्छन्ति ॥ १० ॥

पुरा तृतीयसवनस्योपाकरणाज्जघनेनाहवनीयस्योदङ्मुख उप-
विश्य स आदित्यꣳ स वैश्वदेवꣳसामाभिगायति ॥ ११ ॥

लो३कद्वारमपावा३र्णू ३३ पश्येम त्वा वयꣳ स्वारा३३३३३
हु३म् आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ १२ ॥

आदित्यमथ वैश्वदेवं, लो३कद्वारमपावा३र्णू३३पश्येम त्वा वयꣳ
साम्रा३३३३३ हु३म् आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥१३॥

अथ जुहोति नम आदित्येभ्यश्च विश्वेभ्यश्च देवेभ्यो दिविक्षि-
द्भ्यो लोकक्षिद्भ्यो लोकं मे यजमानाय विन्दत ॥ १४ ॥

હું મરણ પછી એ લોકમાં જનારો છું. સ્વાહા! પૃથ્વી-
લોકના દરવાજાની ભોગળ દૂર કરો.' આ મંત્ર બોલીને તે
ઊભો થાય છે. વસુ દેવતાઓ તેને એ પ્રાત:કાળના હોમનું
ફળ આપે છે. ૬

બપોરનો હોમ કરતાં પહેલાં યજ્ઞ કરનાર આગ્નિધ્ર નામના અગ્નિની પાછળ ઉત્તર દિશા તરફ મોઢું રાખીને રુદ્ર દેવતાનું સામ ગાય છે, કેઃ–

'હે અગ્નિદેવ ! અમે અંતરિક્ષલોકમાં આવી શકીએ એટલા માટે તેનાં દ્વાર ઉઘાડો. અમે તમારાં દર્શન કરીએ.' ૮

પછી યજ્ઞ કરનાર આ મંત્રથી હોમ કરે છેઃ–

'અંતરિક્ષલોકમાં રહેનારા અને લોકોમાં વસનારા વાયુદેવને નમસ્કાર! મને તમારો લોક મેળવી આપો. હું મરણ પછી યજ્ઞ કરનારને મળતા એ લોકમાં જનારો છું. ૯

હું મરણ પછી એ લોકમાં જનારો છું. સ્વાહા ! અંતરિક્ષલોકના દરવાજાની ભોગળ ઉઘાડજો.' આ મંત્ર બોલીને એ ઊઠે છે. રુદ્રો તેને બપોરના હોમનું ફળ આપે છે. ૧૦

ત્રીજો હોમ કરતાં પહેલાં યજ્ઞ કરનાર આહવનીય નામના અગ્નિની પાછળ ઉત્તર દિશા તરફ મોઢું રાખીને આદિત્ય દેવતા-નું અને વિશ્વેદેવા દેવતાનું સામ ગાય છેઃ—

'હે અગ્નિદેવ ! હું સ્વર્ગલોકમાં આવી શકું એટલા માટે એ લોકનો દરવાજો ઉઘાડો. એ દરવાજાથી અમે સ્વર્ગલોકના રાજ્ય માટે તમારાં દર્શન કરીએ.' ૧૨

આમ આદિત્ય દેવતાનું સામ ગાયા પછી તે વિશ્વદેવાનું સામ ગાય છેઃ—

'હે અગ્નિદેવ ! હું સ્વર્ગલોકમાં આવી શકું એટલા માટે તમે દરવાજો ઉઘાડો. એ દરવાજેથી અમે સ્વર્ગલોકના સામ્રાજ્ય માટે તમારાં દર્શન કરીએ.' ૧૩

પછી તે આ મંત્રથી હોમ કરે છેઃ—

'સ્વર્ગલોકમાં રહેતા અને લોકોમાં વસતા આદિત્યોને તથા વિશ્વેદેવોને નમસ્કાર ! મને યજમાનને લોક મેળવી આપો.

एष वै यजमानस्य लोक एताऽस्म्यत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपहत परिघमित्युक्त्वोत्तिष्ठति ॥ १५ ॥

तस्मा आदित्याश्च विश्वे च देवास्तृतीयसवनꣳ संऽ[redacted]ेष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥

इति चतुर्विंशः खण्डः ॥ २४ ॥

इति श्रीछान्दोग्योपनिषदि द्वितीयोऽध्यायः समाप्तः ॥ २ ॥

## तृतीय अध्याय

### प्रथम खण्ड

ॐ असौ वा आदित्यो देवमधु तस्य द्यौरेव तिरश्चीनवꣳ शोऽन्तरिक्षमपूपो मरीचयः पुत्राः ॥ १ ॥

तस्य ये प्राञ्चो रश्मयस्ता एवास्य प्राच्यो मधुनाड्यः । ऋच एव मधुकृत ऋग्वेद एव पुष्पं ता अमृता आपस्ता वा एता ऋचः ॥२॥

एतमृग्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ ३ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य रोहितꣳ रूपम् ॥ ४ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

### द्वितीय खण्ड

अथ येऽस्य दक्षिणा रश्मयस्ता एवास्य दक्षिणा मधुनाड्यो यजूꣳष्येव मधुकृतो यजुर्वेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

આ સ્વર્ગલોક યજ્ઞ કરનારનો લોક છે. હું મરણ પછી એ લોકમાં જવાનો છું. સ્વાહા! સ્વર્ગના દરવાજાની ભોગળ

દૂર કરજો.' આ મંત્ર બોલીને યજ્ઞ કરનાર ઊભો થાય છે. ૧૫
તેને આદિત્યો અને વિશ્વેદેવો ત્રીજા હોમનું ફળ આપે છે.
જે આ બધું સમજે છે, એ જ યજ્ઞનાં અંગોને સમજે છે.

## ત્રીજો અધ્યાય

### પહેલો ખંડ

સૂર્ય એ દેવોનું મધ છે. દ્યુલોક એ તેનો આધાર ત્રાંસો વાંસ છે. અંતરિક્ષ એ મધપૂડો છે.

સૂર્યનાં પોતાનાં કિરણો (જે પાણી ખેંચે છે,) એ જાણે મધમાખીઓનાં બચ્ચાં છે. ૧

સૂર્યનાં જે ઊગમણી બાજુનાં કિરણો છે, તે જ એ મધપૂડાનાં ઊગમણી બાજુનાં છિદ્રો છે. ઋગ્વેદના મંત્રો જ એ મધમાખીઓ છે. ઋગ્વેદમાં બતાવેલી યજ્ઞની ક્રિયાઓ એ ફૂલ છે. યજ્ઞમાં વપરાતું સોમ (વગેરે વનસ્પતિ)નું જે પાણી એ જ અમૃત છે. એમાંથી જ આ મધમાખીઓ (ઋગ્વેદના મંત્રો) રસ બનાવે છે. ૨

ઋગ્વેદમાં બતાવેલી યજ્ઞ વગેરે ક્રિયાઓથી યશ, શરીરનું તેજ અને બળ વધે છે, બધી ઇંદ્રિયો નીરોગી થાય છે તથા અન્ન વગેરે વસ્તુઓ મળે છે. આ બધાં ફળ એ જ ઋગ્વેદનો રસ (સાર) છે. ૩

એ રસ નીચે ઝર્યો અને સૂર્યમાં ઢળ્યો. ઊગતા સૂર્યનું જે રાતું તેજ દેખાય છે, એ જ એ રસ છે. ૪

### બીજો ખંડ

સૂર્યનાં જે દક્ષિણ બાજુનાં કિરણો છે, એ જ એ મધપૂડાની દક્ષિણ બાજુનાં છિદ્રો છે. યજુર્વેદના યજ્ઞમંત્રો જ મધમાખીઓ છે. જે યજુર્વેદની યજ્ઞક્રિયાઓ છે, એ જ ફૂલ છે;

तानि वा एतानि यजूꣳष्येतं यजुर्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ २ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य शुक्लꣳरूपम् ॥ ३ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

अथ येऽस्य प्रत्यञ्चो रश्मयस्ता एवास्य प्रतीच्यो मधुनाड्यः सामान्येव मधुकृतः सामवेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

तानि वा एतानि सामान्येतꣳसामवेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ २ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य कृष्णꣳरूपम् ॥ ३ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

अथ येऽस्योदञ्चो रश्मयस्ता एवास्योदीच्यो मधुनाड्योऽथर्वाङ्गिरस एव मधुकृत इतिहासपुराणं पुष्पं ता अमृता आपः ॥ १ ॥

ते वा एतेऽथर्वाङ्गिरस एतदितिहासपुराणमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ २ ॥

અને એ યજ્ઞોમાં વપરાતું સોમ(વગેરે વનસ્પતિ)નું જે પાણી એ જ અમૃત છે. ૧

યજુર્વેદમાં બતાવેલી યજ્ઞ વગેરે ક્રિયાઓથી યશ, શરીરનું તેજ અને બળ વધે છે, બધી ઇંદ્રિયો નીરોગી થાય છે તથા અન્ન વગેરે વસ્તુઓ મળે છે. આ બધાં ફળ એ જ યજુર્વેદનો

રસ (સાર) છે. ૨

એ રસ નીચે ઝર્યો અને સૂર્યમાં ઢળ્યો. સૂર્યનું જે ધોળું તેજ દેખાય છે, એ જ એ રસ છે. ૩

## ત્રીજો ખંડ

સૂર્યનાં જે આથમણી બાજુનાં કિરણો છે, એ જ એ મધપૂડાની આથમણી બાજુનાં છિદ્રો છે. સામવેદના મંત્રો, એ મધમાખીઓ છે. સામવેદે બતાવેલી યજ્ઞક્રિયાઓ એ જ ફૂલો છે; અને એ યજ્ઞોમાં વપરાતું સોમ(વગેરે વનસ્પતિ)-નું જે પાણી એ જ અમૃત છે. ૧

સામવેદમાં બતાવેલી યજ્ઞ વગેરે ક્રિયાઓથી યશ, શરીરનું તેજ અને બળ વધે છે, બધી ઇંદ્રિયો નીરોગી થાય છે તથા અન્ન વગેરે વસ્તુઓ મળે છે. આ બધાં ફળ એ જ સામવેદનો રસ (સાર) છે. ૨

એ રસ નીચે ઝર્યો અને સૂર્યમાં ઢળ્યો. સૂર્યનું જે કાળું રૂપ દેખાય છે, એ જ એ રસ છે. ૩

## ચોથો ખંડ

સૂર્યનાં જે ઉત્તર બાજુનાં કિરણો છે, એ જ એ મધપૂડાની ઉત્તર બાજુનાં છિદ્રો છે. અથર્વા અને અંગિરા ઋષિએ જોયેલા (ઉપદેશેલા) અથર્વવેદના મંત્રો એ જ મધમાખીઓ છે. ઇતિહાસ અને પુરાણની જે ક્રિયાઓ છે, એ ફૂલો છે; અને એ યજ્ઞોમાં વપરાતું સોમ(વગેરે વનસ્પતિ)નું જે પાણી એ જ અમૃત છે. ૧

અથર્વવેદમાં બતાવેલી યજ્ઞ વગેરે ક્રિયાઓથી યશ, શરીરનું તેજ અને બળ વધે છે, બધી ઇંદ્રિયો નીરોગી થાય છે તથા અન્ન વગેરે વસ્તુઓ મળે છે. આ બધાં ફળ એ જ અથર્વવેદનો રસ (સાર) છે. ૨

तद्वयक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं कृष्णꣳरूपम् ॥ ३ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

## पञ्चम खण्ड

अथ येऽस्योर्ध्वा रश्मयस्ता एवास्योर्ध्वा मधुनाड्यो गुह्या एवाऽऽदेशा मधुकृतो ब्रह्मैव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

ते वा एते गुह्या आदेशा एतद्ब्रह्माभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ २ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य मध्ये क्षोभत इव ॥ ३ ॥

ते वा एते रसानाꣳरसा वेदा हि रसास्तेषामेते रसास्तानि वा एतान्यमृतानाममृतानि वेदा ह्यमृतास्तेषामेतान्यमृतानि ॥ ४ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

## षष्ठ खण्ड

तद्यत्प्रथमममृतं तद्वसव उपजीवन्त्यग्निना मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद वसूनामेवैको भूत्वाऽग्निनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥

એ રસ નીચે ઝર્યો અને સૂર્યમાં ઠર્યો. સૂર્યનું જે બહુ જ કાળું રૂપ દેખાય છે, એ જ એ રસ છે. ૩

## પાંચમો ખંડ

સૂર્યનાં જે ઉપર જતાં કિરણો છે, એ જ એ મધપૂડાની ઉપરનાં છિદ્રો છે. વેદના ગૂઢ ઉપદેશો એ મધમાખીઓ છે. ૐ મંત્રથી થતી ક્રિયાઓ એ ફૂલો છે; અને એ યજ્ઞમાં વપરાતું સોમ( વગેરે વનસ્પતિ )નું પાણી એ જ અમૃત છે. ૧

એ ગૂઢ ઉપદેશોથી અને ૐ મંત્રથી યશ, શરીરનું તેજ અને બળ વધે છે, બધી ઇંદ્રિયો નીરોગી થાય છે તથા અન્ન વગેરે વસ્તુઓ મળે છે. આ બધાં ફળ એ જ ગૂઢ ઉપદેશોનો અને ૐ મંત્રનો રસ (સાર) છે. ૨

એ રસ નીચે ઝર્યો અને સૂર્યમાં ઠર્યો. સૂર્યમાં જે પલકારા મારતું હોય એવું તેજ દેખાય છે, એ જ એ રસ છે. ૩

ઉપર બતાવેલાં (રાતું, ધોળું, કાળું વગેરે) તેજ એ રસોના પણ રસ છે; કારણ કે વેદો જ રસ છે અને એ તેજ વેદોના ય રસો છે અને એ અમૃતોનું ય અમૃત છે; કારણ કે વેદો જ અમૃત છે, અને આ તો એનો સાર હોવાથી એ અમૃતોનું પણ અમૃત છે. ૪

## છઠ્ઠો ખંડ

સૂર્યમાં જે રાતું તેજ દેખાય છે, એ અમૃત છે. (એમ પહેલા ખંડમાં કહ્યું છે.) એ અમૃતથી વસુદેવતાઓ અગ્નિની આગેવાની હેઠળ પોતાની આજીવિકા (ગુજરાન) ચલાવે છે. જો કે દેવતાઓ એ અમૃતને ખાતા નથી અને પીતા ય નથી, પણ માત્ર એને જોઈને જ તૃપ્ત થાય છે. ૧

એ (વસુદેવતાઓ) એ રાતા તેજમાં જ વિલય પામે છે: અને તેમાંથી જ પાછા ઊગે છે. ૨

જે આ અમૃતને આમ જાણે છે, તે વસુદેવોમાંનો એક બનીને અગ્નિની આગેવાની હેઠળ એ અમૃતને જોઈને તૃપ્ત થાય

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता वसूनामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥ ४ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

## सप्तम खण्ड

अथ यद्द्वितीयममृतं तद्रुद्रा उपजीवन्तीन्द्रेण मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद रुद्राणामेवैको भूत्वेन्द्रेणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥३॥

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता द्विस्तावद्दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता रुद्राणामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥४

इति सप्तमः खण्डः ॥ ७ ॥

## अष्टम खण्ड

अथ यत्तृतीयममृतं तदादित्या उपजीवन्ति वरुणेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेदादित्यानामेवैको भूत्वा वरुणेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

છે, તેમ જ એ રાતા તેજમાં જ લય પામે છે, અને તેમાંથી જ પાછો પ્રકટે છે. ૩

અને એ જ્યાં સુધી સૂર્ય ઊગમણી દિશામાં ઊગીને આથમણી દિશામાં આથમે, ત્યાં સુધી વસુદેવતાઓના અધિ-

પતિપણાને તથા સ્વર્ગના રાજ્યને પામે છે. ૪

## સાતમો ખંડ

હવે (બીજા ખંડમાં કહેલું) જે બીજું અમૃત છે, એથી રુદ્રદેવતાઓ ઇંદ્રની આગેવાની હેઠળ પોતાની આજીવિકા ચલાવે છે. જો કે એ અમૃતને દેવો ખાતા નથી અને પીતા ય નથી, પણ માત્ર એને જોઇને જ તૃપ્ત થાય છે. ૧

એ રુદ્રદેવતાઓ એ ધોળા તેજમાં લય પામે છે, અને તેમાંથી જ પાછા પ્રકટે છે. ૨

જે આ અમૃતને આમ જાણે છે, તે રુદ્રદેવોમાંનો એક બનીને ઇન્દ્રની આગેવાની હેઠળ આ અમૃતને જોઈને તૃપ્ત થાય છે, તેમ જ એ ધોળા તેજમાં જ લય પામે છે, અને તેમાંથી જ પાછો પ્રકટે છે. ૩

અને સૂર્ય પૂર્વમાં ઊગીને પશ્ચિમમાં આથમે તેટલા વખતમાં તે બે વખત દક્ષિણમાં ઊગીને ઉત્તરમાં આથમે છે, અને રુદ્રોના અધિપતિપણાને તથા સ્વર્ગના રાજ્યને પામે છે. ૪

## આઠમો ખંડ

હવે (ત્રીજા ખંડમાં કહેલું) જે ત્રીજું અમૃત છે, એથી આદિત્યદેવતાઓ વરુણની આગેવાની હેઠળ પોતાની આજીવિકા ચલાવે છે. જો કે એ અમૃતને દેવો ખાતા નથી અને પીતા ય નથી, પણ માત્ર એને જોઇને જ તૃપ્ત થાય છે. ૧

એ આદિત્યદેવતાઓ એ કાળા તેજમાં લય પામે છે, અને તેમાંથી જ પાછા પ્રકટે છે.

જે આ અમૃતને આમ જાણે છે, તે આદિત્યદેવોમાંનો એક બનીને વરુણની આગેવાની હેઠળ આ અમૃતને જોઈને તૃપ્ત થાય છે, તેમ જ એ કાળા તેજમાં જ લય પામે છે, અને તેમાંથી જ પાછો પ્રકટે છે. ૩

स यावदादित्यो दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता द्विस्तावत्पश्चादुदेता पुरस्तादस्तमेताऽऽदित्यानामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥ ४ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

अथ यच्चतुर्थममृतं तन्मरुत उपजीवन्ति सोमेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद मरुतामेवैको भूत्वा सोमेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥३॥

स यावदादित्यः पश्चादुदेता पुरस्तादस्तमेता द्विस्तावदुत्तरत उदेता दक्षिणतोऽस्तमेता मरुतामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥ ४ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

अथ यत्पञ्चमममृतं तत्साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद साध्यानामेवैको भूत्वा ब्रह्मणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

અને સૂર્ય દક્ષિણમાં ઊગીને ઉત્તરમાં આથમે તેટલા વખતમાં એ બે વાર પશ્ચિમમાં ઊગીને પૂર્વમાં આથમે છે, અને

આદિત્યોના અધિપતિપણાને તથા સ્વર્ગના રાજ્યને પામે છે. ૪

## નવમો ખંડ

હવે (ચોથા ખંડમાં કહેલું) જે ચોથું અમૃત છે, એથી મરુતદેવતાઓ સોમદેવતાની આગેવાની હેઠળ આજીવિકા ચલાવે છે. જો કે દેવતાઓ એ અમૃતને ખાતા નથી અને પીતા ય નથી, પણ માત્ર એને જોઇને જ તૃપ્ત થાય છે. ૧

એ મરુતદેવતાઓ એ બહુ જ કાળા તેજમાં લય પામે છે, અને તેમાંથી જ પાછા પ્રકટે છે. ૨

જે આ અમૃતને આમ જાણે છે, તે મરુતદેવોમાંનો એક બનીને સોમદેવતાની આગેવાની હેઠળ એ અમૃતને જોઈને તૃપ્તિ પામે છે, તેમ જ એ બહુ જ કાળા તેજમાં જ લય પામે છે, અને તેમાંથી જ પાછો પ્રકટે છે. ૩

અને સૂર્ય પશ્ચિમમાં ઊગીને પૂર્વમાં આથમે તેટલા વખતમાં એ બે વાર ઉત્તરમાં ઊગીને દક્ષિણમાં આથમે છે, અને મરુતોના અધિપતિપણાને તથા સ્વર્ગના રાજ્યને પામે છે. ૪

## દસમો ખંડ

હવે (પાંચમા ખંડમાં કહેલું) જે પાંચમું અમૃત છે, એથી સાધ્યદેવતાઓ બ્રહ્માની આગેવાની હેઠળ પોતાની આજીવિકા ચલાવે છે. જો કે દેવતાઓ એ અમૃતને ખાતા નથી અને પીતા ય નથી, પણ માત્ર એને જોઇને જ તૃપ્ત થાય છે. ૧

એ સાધ્યદેવતાઓ એ પલકારા મારતા તેજમાં લય પામે છે, અને તેમાંથી જ પાછા ઊગે છે. ૨

જે આ અમૃતને આમ જાણે છે, તે સાધ્યદેવોમાંનો એક બનીને બ્રહ્માની આગેવાની હેઠળ એ અમૃતને જોઇને તૃપ્તિ પામે છે, તેમ જ એ પલકારા મારતા તેજમાં લય પામે છે, અને તેમાંથી જ પાછો પ્રકટે છે. ૩

स यावदादित्य उत्तरत उदेता दक्षिणतोऽस्तमेता द्विस्तावदू-
र्ध्वमुदेताऽर्वागस्तमेता साध्यानामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥४

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

अथ तत ऊर्ध्वं उदेत्य नैवोदेता नास्तमेतैकल एव मध्ये स्थाता तदेष श्लोकः ॥ १ ॥

न वै तत्र न निम्लोच नोदियाय कदाचन। देवास्तेनाहꣳ सत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥

न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्त-
द्धैतदुद्दालकायाऽऽरुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥४॥

इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात्प्रणाय्याय वाऽन्तेवासिने ॥ ५ ॥

नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इति ॥ ६ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

## द्वादश खण्ड

गायत्री वा इदꣳ सर्वं भूतं यदिदं किञ्च वाग्वै गायत्री वाग्वा इदꣳ सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥

અને સૂર્ય ઉત્તરમાં ઊગીને દક્ષિણમાં આથમે તેટલા વખતમાં એ બે વાર ઊંચે ઊગીને નીચે આથમે છે અને સાધ્યોના

અધિપતિપણાને તથા સ્વર્ગના રાજ્યને પામે છે. ૪

## અગિયારમો ખંડ

દરેક પ્રાણીને પોતપોતાનાં કર્મનાં ફળ આપ્યા પછી આ સૂર્ય ઊગતો નથી અને આથમતો પણ નથી; માત્ર પોતે એકલો જ આત્મસ્વરૂપમાં સ્થિત થાય છે. તે સંબંધે આવો શ્લોક છે. ૧

"બ્રહ્મના એ લોકમાં સૂર્ય (રાત અને દિવસ બનાવીને કોઈના આયુષ્યનો નાશ કરતો નથી. ત્યાં સૂર્ય) આથમતો નથી અને ઊગતો ય નથી. હે દેવો! હું એ સત્યસ્વરૂપ બ્રહ્મથી વિખૂટો ન પડું." ૨

વેદના આ ગૂઢ ઉપદેશ(મધુવિદ્યા)ને આવી રીતે જે સમજે છે, એને માટે સૂર્ય ઊગતો નથી અને આથમતો ય નથી. એને માટે તો હમેશાં દિવસ જ રહે છે. ૩

બ્રહ્માએ પ્રજાપતિને આ વિદ્યા કહી હતી. પ્રજાપતિએ મનુને અને મનુએ બધાં માણસોને કહી હતી. એ જ વિદ્યા અરુણ ઋષિએ પોતાના મોટા પુત્ર ઉદ્દાલક આરુણિને કહી હતી. ૪

આ વિદ્યા પિતાએ પોતાના મોટા પુત્રને કહી અને ગુરુએ પોતાના સારા આચરણવાળા શિષ્યને કહી. ૫

બીજા કોઇને પણ આ વિદ્યા આપવી નહિ.

ગુરુને આ વિદ્યાના બદલામાં કોઈ દરિયાથી વીંટળાયેલી અને ધનથી ભરેલી આ પૃથ્વી આપે, તોપણ એ આ વિદ્યાની બરાબરી કરી શકે નહિ; કારણ કે એના કરતાં આ વિદ્યા જ ઘણી અધિક કિંમતી છે. ૬

## બારમો ખંડ

આ બધાં (ચળ અને અચળ) ભૂતો ગાયત્રી જ છે. વાણી ગાયત્રી છે, કોઈ પણ વસ્તુ માટે કાંઈ કહેવું હોય, તો

या वै सा गायत्रीयं वाव सा येयं पृथिव्यस्याꣳह्मीदꣳसर्वं भूतं प्रतिष्ठितमेतामेव नातिशीयते ॥ २ ॥

या वै सा पृथिवीयं वाव सा यदिदमस्मिन्पुरुषे शरीरमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ३ ॥

यद्वै तत्पुरुषे शरीरमिदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे हृदयमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ४ ॥

सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाऽभ्यनूक्तम् ॥ ५ ॥

तावानस्य महिमा ततो ज्यायाꣳश्च पूरुषः पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवीति ॥ ६ ॥

यद्वै तद्ब्रह्मेतीदं वाव तद्योऽयं बहिर्धा पुरुषादाकाशो यो वै स बहिर्धा पुरुषादाकाशः ॥ ७ ॥

अयं वाव स योऽयमन्तः पुरुष आकाशो यो वै सोऽन्तः पुरुष आकाशः ॥ ८ ॥

अयं वाव स योऽयमन्तर्हृदय आकाशस्तदेतत्पूर्णमप्रवर्ति पूर्णामप्रवर्तिनीꣳश्रियं लभते य एवं वेद ॥ ९ ॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

तस्य ह वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः स योऽस्य प्राङ् सुषिः स प्राणस्तच्चक्षुः स आदित्यस्तदेतत्तेजोऽन्नाद्यमित्युपासीत तेजस्व्यन्नादो भवति य एवं वेद ॥ १ ॥

વાણીથી જ કહી શકાય છે; અને વાણીથી બીજાને બચાવી પણ શકાય છે. ૧

જે ગાયત્રી છે, એ જ આ પૃથ્વી છે. દરેક વસ્તુ આ

પૃથ્વી ઉપર જ રહે છે. એને તજીને કોઈ રહી શકતું નથી. ૨

જે પૃથ્વી છે, એ જ આ પુરુષમાં શરીરરૂપે છે. આ શરીરમાં પ્રાણો રહ્યા છે; એ શરીરને તજી રહેતા નથી. ૩

જે આ શરીર છે, એ જ પુરુષનું હૃદય છે. એ હૃદયમાં પ્રાણો રહ્યા છે; એ હૃદયને તજી જતા નથી. ૪

એ ગાયત્રીના ચાર ચરણ છે. (દરેક ચરણમાં છ છ અક્ષરો છે; અને વાણી, ભૂતો, પૃથ્વી, શરીર, હૃદય તથા પ્રાણરૂપ) છ પ્રકારવાળી છે. આમ મંત્રમાં કહ્યું છે. ૫

આનો આટલો મહિમા છે અને આત્મા તો એનાથી ય મોટો છે. આત્માનો ચોથો ભાગ આ બધાં ભૂતોરૂપે પ્રગટ થયો છે; અને બાકીના ત્રણ ભાગરૂપ અમૃત પ્રકાશરૂપ આત્મામાં રહેલ છે. ૬

એ (ગાયત્રીરૂપ) બ્રહ્મ જ આ પુરુષની બહાર રહેલું આકાશ છે; અને આ પુરુષની બહાર રહેલું આકાશ જ એ (ગાયત્રીરૂપ) બ્રહ્મ છે. ૭

એ (ગાયત્રીરૂપ) બ્રહ્મ જ આ પુરુષની અંદર રહેલું આકાશ છે: અને આ પુરુષની અંદર રહેલું આકાશ જ એ (ગાયત્રીરૂપ) બ્રહ્મ છે. ૮

હૃદયની અંદર જે આકાશ છે, તે આત્મા જ છે. એ આત્મા બધે ય વ્યાપીને રહ્યો છે અને તેનો કયારે ય નાશ નથી. જે આવી રીતે આત્માને ઉપાસે છે, તે પૂરેપૂરી અને નાશ ન પામે એવી લક્ષ્મી પામે છે. ૯

## તેરમો ખંડ

આ હૃદયનાં પાંચ દિવ્ય બારણાં છે. જે ઊગમણું બારણું છે, તે પ્રાણ છે. તે(નો) આંખ (સાથે સંબંધ) છે. તે (આંખના દેવ) સૂર્ય છે. એ જ તેજ છે અને એ જ અન્ન ખાનાર છે, એમ માનીને એને પૂજવો. જે આવી રીતે પૂજે છે, એ પોતે

अथ योऽस्य दक्षिणः सुषिः स व्यानस्तच्छ्रोत्रꣳस चन्द्रमास्तदेतच्छ्रीश्च यशश्चेत्युपासीत श्रीमान्यशस्वी भवति य एवं वेद ॥२॥

अथ योऽस्य प्रत्यङ् सुषिः सोऽपानः सा वाक् सोऽग्निस्तदेतद्ब्रह्मवर्चसमन्नाद्यमित्युपासीत ब्रह्मवर्चस्यन्नादो भवति य एवं वेद॥

अथ योऽस्योदङ् सुषिः स समानस्तन्मनः स पर्जन्यः तदेतत्कीर्तिश्च व्युष्टिश्चेत्युपासीत कीर्तिमान्व्युष्टिमान्भवति य एवं वेद॥

अथ योऽस्योर्ध्वः सुषिः स उदानः स वायुः स आकाशस्तदेतदोजश्च महश्चेत्युपासीतौजस्वी महस्वान्भवति य एवं वेद ॥५॥

ते वा एते पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपाः स य एतानेवं पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपान्वेदास्य कुले वीरो जायते प्रतिपद्यते स्वर्गं लोकं य एतानेवं पञ्च ब्रह्मपुरुषान्स्वर्गस्य लोकस्य द्वारपान्वेद ॥ ६ ॥

अथ यदतः परो दिवा ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिस्तस्यैषा दृष्टिर्यत्रैतदस्मिञ्छरीरे सꣳस्पर्शेनोष्णिमानं विजानाति तस्यैषा श्रुतिर्यत्रैतत्कर्णावपिगृह्य निनदमिव नदथुरिवाग्नेरिव ज्वलत उपशृणोति तदेतद्दृष्टं च श्रुतं चेत्युपासीत चक्षुष्यः श्रुतो भवति य एवं वेद य एवं वेद ॥ ७ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

તેજવાળો થાય છે, અને અન્ન ખાનારો થાય છે. ૧

આ હૃદયનું જે દક્ષિણનું બારણું છે, તે વ્યાન છે. એનો કાન સાથે સંબંધ છે. એનો દેવ ચંદ્ર છે. એ જ ધન અને કીર્તિ છે, એમ માનીને એને પૂજવો. જે આવી રીતે એને પૂજે

છે, તે ધનવાળો અને કીર્તિવાળો થાય છે. ૨

આ હૃદયનું જે આથમણું બારણું છે, તે અપાન છે. એનો વાણી સાથે સંબંધ છે. એના દેવ અગ્નિ છે. એ અપાન બ્રહ્મતેજ અને અન્ન ખાનાર છે, એમ માનીને જે એને પૂજે છે, તે બ્રહ્મ તેજવાળો અને અન્ન ખાનારો થાય છે. ૩

આ હૃદયનું જે ઉત્તરનું બારણું છે, તે સમાન છે. એનો અંતઃકરણ સાથે સંબંધ છે. એ વરસાદનો દેવ પર્જન્ય છે. જે એ સમાનને લાવણ્ય અને કીર્તિરૂપ સમજીને પૂજે છે, તેનાં પ્રકાશ અને કીર્તિ બન્ને વધે છે. ૪

આ હૃદયનું જે ઉપલું બારણું છે, તે ઉદાન છે. એ વાયુ છે. એ આકાશ છે. એ ઉદાનને જે બળ અને મહત્તા સમજીને પૂજે છે, તે પોતે બળવાન અને મોટો બને છે. ૫

હૃદયમાં રહેલા આ પાંચ એ (હૃદયમાં રહેલા પરમાત્મા-રૂપ) સ્વર્ગલોકના દ્વારપાળો છે. એ પાંચેયને જે સ્વર્ગલોકના દ્વારપાળ માનીને પૂજે છે, એના કુળમાં વીરપુત્ર જન્મે છે, અને એ પોતે સ્વર્ગલોકને પામે છે. ૬

હવે આ સ્વર્ગલોકની ઉપર જે તેજ છે, અને જે તેજ આખી દુનિયા ઉપર અને સત્યલોક વગેરે ઊંચા લોકોમાં છે, એ જ તેજ પુરુષની અંદર રહેલું છે. એ તેજનું—એ જ્યોતિનું આ પ્રત્યક્ષ જોવા રૂપ પ્રમાણ છે, કે જ્યાં સુધી શરીરમાં સ્પર્શ વડે ગરમી જણાય ત્યાં સુધી શરીરમાં જીવ છે, એમ જાણે છે. એ જ્યોતિનું આ અવાજરૂપ (શ્રુતિ–શ્રવણરૂપ) પ્રમાણ છે, કે કાન બંધ કર્યા પછી રથના અવાજ જેવો, બળદના અવાજ જેવો અને બળતા અગ્નિના અવાજ જેવો અવાજ સંભળાય છે. એ જ્યોતિને પોતે જોયેલી છે તથા સાંભળેલી છે, એમ સમજીને તેને પૂજવી. જે એમ સમજીને પૂજે છે, તેની આંખનું તેજ વધે છે અને તેની કીર્તિ બધા સાંભળે છે. ૭

## चतुर्दश खण्ड

सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत। अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ १ ॥

मनोमयः प्राणशरीरो भारूपः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः ॥२॥

एष म आत्माऽन्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामाकतण्डुलाद्वैष म आत्माऽन्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः ॥ ३ ॥

सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादर एष म आत्माऽन्तर्हृदय एतद्ब्रह्मैतमितः प्रेत्याभिसम्भविताऽस्मीति यस्य स्यादद्धा न विचिकित्साऽस्तीति ह स्माऽऽह शाण्डिल्यः शाण्डिल्यः ॥ ४ ॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

## पञ्चदश खण्ड

अन्तरिक्षोदरः कोशो भूमिबुध्नो न जीर्यति दिशो ह्यस्य स्रक्तयो द्यौरस्योत्तरं बिलꣳस एष कोशो वसुधानस्तस्मिन्विश्वमिदꣳ श्रितम् ॥ १ ॥

## ચૌદમો ખંડ

આ બધું બ્રહ્મ જ છે; કારણ કે તે બ્રહ્મમાંથી ઊપજ્યું છે, બ્રહ્મમાં જ સમાઈ જવાનું છે અને બ્રહ્મમાં જ રહેલ છે; માટે શાન્ત બનીને બ્રહ્મની જ ઉપાસના કરવી.

આ જીવ નિશ્ચયસ્વરૂપ છે, તેથી તે જેવો નિશ્ચય કરે તેવો જ તેને બીજો જન્મ મળે છે; માટે નીચે કહેવાતા જ નિશ્ચય કરવા જોઈએ. ૧

એ બ્રહ્મ અથવા આત્મા મનરૂપે થયો છે, પ્રાણ અને શરીરરૂપે થયો છે અને પ્રકાશસ્વરૂપ છે. તેના સંકલ્પો સત્ય થાય છે. તે આકાશરૂપ છે. બધાં કર્મો, બધી ઇચ્છાઓ, બધા ગન્ધો અને બધા રસો તેના જ છે. તે આ આખા જગતમાં વ્યાપી રહ્યો છે. તે ઇંદ્રિયો રહિત છે અને કોઈ વસ્તુ માટે આદરવાળો નથી. ૨

આવો મારો આત્મા હૃદયની અંદર ડાંગરથી, જવથી સરસવથી, સામાથી અને સામાના એક ભાગથી પણ બહુ ઝીણો છે. છતાં આ મારો આત્મા હૃદયની અંદર પૃથ્વીથી મોટો, આકાશથી મોટો, સ્વર્ગથી મોટો અને અને સર્વ લોકથી પણ મોટો છે. ૩

બધાં કર્મો, બધાં કામો, બધા ગન્ધો અને બધા રસો જેના છે અને જે આ બધામાં વ્યાપી રહ્યો છે અને જે ઇન્દ્રિયો વિનાનો અને આદર વિનાનો છે, એવો મારો આ આત્મા હૃદયની અંદર રહેલો છે. એ બ્રહ્મ છે. હું એને આ શરીર છોડ્યા પછી પણ પામીશ. જેનો આવો નિશ્ચય હોય છે અને જેને એમાં જરા પણ શંકા હોતી નથી, તે જરૂર ઈશ્વરપણાને પામે છે. આવી રીતે આ વિદ્યા શાંડિલ્યે કહી છે. ૪

## પંદરમો ખંડ

આકાશ જેનું મધ્ય છે અને પૃથ્વી જેનું તળિયું છે, એવો ભંડાર ક્યારે ય નાશ પામતો નથી. દિશાઓ આ ભંડારના ખૂણા છે. સ્વર્ગલોક આ ભંડારનું ઉપરનું બારણું છે. આ ભંડાર દરેક પ્રાણીનાં કર્મનાં ફળરૂપી ધનને ધારણ કરે છે અને એમાં આ બધું રહ્યું છે. ૧

तस्य प्राची दिग्जुहूर्नाम सहमाना नाम दक्षिणा राज्ञी नाम प्रतीची सुभूता नामोदीची तासां वायुर्वत्सः स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदꣳरोदिति सोऽहमेतमेवं वायुं दिशां वत्सं वेद मा पुत्ररोदꣳरुदम् ॥ २ ॥

अरिष्टं कोशं प्रपद्येऽमुनाऽमुनाऽमुना प्राणं प्रपद्येऽमुनाऽमुनाऽमुना भूः प्रपद्येऽमुनाऽमुनाऽमुना भुवः प्रपद्येऽमुनाऽमुनाऽमुना स्वः प्रपद्येऽमुनाऽमुनाऽमुना ॥ ३ ॥

स यदवोचं प्राणं प्रपद्य इति प्राणो वा इदꣳसर्वं भूतं यदिदं किञ्च तमेव तत्प्रापत्सि ॥ ४ ॥

अथ यदवोचं भूः प्रपद्य इति पृथिवीं प्रपद्येऽन्तरिक्षं प्रपद्ये दिवं प्रपद्य इत्येव तदवोचम् ॥ ५ ॥

अथ यदवोचं भुवः प्रपद्य इत्यग्निं प्रपद्ये वायुं प्रपद्य आदित्यं प्रपद्य इत्येव तदवोचम् ॥ ६ ॥

अथ यदवोचꣳस्वः प्रपद्य इत्यृग्वेदं प्रपद्ये यजुर्वेदं प्रपद्ये सामवेदं प्रपद्य इत्येव तदवोचं तदवोचम् ॥ ७ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

## षोडश खण्ड

पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विꣳशतिवर्षाणि तत्प्रातःसवनं चतुर्विꣳशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदꣳसर्वं वासयन्ति ॥ १ ॥

આ ભંડારની પૂર્વ દિશાનું નામ ‘જુહૂ’*છે. દક્ષિણ

* જ્યાં હોમ થાય એ ‘જુહૂ’-હોમ કરનાર લોકોનું ત્યાં સ્થાન છે, એવી કલ્પના છે.

દિશાનું નામ 'સહમાના'× છે. પશ્ચિમ દિશાનું નામ 'રાજ્ઞી'÷ છે. અને ઉત્તર દિશાનું નામ 'સુભૂતા'+ છે. એ દિશાઓનો પુત્ર વાયુ છે. વાયુને જે દિશાઓના પુત્ર તરીકે પૂજે છે, તેને પુત્રને કારણે રોવું પડતું નથી. હું એ વાયુને દિશાઓનો પુત્ર સમજીને પૂજું છું; આથી હું પુત્ર માટે કદી રોઉં નહિ. ૨

(જપનો મંત્ર°:—)

"હું આ પુત્રના આયુષ માટે અવિનાશી કોશને શરણે આવ્યો છું. હું પ્રાણને શરણે છું. હું **ભૂઃ**ને શરણે છું. હું **ભુવઃ**ને શરણે છું. હું **સ્વઃ**ને શરણે છું." ૩

'હું પ્રાણને શરણે છું' એમ મેં કહ્યું, તેનો અર્થ એમ છે. કે આ બધું જગત પ્રાણ જ હોવાથી હું તેને જ શરણે થયો છું. ૪

'હું **ભૂઃ**ને શરણે છું' એમ મેં કહ્યું, તેનો અર્થ એમ છે, કે હું પૃથ્વીને જ શરણે થયો છું, અંતરિક્ષને શરણે છું, સ્વર્ગને શરણે છું. એમ જ મેં કહ્યું છે. ૫

'હું **ભુવઃ**ને શરણે છું' એમ મેં કહ્યું, તેનો અર્થ એમ છે, કે હું અગ્નિને શરણે છું, વાયુને શરણે છું, આદિત્યને શરણે છું. એમ જ મેં કહ્યું છે. ૬

'હું **સ્વઃ**ને શરણે છું' એમ મેં કહ્યું, તેનો અર્થ એમ છે, કે હું ઋગ્વેદને શરણે છું, યજુર્વેદને શરણે છું, સામવેદને શરણે છું. એમ જ મેં કહ્યું છે. ૭

## સોળમો ખંડ

પુરુષ જ યજ્ઞ છે. તેનાં જે ચોવીસ વર્ષો છે, તે સવારનું

× કર્મફળ સહન કરનાર ત્યાં રહે છે. ÷ સંધ્યાના રંગવાળી

+ શંકર, કુબેર વગેરે રહે છે; તેથી 'સુભૂતા'

° જપ કરવો હોય, તો મૂળ સંસ્કૃત ભાષાના મંત્રોનો જ જપ કરવો જોઈએ.

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यंदिनꣳसवनमनुसंतनुतेति माऽहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ २ ॥

अथ यानि चतुश्चत्वारिꣳशद्वर्षाणि तन्माध्यंदिनꣳसवनं चतुश्चत्वारिꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यंदिनꣳसवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदꣳसर्वꣳरोदयन्ति ॥३॥

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यंदिनꣳसवनं तृतीयसवनमनुसंतनुतेति माऽहं प्राणानाꣳरुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ४ ॥

अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तत्तृतीयसवनमष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्याऽऽदित्या अन्वायत्ताः प्राणा वावाऽऽदित्या एते हीदꣳसर्वमाददते ॥ ५ ॥

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसंतनुतेति माऽहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ६ ॥

યજ્ઞકર્મ છે; કારણ કે ૨૪ અક્ષરની ગાયત્રી છે; અને સવારનું યજ્ઞકર્મ ગાયત્રીના સંબંધવાળું હોય છે. એ ક્રિયાના વસુ દેવતા છે. અહીં પ્રાણો જ વસુ છે; કારણ કે પ્રાણો જ આ બધું વસાવે છે. ૧

આ ઉપાસકને જો આ ઉંમરમાં કાંઈ દુઃખ ઊપજે, તો તે આ મંત્ર જપે: 'હે પ્રાણરૂપ વસુઓ! મારા યજ્ઞની આ સવારની ક્રિયા ચાલે છે, તેને બપોરના યજ્ઞકર્મ સુધી

પહોંચાડો; તેથી હું–યજ્ઞ, પ્રાણરૂપ વસુઓથી જુદો ન પડું.'

આથી પુરુષ દુઃખમાંથી છૂટે છે અને નીરોગી બને છે. ૨

આ ઉપાસકનાં જે (ત્યાર પછીનાં) ૪૪ વર્ષો છે, એ બપોરનું યજ્ઞકર્મ છે; કારણ કે ૪૪ અક્ષરનો 'ત્રિષ્ટુપ'છંદ છે અને બપોરની યજ્ઞક્રિયાના મંત્રો 'ત્રિષ્ટુપ'ના સંબંધવાળા હોય છે; બપોરની યજ્ઞક્રિયાના દેવતા રુદ્રો છે. અહીં પ્રાણો જ રુદ્રો× છે; કારણ કે પ્રાણો (એ ઉંમરે સતાવતા હોવાથી) બધાને રોવરાવે છે. ૩

અને જો આ બીજી (અર્થાત્ ૨૪ વર્ષથી માંડીને ૬૮ વર્ષ સુધીની) અવસ્થામાં એ ઉપાસકને કાંઈ દુઃખ ઊપજે, તો તેણે પ્રાર્થના કરવી, કે 'હે પ્રાણો! હે રુદ્રો! મારી આ બપોરની આહુતિને ત્રીજા યજ્ઞકર્મ સુધી પહોંચાડો; જેથી હું–યજ્ઞ, પ્રાણો–રુદ્રોથી અધવચ્ચે જ વિખૂટો ન પડું.' આવી પ્રાર્થનાથી એ પુરુષ વ્યાધિમાંથી છૂટીને નીરોગી થાય છે. ૪

હવે જે ત્યાર પછીનાં ૪૮ વર્ષ છે, એ ત્રીજું યજ્ઞકર્મ છે; કારણ કે ૪૮ અક્ષરનો 'જગતી' છંદ છે અને ત્રીજી આહુતિના મંત્રો પણ 'જગતી'ના સંબંધવાળા છે. એ આહુતિના દેવતા આદિત્યો* છે. અહીં પ્રાણો જ આદિત્યો છે; કારણ કે આ બધું તેઓ જ લઈ જાય છે. ૫

અને જો આ ત્રીજી અવસ્થામાં એ ઉપાસકને કાંઈ દુઃખ ઊપજે, તો તેણે પ્રાર્થના કરવી, કે 'હે પ્રાણો! હે આદિત્યો! મારા આ યજ્ઞકર્મને મારા આયુષ સુધી પહોંચાડો; જેથી હું–યજ્ઞ, પ્રાણોરૂપ આદિત્યોથી અધવચ્ચે જ વિખૂટો ન પડું.' આ પ્રાર્થનાથી તે પુરુષ વ્યાધિમાંથી છૂટીને નીરોગી થાય છે. ૬

× રોવરાવે તે રુદ્ર

* આદિત્યનો અર્થ 'લઈ જનાર' છે; માટે એ જ શબ્દ મૂક્યો છે.

एतद्ध स्म वै तद्विद्वानाह महिदास ऐतरेयः स किं म एतदुपतपसि योऽहमनेन न प्रेष्यामीति स ह षोडशं वर्षशतमजीवत्प्र ह षोडशं वर्षशतं जीवति य एवं वेद ॥ ७ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

सप्तदश खण्ड

स यदशिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः ॥१॥

अथ यदश्नाति यत्पिबति यद्रमते तदुपसदैरेति ॥ २ ॥

अथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेति ॥

अथ यत्तपो दानमार्जवमहिꣳसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः ॥ ४ ॥

तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादनमेवास्य तन्मरणमेवावभृथः ॥ ५ ॥

तद्धैतद् घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचापिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसꣳशितमसीति तत्रैते द्वे ऋचौ भवतः ॥ ६ ॥

આમ સમજનાર ઈતરાના પુત્ર—ઐતરેય મહીદાસે કહ્યું હતું, કે 'હે વ્યાધિ! તું શા માટે મને હેરાન કરે છે? હું કાંઈ મરવાનો નથી.' એ પોતે એક સો અને સોળ વર્ષ જીવ્યા હતા.

જે કોઈ આવી રીતે ઉપાસે છે, તે પણ ચોક્કસ એક સો અને સોળ વર્ષ સુધી જીવે છે. ૭

સત્તરમો ખંડ

પુરુષને જે ખાવાની અને પીવાની ઇચ્છા થાય છે અને ઇચ્છિત વસ્તુ ન મળવાથી આનંદ પામતો નથી, એ એની

(પુરુષરૂપ યજ્ઞની) દીક્ષા છે. ૧

પુરુષ જે ખાય છે, પીએ છે અને આનંદ પામે છે, એ બધું યજ્ઞના ઉપસદ્વ્રત+ જેવું છે. ૨

પુરુષ હસે છે, ખાય-પીએ છે અને મૈથુન કરે છે, એ બધું સ્તોત્રો જેવું છે. ૩

પુરુષનાં જે તપ, દાન, નમ્રતા, અહિંસા અને સત્ય છે, તે એ (પુરુષરૂપ) યજ્ઞની દક્ષિણાઓ છે. ૪

પુરુષને જન્મ આપવાની તૈયારીવાળી માતા માટે અને યજ્ઞમાં વારંવાર વપરાતી સોમલતા માટે **सोष्यति** (માતા પ્રસવશે અને સોમ કૂટાશે) અને પુત્રને જન્મ આપ્યા પછી તેમ જ સોમને કૂટયા પછી **असोष्ट** (પુત્ર પ્રસવ્યો અને સોમને કૂટયો) એ બન્ને શબ્દો વપરાય છે. વળી પુરુષના મરણનું નામ અને યજ્ઞની સમાપ્તિનું નામ 'અવભૃથ' છે. આ બધી રીતે પુરુષ એ એક યજ્ઞ જ છે. ૫

આંગિરસ ગોત્રના ઘોર નામના ઋષિએ દેવકીના પુત્ર કૃષ્ણને આ હકીકત બરાબર સમજાવી હતી, જેથી કૃષ્ણ બીજી વિદ્યાની તૃષ્ણા રહિત થયા હતા. વળી તે ઋષિએ છેવટે કહ્યું હતું, કે "અંતકાળે આ ત્રણ મંત્ર* બરાબર જપવા: 'તું

+ એ વ્રતમાં દૂધ પીવાનું વિધાન છે.

| સવન | છંદ | પ્રાણદેવતા | કુલ અક્ષર | માનવજીવન-નાં વર્ષો |
|---|---|---|---|---|
| ૧. પ્રાતઃસવન | અષ્ટાક્ષરા ગાયત્રી | આઠ વસુઓ | ૨૪ | જન્મથી ૨૪=૨૪ |
| ૨. માધ્યંદિન સવન | એકાદશાક્ષરા ત્રિષ્ટુપ | અગિયાર રુદ્રો | ૪૪ | ૨૫ થી ૬૮=૪૪ |
| ૩. સાયંસવન | દ્વાદશાક્ષરા જગતી | બાર આદિત્યો | ૪૮ | ૬૯ થી ૧૧૬=૪૮ |

* મૂળ સંસ્કૃત મંત્ર

आदित्प्रत्नस्य रेतसः। उद्वयं तमसस्परि ज्योतिः पश्यन्त उत्तरँस्वः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ॥ ७ ॥

इति सप्तदशः खण्डः ॥ १७ ॥

## अष्टादश खण्ड

मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्ममथाधिदैवतमाकाशो ब्रह्मेत्युभयमादिष्टं भवत्यध्यात्मं चाधिदैवतं च ॥ १ ॥

तदेतच्चतुष्पाद्ब्रह्म वाक् पादः प्राणः पादश्चक्षुः पादः श्रोत्रं पाद इत्यध्यात्ममथाधिदैवतमग्निः पादो वायुः पाद आदित्यः पादो दिशः पाद इत्युभयमेवाऽऽदिष्टं भवत्यध्यात्मं चैवाधिदैवतं च ॥२॥

वागेव ब्रह्मणश्चतुर्थः पादः सोऽग्निना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥

प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥

चक्षुरेव ब्रह्मणश्चतुर्थः पादः स आदित्येन ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ५ ॥

અવિનાશી છે, તું સ્થિર છે, તું સૂક્ષ્મ (ઝીણામાં ઝીણો—આંખથી દેખી ન શકાય એવો) પ્રાણ છે.' ૬

તેને માટે ઋગ્વેદના આ બે મંત્રો છેઃ—

“જગતના પ્રથમ બીજ જેવા આત્માને જ્ઞાની પુરુષો

પોતાના હૃદયમાં જુએ છે. અંધકાર–અજ્ઞાનને દૂર કરીને ઝગમગી ઊઠતી, સૂર્યમાં રહેલી એ ઊંચી જ્યોતિને જોતાં અને એ જ્યોતિ પોતાના આત્માની જ છે, એવો અનુભવ થતાં 'અહો ! કેવું સરસ તેજ ! કેવી સરસ જ્યોતિ !' એમ બોલતાં અમે દેવોમાં શ્રેષ્ઠ સૂર્યને પામ્યા." ૭

## અઢારમો ખંડ

મનને બ્રહ્મ માનીને તેની ઉપાસના કરવી. આ સૂક્ષ્મશરીર વિષે કહ્યું. હવે દેવતાઓ વિષે કહીએ. આકાશને બ્રહ્મ સમજીને તેની ઉપાસના કરવી. ૧

એ (મનરૂપ) બ્રહ્મના ચાર ભાગ છે: વાણી, પ્રાણ, આંખ અને કાન.× આ ચાર ભાગ આત્મા વિષે. હવે દેવતા વિષે ચાર ભાગ કહીએ: અગ્નિ, વાયુ, સૂર્ય અને દિશાઓ. આમ બંનેના ચાર ભાગ બતાવ્યા. ૨

વાણી એ (મનરૂપ) આત્માનો ચોથો ભાગ છે. એ અગ્નિની જ્યોતિથી શોભે છે અને પ્રતાપવાળી બને છે. જે આમ ઉપાસે છે, તે કીર્તિ, યશ અને બ્રહ્મતેજથી શોભે છે અને પ્રતાપવાળો બને છે. ૩

પ્રાણ એ (મનરૂપ) આત્માનો ચોથો ભાગ છે. એ વાયુની જ્યોતિથી શોભે છે અને પ્રતાપવાળો બને છે. જે આમ ઉપાસે છે, તે કીર્તિ, યશ અને બ્રહ્મતેજથી શોભે છે અને પ્રતાપવાળો બને છે. ૪

આંખ એ (મનરૂપ)આત્માનો ચોથો ભાગ છે. એ સૂર્યની જ્યોતિથી શોભે છે અને પ્રતાપવાળી બને છે. જે આમ ઉપાસે છે, તે કીર્તિ, યશ અને બ્રહ્મતેજથી શોભે છે અને પ્રતાપવાળો બને છે. ૫

× જ્યાં આંખ અને કાનની વાત આવે, ત્યાં તેની ઇંદ્રિયો સમજવી.

श्रोत्रमेव ब्रह्मणश्चतुर्थः पादः स दिग्भिर्ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद य एवं वेद ॥ ६ ॥

इत्यष्टादशः खण्डः ॥ १८ ॥

## एकोनविंश खण्ड

आदित्यो ब्रह्मेत्यादेशस्तस्योपव्याख्यानमसदेवेदमग्र आसीत् । तत्सदासीत्तत्समभवत्तदाण्डं निरवर्तत तत्संवत्सरस्य मात्रामशयत तन्निरभिद्यत ते आण्डकपाले रजतं च सुवर्णं चाभवताम् ॥ १ ॥

तद्यद्रजतꣳ सेयं पृथिवी यत्सुवर्णꣳ सा द्यौर्यज्जरायु ते पर्वता यदुल्बꣳ समेघो नीहारो या धमनयस्ता नद्यो यद्वास्तेयमुदकꣳ स समुद्रः ॥ २ ॥

अथ यत्तदजायत सोऽसावादित्यस्तं जायमानं घोषा उलूलवोऽनूदतिष्ठन्त्सर्वाणि च भूतानि सर्वे च कामास्तस्मात्तस्योदयं प्रति प्रत्यायनं प्रति घोषा उलूलवोऽनूत्तिष्ठन्ति सर्वाणि च भूतानि सर्वे च कामाः ॥ ३ ॥

स य एतमेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो घोषा आ च गच्छेयुरुप च निम्रेडेरन्निम्रेडेरन् ॥ ४ ॥

इत्येकोनविंशः खण्डः ॥ १९ ॥

इति श्रीछान्दोग्योपनिषदि तृतीयोऽध्यायः समाप्तः ॥ ३ ॥

કાન એ (મનરૂપ) આત્માનો ચોથો ભાગ છે. એ દિશાઓની જ્યોતિથી શોભે છે અને પ્રતાપવાળો બને છે. જે આમ ઉપાસે છે, તે કીર્તિ, યશ અને બ્રહ્મતેજથી શોભે છે તથા પ્રતાપવાળો બને છે. ૬

## ઓગણીસમો ખંડ

સૂર્ય બ્રહ્મ છે, એવો ઉપદેશ છે. હવે એ સમજાવીએ. પહેલાં આ જગત જાણે કાંઈ જ નથી; એવું–નામ તથા રૂપ વગરનું હતું. પછી એ 'છે' એમ લાગ્યું. પછી એ બરાબર જણાવા લાગ્યું. પછી એ ઈંડાના જેવું ગોળ થયું અને એક વર્ષ સુધી એ એમ જ પડ્યું રહ્યું. ત્યાર પછી એ ફાટ્યું. તેમાંથી એક અડધિયું રૂપા જેવું અને બીજું સોના જેવું થયું. ૧

એમાં જે રૂપા જેવું અડધિયું હતું, તેની આ પૃથ્વી થઈ; અને જે સોના જેવું હતું, તેનું સ્વર્ગ થયું. ઈંડાની અંદરનો જે ઓરનો ભાગ હતો, તેના પર્વતો થયા. જે ઓરનું પડ હતું, તેની મેઘસહિત ઝાકળ થઈ. એમાં જે નાડીઓ હતી. તે નદીઓ થઈ, અને એમાં જે પાણી હતું, તે સમુદ્રો થયા. ૨

એ ઈંડામાંથી જેણે જન્મ લીધો. તે આ સૂર્ય થયો. એના જન્મવખતે મોટા અવાજ થયા અને બધાં પ્રાણીઓ પણ થયાં, તથા એ પ્રાણીઓને જુદીજુદી ઇચ્છાઓ થવા લાગી; તેથી જ એ સૂર્ય જ્યારે ઊગે છે, ત્યારે બધાં પ્રાણીઓ જાગે છે અને દરેકને જુદીજુદી ઇચ્છાઓ થાય છે તથા અનેક જાતના અવાજો પણ શરૂ થાય છે. ૩

જે આમ સૂર્યને બ્રહ્મ સમજીને ઉપાસે છે, તેને ઘેર જલદી મંગળ શબ્દો બોલાય છે અને એને સુખી કરે છે. ૪

# चतुर्थ अध्याय

## प्रथम खण्ड

ॐ जानश्रुतिर्ह पौत्रायणः श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस स ह सर्वत आवसथान्मापयांचक्रे सर्वत एव मेऽत्स्यन्तीति ॥१॥

अथ ह हꣳसा निशायामतिपेतुस्तद्धैवꣳहꣳसो हꣳसमभ्युवाद हो होऽयि भल्लाक्ष भल्लाक्ष जानश्रुतेः पौत्रायणस्य समं दिवा ज्योतिराततं तन्मा प्रसाङ्क्षीस्तत्त्वा मा प्रधाक्षीरिति ॥ २ ॥

तमु ह परः प्रत्युवाच कम्वर एतमेतत्सन्तꣳसयुग्वानमिव रैक्वमात्थेति यो नु कथꣳसयुग्वा रैक्व इति ॥ ३ ॥

यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनꣳसर्वं तदभिसमेति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥४

तदु ह जानश्रुतिः पौत्रायण उपशुश्राव स ह सञ्जिहान एव क्षत्तारमुवाचाङ्गारे ह सयुग्वानमिव रैक्वमात्थेति यो नु कथꣳसयुग्वा रैक्व इति ॥ ५ ॥

यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनꣳसर्वं तदभिसमैति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥६

# ચોથો અધ્યાય

## પહેલો ખંડ

જનશ્રુત રાજાના દીકરાનો દીકરો જાનશ્રુતિ રાજા શ્રદ્ધાથી ઘણું દાન દેતો હતો અને દરરોજ પોતાને ત્યાં ઘણુ

માણસોને જમાડતો હતો. લોકો પોતાનું અન્ન જમે એટલા માટે એણે ઘણા આશ્રમો બંધાવ્યા હતા અને એના તરફથી ઘણે ઠેકાણે સદાવ્રત ચાલતાં હતાં. ૧

એક વાર રાતે હંસનું ટોળું ઊડતું ઊડતું નીકળ્યું. તેમાં એક હંસે બીજા હંસને કહ્યું, કે 'હે ભલ્લાક્ષ! (હે ટૂંકી નજર-વાળા!) જાનશ્રુતિ રાજાની કીર્તિનું તેજ સૂર્યના જેવું ચારેય તરફ ફેલાયું છે, એ તને ન બાળે, માટે એને અડીશ નહિ. ૨

પછી આ હંસને એ હંસે જવાબ આપ્યો, કે 'એ રાજાનાં વખાણ તું ગાડાવાળા સજ્જન રૈક્વનાં જેવાં કેમ કરે છે?' પેલા હંસે પૂછ્યું કે, 'ગાડાવાળો રૈક્વ કોણ અને કેવો છે?' ૩

ભલ્લાક્ષે કહ્યું, કે 'જેમ પાસા ઉપરના ચાર દાણા જીત-નારને પાસાની આજુબાજુના અને નીચેના દશે ય દાણા મળે છે, તેમ પ્રજાઓ જે કંઈ સારું કર્મ કરે છે, તે રૈકવના ધર્મ–કર્મમાં સમાઈ જાય છે અને એ રૈક્વ જે વિદ્યા જાણે છે, તે વિદ્યા જાણનારને પણ એની પેઠે જ ફળ મળે છે.' એ રૈક્વ મેં કહ્યો છે. ૪

હંસોની આ વાતચીત જાનશ્રુતિ રાજાએ સાંભળી. તેણે સવારમાં ઊઠતાં વેંત જ પોતાના સ્તુતિપાઠકને પૂછ્યું, કે અરે ભાઈ! 'તું મને ગાડાવાળા રૈક્વ જેવો કહે છે?' સ્તુતિપાઠકે પૂછ્યું, કે 'ગાડાવાળા રૈકવ કેવા છે?' ૫

ત્યારે રાજાએ કહ્યું કે, 'જેમ પાસા ઉપરના ચાર દાણા જીતનારને પાસાની આજુબાજુના અને નીચેના દશે ય દાણા મળે છે, તેમ પ્રજાઓ જે કંઈ સારું કામ કરે છે, તેનું ફળ રૈક્વના ધર્મકર્મમાં સમાઈ જાય છે, અને એ રૈક્વ જે વિદ્યા જાણે છે, તે વિદ્યા જાણનારને પણ એના જેવું જ ફળ મળે છે, એ રૈક્વ મેં તને કહ્યો.' ૬

स ह क्षत्ताऽन्विष्य नाविदमिति प्रत्येयाय तꣳहोवाच यत्रारे ब्राह्मणस्यान्वेषणा तदेनमृच्छेति ॥ ७ ॥

सोऽधस्ताच्छकटस्य पामानं कषमाणमुपोपविवेश तꣳहाभ्युवाद त्वं नु भगवः सयुग्वा रैक्व इत्यहꣳह्यरा ३ इति ह प्रतिजज्ञे स ह क्षत्ताऽविदमिति प्रत्येयाय ॥ ८ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

तदु ह जानश्रुतिः पौत्रायणः षट् शतानि गवां निष्कमश्वतरीरथं तदादाय प्रतिचक्रमे तꣳहाभ्युवाद ॥ १ ॥

रैक्वेमानि षट् शतानि गवामयं निष्कोऽयमश्वतरीरथो नु म एतां भगवो देवताꣳशाधि यां देवतामुपास्स इति ॥ २ ॥

तमु ह परः प्रत्युवाचाह हारेत्वा शूद्र तवैव सह गोभिरस्त्विति तदु ह पुनरेव जानश्रुतिः पौत्रायणः सहस्रं गवां निष्कमश्वतरीरथं दुहितरं तदादाय प्रतिचक्रमे ॥ ३ ॥

तꣳहाभ्युवाद रैक्वेदꣳसहस्रं गवामयं निष्कोऽयमश्वतरीरथ इयं जायाऽयं ग्रामो यस्मिन्नास्सेऽन्वेव मा भगवः शाधीति ॥ ४ ॥

तस्या ह मुखमुपोद्गृह्णन्नुवाचाऽऽजहारेमाः शूद्रानेनैव मुखेनाऽऽलापयिष्यथा इति ते हैते रैक्वपर्णा नाम महावृषेषु यत्रास्मा उवास तस्मै होवाच ॥ ५ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

પછી એ સ્તુતિપાઠકે રૈક્વને ચારેય તરફ ગોત્યા, પણ એ મળ્યા નહિ. તેણે પાછા આવીને કહ્યું, કે 'રૈક્વ મને મળતા નથી.' રાજાએ તેને કહ્યું, કે 'જ્યાં બ્રાહ્મણોની શોધ કરાય

ત્યાં એમને શોધ.'

પછી સ્તુતિપાઠક જંગલમાં ગયો. ત્યાં તેણે ગાડાની નીચે ખસ ખંજવાળતા એક પુરુષને જેયો. તરત તેમની પાસે એ ગયો અને બેઠો તથા તેમને પૂછ્યું, કે 'હે ભગવન્! આપ જ ગાડાવાળા રૈક્વ છો?' તેમણે કહ્યું, કે 'હા, હું જ છું.' એથી એ સ્તુતિપાઠકે તેમને ઓળખ્યા. પછી તેણે રાજાની પાસે જઇને કહ્યું, કે 'રૈક્વ મને મળ્યા છે.' ૮

## બીજો ખંડ

પછી જાનશ્રુતિ રાજા છસેં ગાયો, સોનાનો હાર તથા ખચ્ચરનો રથ લઇને એ રૈક્વની પાસે ગયા અને તેમને કહ્યું, કેઃ—

'હે રૈક્વ! આ છસેં ગાયો, આ હાર, આ ખચ્ચરનો રથ—બધું લો અને આપ જે દેવતાની પૂજા કરો છો, તે દેવતાનો મને ઉપદેશ કરો.' ૨

રૈક્વે એ રાજાને કહ્યું, કે 'હે શૂદ્ર!* આ હાર, રથ, ગાયો—એ બધું તારી જ પાસે રાખ.'

પછી જાનશ્રુતિ રાજા પાછા ગયા અને ફરીથી એક હજાર ગાયો, હાર, ખચ્ચરનો રથ અને પોતાની દીકરીને લઈને એ રૈક્વની પાસે આવ્યા. ૩

પછી તેમણે કહ્યું, કે 'હે રૈક્વ! આ હજાર ગાયો, હાર, ખચ્ચરનો રથ અને આ આપને માટે સ્ત્રી લો. આપ જે ગામમાં રહો છો, એ પણ આપને આપું છું. હે ભગવન્! આપ મને ઉપદેશ આપો.' ૪

એમણે એમની દીકરીનું મુખ જેઈને કહ્યું, કે 'હે શૂદ્ર! તેં આ ગાયો વગેરે આણ્યું છે અને આના દ્વારા જ તું જ્ઞાન

* રાજાને (હંસના વચનથી) શોક પ્રાપ્ત થયો, માટે શૂદ્ર કહ્યો;

### तृतीय खण्ड

वायुर्वाव संवर्गो यदा वा अग्निरुद्वायति वायुमेवाप्येति यदा सूर्योऽस्तमेति वायुमेवाप्येति यदा चन्द्रोऽस्तमेति वायुमेवाप्येति ॥१॥

यदाऽऽप उच्छुष्यन्ति वायुमेवापियन्ति वायुर्ह्येवैतान्सर्वान्संवृङ्क्त इत्यधिदवतम् ॥ २ ॥

अथाध्यात्मं प्राणो वाव संवर्गः स यदा स्वपिति प्राणमेव वागप्येति प्राणं चक्षुः प्राणꣳ श्रोत्रं मनः प्राणो ह्येवैतान्सर्वान्संवृङ्क्त इति ॥३॥

तौ वा एतौ द्वौ संवर्गौ वायुरेव देवेषु प्राणः प्राणेषु ॥ ४ ॥

अथ ह शौनकं च कापेयमभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे तस्मा उ ह न ददतुः ॥ ५ ॥

स होवाच महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यन्ति मर्त्या अभिप्रतारिन्बहुधा वसन्तं यस्मै वा एतदन्नं तस्मा एतन्नदत्तमिति ॥ ६ ॥

तदु ह शौनकः कापेयः प्रतिमन्वानः प्रत्येयायाऽऽत्मा देवानां जनिता प्रजानाꣳ हिरण्यदंष्ट्रो बभसोऽनसूरिर्महान्तमस्य महिमानमाहुरनद्यमानो यदनन्नमत्तीति वै वयं ब्रह्मचारिन्नेदमुपास्महे दत्तास्मै भिक्षामिति ॥ ७ ॥

મેળવવા મને કહે છે.

જેમાં એ રૈક્વ રહેતા હતા, તે રૈક્વપર્ણા નામનું ગામ મહાવૃષ નામના દેશમાં આવેલું હતું. એ ગામ રાજાએ એમને આપ્યું. પછી રૈક્વે રાજાને ઉપદેશ આપવા માંડયો:—

## ત્રીજો ખંડ

આ વાયુ જ સંવર્ગ÷છે. અગ્નિ જ્યારે ઓલવાઈ જાય છે, ત્યારે એ વાયુમાં મળે છે. જ્યારે સૂર્ય આથમે છે, ત્યારે વાયુમાં જ મળે છે. જ્યારે ચંદ્ર આથમે છે, ત્યારે વાયુમાં જ મળે છે. ૧

જ્યારે પાણી સુકાઈ જાય છે, ત્યારે વાયુમાં જ મળે છે; કારણ કે એ બધાંને વાયુ જ પોતાની અંદર લઈ લે છે. આટલું દેવતાઓ વિષે કહ્યું. ૨

હવે આત્મા (સૂક્ષ્મ શરીર) વિષે કહીએ. પ્રાણ સંવર્ગ છે. જ્યારે માણસ સૂવે છે, ત્યારે વાણી, આંખ(-ની ઇંદ્રિય), કાન(-ની ઇંદ્રિય) તથા મન એ બધાં પ્રાણમાં મળે છે; કારણ કે એ બધાંને પ્રાણ જ ગળી જાય છે. ૩

આ બે જાતના સંવર્ગ થયા. દેવોમાં વાયુ સંવર્ગ છે, અને ઇંદ્રિયોમાં પ્રાણ સંવર્ગ છે. ૪

એક વાર શુનકના પુત્ર કાપેય અને કક્ષસેનના પુત્ર અભિપ્રતારી—બન્ને જણા જમવા બેઠા હતા. હજી તેમને પિરસાતું હતું, ત્યાં કોઈ બ્રહ્મચારીએ ભિક્ષા માગી; પણ તેમણે તેને કાંઈ આપ્યું નહિ. ૫

ત્યારે એ બ્રહ્મચારીએ કહ્યું, કે 'જે દેવ ચાર મોટા દેવોને પણ ગળી ગયા છે, એ કયા દેવ? આ દરેક લોકને પાળનાર છે. હે કાપેય! અનેક રીતે એ લોકની અંદર જ રહેનાર એ દેવને, કોઈ જોઈ શકતું નથી. હે અભિપ્રતારી! એ દેવને માટે જ આ અન્ન છે; છતાં તમે એને એ આપ્યું નહિ.' ૬

એ વચનનો વિચાર કરતા શૌનક-કાપેય, તે બ્રહ્મચારીની પાસે ગયા અને કહેવા લાગ્યા, કે 'હે બ્રહ્મચારી! આત્મા જ દેવોને અને બધી પ્રજાને પેદા કરનાર છે, તેજસ્વી

÷ ગળી જનાર

तस्मा उ ह ददुस्ते वा एते पञ्चान्ये पञ्चान्ये दश सन्तस्त-त्कृतं तस्मात्सर्वासु दिक्ष्वन्नमेव दश कृतꣳ सैषा विराडन्नादी तयेदꣳ सर्वं दृष्टꣳ सर्वमस्येदं दृष्टं भवत्यन्नादो भवति य एवं वेद य एवं वेद ॥८

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रो न्वहमस्मीति ॥ १ ॥

सा हैनमुवाच नाहमेतद्वेद तात यद्गोत्रस्त्वमसि बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥

દાઢવાળો છે અને છેવટે સૌનો નાશ કરનાર પણ એ જ છે. એ મહાબુદ્ધિમાન છે. એનો મહિમા ઘણો મોટો છે એમ કહે છે; કારણ કે પોતે નહિ ખાતો હોવા છતાં, બીજું અન્ન ન હોય એવું તે ખાય છે. હે બ્રહ્મચારી! એ દેવની જ અમે ઉપાસના કરીએ છીએ.' (પછી એમણે પોતાના સેવકને કહ્યું, કે) 'આ બ્રહ્મચારીને ભિક્ષા આપો.'૭

સેવકોએ એને ભિક્ષા આપી. પાંચ (વાયુ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને પાણી) તથા પાંચ (પ્રાણ, વાણી, આંખ, કાન અને મન) મળીને દશ થયા. આ દશનો આંકડો, દશ આંકવાળા જુગારના પાસા જેવો છે. આથી અન્ન જ આ દશ પ્રકારે બધી દિશામાં રહ્યું છે. આમ આ વિરાટ (નામનો દશ અક્ષરનો વૈદિક છંદ) અન્ન ખાનારો છે. એ વિરાટ

આ બધી સૃષ્ટિને જુએ છે.* ૮

જે આમ જાણે છે તે આ બધુંય જોઈ શકે છે અને અન્ન ખાનારો થાય છે.

## ચોથો ખંડ

જબાલાના પુત્ર સત્યકામે એક દિવસ પોતાની મા જબાલાને કહ્યું, કે 'હે મા! હું વેદ ભણવા માટે બ્રહ્મચારી બનીને આચાર્યને ત્યાં રહેવા ઇચ્છું છું. મારું ગોત્ર કયું છે?' ૧

માએ સત્યકામને કહ્યું, કે 'હે પુત્ર! તારું ગોત્ર કયું છે, તેની મને ખબર નથી; કારણ કે (જ્યારે તારા પિતા જીવતા હતા, ત્યારે) મારો આખો દિવસ અતિથિઓની સેવામાં જ

---

* વિરાટ—દરેક ચરણમાં દશ અક્ષરવાળો ચાર ચરણનો એક વૈદિક છન્દ. આ છન્દ આખી સૃષ્ટિ (ક્ષર વૈકારિક સૃષ્ટિ)ના ૪૦ ભાગનો પ્રતીક છે. દરેક ચરણમાં દશ અક્ષર છે અને ચરણો ચાર છે; માટે તેને માટે અહીં **'दश कृतम्'** એમ કહ્યું છે. **कृतम्**નો અર્થ 'કૃતયુગ', કે જે 'ચાર' આંકડાનો વાચક છે. (જુઓ **स वा एष दशधा चतु: संपद्यते दश च ह वै चतुर्विराजोऽक्षराणि** (ગોપથ બ્રાહ્મણ, પૂ. ૫–૨૦)

આ ચાળીસ અક્ષરના વિરાટ છન્દમાં ત્રીસ અક્ષરનો, વીસ અક્ષરનો અને દસ અક્ષરનો વિરાટ છન્દ સમાઇ જાય છે; માટે ચાળીસ અક્ષરના વિરાટ છન્દને **परमा विराट्** કહે છે. (જુઓ તાણ્ડ્યબ્રાહ્મણ, ૨૪-૧૦-૨)

આખી સૃષ્ટિ 'વિરાટ' પુરુષમાંથી ઉત્પન્ન થાય છે, અને એ 'વિરાટ' પુરુષમાં જ તેનો લય થઈ જાય છે; તેથી આ 'સંવર્ગ વિદ્યા' અર્થાત્ સર્વ સૃષ્ટિનો જેમાં લય થાય છે, તે બ્રહ્મની વિદ્યા આ વિરાટરૂપ બ્રહ્મની જ ઉપાસના છે. આ 'વિરાટ' જ અન્ન છે અને તે જ અન્ન ખાનાર પણ છે અને તે સાથે સાથે જ તે 'અનદ્યમાન' (અન્ન ન ખાનારો) અને 'અનન્ન' પણ છે. (જુઓ છાંદોગ્ય ઉપનિષદ ૪–૩–૭)

આ 'વિરાટ' બ્રહ્મ અથવા 'વિરાટ' પ્રજાપતિની ઉપાસના એ જ સંવર્ગવિદ્યાનું મુખ્ય લક્ષ્ય છે.

स ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति ॥ ३ ॥

तꣳहोवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरꣳसा मा प्रत्यब्रवीद्बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहꣳसत्यकामो जाबालोऽस्मि भो इति ॥ ४ ॥

तꣳहोवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधꣳसोम्याऽऽहरोप त्वा नेष्ये न सत्यादगा इति तमुपनीय कृशानामबलानां चतुःशता गा निराकृत्योवाचेमाः सोम्यानुसंव्रजेति ता अभिप्रस्थापयन्नुवाच नासहस्रेणाऽऽवर्तेयमिति स ह वर्षगणं प्रोवास ता यदा सहस्रꣳसम्पेदुः ॥ ५ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

पञ्चम खण्ड

अथ हैनमृषभोऽभ्युवाद सत्यकाम३इति भगव इति ह प्रतिशुश्राव प्राप्ताः सोम्य सहस्रꣳस्मः प्रापय न आचार्यकुलम् ॥१॥

વીતતો હતો. હું એ કામમાં જ લાગી રહેતી. એ વખતે મારા યૌવનમાં તારો જન્મ થયેલો. (ત્યાર પછી તો તારા પિતા ગુજરી ગયા અને હું અનાથ થઈ; એટલે) તારા ગોત્રની તો મને ખબર નથી, પણ મારું નામ જબાલા છે; (ને તારું નામ સત્યકામ છે. તને જ્યારે આચાર્ય પૂછે, ત્યારે) તું એમ કહેજે, કે 'હું જબાલાનો પુત્ર સત્યકામ છું.' "૨

પછી સત્યકામ, હરિદ્રુમત્ના પુત્ર ગૌતમ પાસે ગયો અને એમને કહ્યું, કે 'હે ભગવન્! હું આપની પાસે (વેદ

ભણવા માટે બ્રહ્મચર્ય પાળીને તથા આપનો શિષ્ય બનીને) રહેવા ઇચ્છું છું.' ૩

ગૌતમે તેને પૂછ્યું, કે 'હે સૌમ્ય! તારું ગોત્ર કયું?' સત્યકામે કહ્યું, કે "હે ભગવન્! મારા ગોત્રની મને ખબર નથી. મેં મારી માને પૂછ્યું, ત્યારે તેમણે મને કહ્યું, કે 'મારો આખો દિવસ અતિથિઓની સેવામાં જ વીતતો હતો. હું એ કામમાં જ લાગેલી રહેતી, એ વખતે મારા યૌવનમાં તારો જન્મ થયેલો. (ત્યાર પછી તો તારા પિતા ગુજરી ગયા અને હું અનાથ થઈ; એટલે) તારા ગોત્રની મને ખબર નથી, પણ મારું નામ જબાલા છે અને તારું નામ સત્યકામ છે.' આથી હે ભગવન્ હું જબાલાનો પુત્ર સત્યકામ છું" ૪

ત્યારે ગૌતમે તેને કહ્યું, કે 'હે સૌમ્ય! બ્રાહ્મણ સિવાય બીજું કોઈ આમ બોલે નહિ. તેં સત્યને છોડ્યું નથી; તેથી હું તને શિષ્ય બનાવીશ. જા, હોમ માટે સમિધ (હોમનાં લાકડાં) લઈ આવ.'

પછી ઋષિએ તેને જનોઈ આપી (અને ભણાવ્યો. ત્યાર પછી) દૂબળી અને નબળી ગાયોમાંથી ચાર સો ગાયો આપીને આચાર્યે કહ્યું, કે 'હે સૌમ્ય! આ ગાયોની પાછળ જા.' પછી સત્યકામે એ બધી ગાયોને (વનમાં) લઈ જતી વખતે કહ્યું, કે 'હે ભગવન્! જ્યાં સુધી આ ચાર સો ગાયોમાંથી હજાર ગાયો નહિ થાય, ત્યાં સુધી હું પાછો આવીશ નહિ.' પછી એ ગાયોને જંગલમાં લઈ જઈ સત્યકામ ઘણાં વર્ષો સુધી ત્યાં રહ્યો, ત્યારે ચાર સોમાંથી એક હજાર ગાયો થઈ. ૫

## પાંચમો ખંડ

પછી એક દિવસે (એક બળદમાં વાયુદેવે પ્રવેશ કર્યો; તેથી એ) બળદે સંબોધન કર્યું, કે 'હે સત્યકામ!' એટલે સત્યકામે ઉત્તર આપ્યો, કે "હે ભગવન્! (શું કહો છો?

ब्रह्मणश्च ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राची दिक्कला प्रतीची दिक्कला दक्षिणा दिक्कलोदीची दिक्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः प्रकाशवान्नाम ॥ २ ॥

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते प्रकाशवानस्मिँल्लोके भवति प्रकाशवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते ॥ ३ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

## षष्ठ खण्ड

अग्निष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

तमग्निरभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥२

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच पृथिवी कलाऽन्तरिक्षं कला द्यौः कला समुद्रः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणोऽनन्तवान्नाम ॥ ३ ॥

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्तेऽनन्तवानस्मिँल्लोके भवत्यनन्तवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्ते ॥ ४ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

એટલે બળદે ફરી કહ્યું, કે) 'અમે હજાર થઈ ગયાં છીએ; માટે હવે અમને આચાર્યને ત્યાં પાછાં લઈ જાઓ. ૧

અને હું તમને બ્રહ્મનો એક પાદ× કહું છું.' સત્યકામે કહ્યું, કે 'ભલે, ભગવાન મને કહો.' ત્યારે એ બળદે કહ્યું, કે પૂર્વદિશા, પશ્ચિમદિશા, દક્ષિણદિશા અને ઉત્તરદિશા—એ ચાર ભાગવાળો બ્રહ્મનો એક પાદ થાય છે. એનું નામ 'પ્રકાશવાન' છે." ૨

"જે આત્માના એ ચાર ભાગવાળા પાદને આવી રીતે 'પ્રકાશવાન' સમજીને પૂજે છે, એ આ લોકમાં પ્રખ્યાત થાય છે અને મરણ પછી તેજસ્વી લોકમાં જાય છે." ૩

## છઠ્ઠો ખંડ

'હવે અગ્નિદેવ તને બ્રહ્મનો બીજો પાદ કહેશે.' આટલી વાત બળદે કહી.

બીજે દિવસે સત્યકામ એ ગાયોને આચાર્યને ત્યાં લઈ જવા લાગ્યો. જ્યાં સાંજ પડી, ત્યાં એણે અગ્નિ સળગાવ્યો અને ગાયોને રોકી (હાથમાં) સમિધ લઈને ઊગમણે મોઢે અગ્નિની પશ્ચિમ બાજુ બેઠો. ૧

ત્યારે અગ્નિએ તેને કહ્યું, કે 'હે સત્યકામ!' ત્યારે સત્યકામે જવાબ આપ્યો, કે 'હાં ભગવન્!' ૨

'સૌમ્ય! તને બ્રહ્મનો એક પાદ કહું છું.' સત્યકામે કહ્યું, કે 'ભલે, ભગવાન મને કહો.' ત્યારે અગ્નિએ કહ્યું, કે "પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ અને સમુદ્ર—એ ચાર ભાગવાળો બ્રહ્મનો પાદ થાય છે. એનું નામ 'અનંતવાન' છે." ૩

"જે બ્રહ્મના એ પાદને આવી રીતે 'અનંતવાન' સમજીને પૂજે છે, તેને આ લોકમાં ઘણાં સંતાન થાય છે અને એ છેવટે અવિનાશી લોકોમાં જાય છે." ૪

× ચોથો ભાગ

### सप्तम खण्ड

हꣳसस्ते पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमादाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

तꣳहꣳस उपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाचाग्निः कला सूर्यः कला चन्द्रः कला विद्युत्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणो ज्योतिष्मान्नाम ॥ ३ ॥

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ज्योतिष्मानस्मिँल्लोके भवति ज्योतिष्मतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ॥ ४ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

### अष्टम खण्ड

मद्गुष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमादाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

तं मद्गुरुपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मण आयतनवान्नाम ॥ ३ ॥

## સાતમો ખંડ

'હવે હંસ (સૂર્ય) તને બ્રહ્મનો એક પાદ કહેશે.' આટલું અગ્નિએ કહ્યું. બીજે દિવસે સત્યકામે ગાયોને આગળ ચલાવવા માંડી જ્યાં સાંજ પડી, ત્યાં એણે અગ્નિ સળગાવ્યો અને ગાયોને રોકી (હાથમાં) સમિધ લઇને ઊગમણે મોઢે અગ્નિની પશ્ચિમ બાજુ બેઠો. ૧

ત્યારે હંસે પાસે ઊડી આવીને તેને કહ્યું, કે 'હે સત્યકામ !' સત્યકામે જવાબ આપ્યો, કે 'હાં ભગવન્ !' ૨

'હે સૌમ્ય ! હું તને બ્રહ્મનો એક પાદ કહું છું.' સત્યકામે કહ્યું, કે 'ભલે, ભગવાન મને કહો.' પછી હંસ કહેવા લાગ્યો: "અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને વીજળી—એ ચાર ભાગવાળો બ્રહ્મનો એક પાદ બને છે. એનું નામ 'જ્યોતિષ્માન' છે." ૩

"જે બ્રહ્મના એ ચાર ભાગવાળા પાદને આવી રીતે 'જ્યોતિષ્માન' સમજીને પૂજે છે, તે આ લોકમાં પ્રકાશવાળો થાય છે અને છેવટે એ પ્રકાશવાળા લોકોમાં જાય છે." ૪

## આઠમો ખંડ

'હવે જળકૂકડી* તને બ્રહ્મનો એક પાદ કહેશે.' આટલું હંસે કહ્યું. પછી સત્યકામે બીજે દિવસે ગાયોને આગળ ચલાવી. જ્યાં સાંજ પડી, ત્યાં તેણે અગ્નિ સળગાવ્યો અને ગાયોને રોકી (હાથમાં) સમિધ લઈને ઊગમણે મોઢે અગ્નિની પશ્ચિમ બાજુ બેઠો. ૧

પછી જળકૂકડીએ પાસે ઊડી આવીને તેને કહ્યું, કે 'હે સત્યકામ !' સત્યકામે જવાબ આપ્યો, કે 'હાં ભગવન્ !'× ૨

'હે સૌમ્ય ! હું તને બ્રહ્મનો એક પાદ કહું છું.' સત્ય-

* મદ્ગુ: જળચરપક્ષી (પ્રાણ)

× 'મદ્ગુ' પુંલિંગ હોવાથી પુંલિંગ રૂપ વાપર્યું છે.

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानि-
त्युपास्त आयतनवानस्मिँल्लोके भवत्यायतनवतो ह लोकाञ्जयति य
एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्ते ॥ ४ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

प्राप हाऽऽचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम ३ इति
भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥

ब्रह्मविदिव वै सोम्य भासि को नु त्वाऽनुशशासेत्यन्ये मनुष्येभ्य
इति ह प्रतिजज्ञे भगवाꣳस्त्वेव मे कामे ब्रूयात् ॥ २ ॥

श्रुतꣳह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्धैव विद्या विदिता
साधिष्ठं प्रापयतीति तस्मै हैतदेवोवाचात्र ह न किञ्चन वीयायेति
वीयातेति ॥ ३ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

उपकोसलो ह वै कामलायनः सत्यकामे जाबाले ब्रह्मचर्यमुवास
तस्य ह द्वादशवर्षाण्यग्नीन्परिचचार स ह स्मान्यानन्तेवासिनः
समावर्तयꣳस्तꣳह स्मैव न समावर्तयति ॥ १ ॥

तं जायोवाच तप्तो ब्रह्मचारी कुशलमग्नीन्परिचचारीन्मा त्वाऽग्नयः
परिप्रवोचन्प्रब्रूह्यस्मा इति तस्मै हाप्रोच्यैव प्रवासांचक्रे ॥ २ ॥

કામે કહ્યું, કે 'ભલે, ભગવાન મને કહો.' પછી એ પક્ષીએ
કહ્યું:"પ્રાણ, આંખ, કાન અને મન—એ ચાર ભાગવાળો બ્રહ્મનો

એક પાદ થાય છે. આનું નામ 'આયતનવાન' છે." ૩

"જે બ્રહ્મના આ ચાર ભાગવાળા પાદને આવી રીતે 'આયતનવાન' સમજીને પૂજે છે, તેને આ લોકમાં આશરો મળે છે અને છેવટે વિશાળ જગ્યાવાળાઃ લોકોમાં જાય છે." ૪

## નવમો ખંડ

છેવટે સત્યકામ આચાર્યને ત્યાં પહોંચ્યો. આચાર્યે કહ્યું, કે 'હે સત્યકામ !' તેણે જવાબ આપ્યો: 'હાં ભગવન્ !' ૧

'હે સૌમ્ય ! તું બ્રહ્મવેત્તા હોય એવો દેખાય છે. તને કોણે ઉપદેશ કર્યો ?' સત્યકામે કહ્યું, કે 'માણસો સિવાયના બીજાઓએ. છતાં આપ ભગવાન જ મને જીજ્ઞાસા હોવાથી કહો.' ૨

'કારણ કે આપના જેવાઓની પાસેથી મેં સાંભળ્યું છે, કે આચાર્ય પાસેથી જ જાણેલી વિદ્યા અતિ શ્રેષ્ઠપણું પામે છે.' પછી આચાર્યે તેને એ જ વિદ્યાનો ઉપદેશ કર્યો. તેથી એમાં કાંઈ બાકી ન રહ્યું. ૩

## દશમો ખંડ

કમલનો પુત્ર ઉપકોસલ, જબાલાના પુત્ર સત્યકામની પાસે વિદ્યા ભણવા માટે બ્રહ્મચર્ય પાળીને રહ્યો હતો. તેણે બાર વર્ષ સુધી આચાર્યના અગ્નિની સેવા કરી. આચાર્યે બીજા વિદ્યાર્થીઓની વિદ્યાનું ભણતર પૂરું થવાથી તેમને ઘેર જવાની આજ્ઞા આપી, પણ ઉપકોસલને ન આપી. ૧

ત્યારે આચાર્યને તેમનાં સ્ત્રીએ કહ્યું, કે 'આ તપસ્વી બ્રહ્મચારીએ આપના અગ્નિઓની બરાબર સેવા કરી છે. તેથી અગ્નિદેવતાઓ આપની નિંદા ન કરે, માટે આને વિદ્યાનો ઉપદેશ આપો;' આમ કહેવા છતાં આચાર્ય ઉપકોસલને વિદ્યાનો ઉપદેશ આપ્યા વિના જ બહારગામની મુસાફરીએ ચાલ્યા ગયા. ૨

---

ઃ અવકાશવાળી જગ્યા

स ह व्याधिनाऽनशितुं दध्रे तमाचार्यजायोवाच ब्रह्मचारिन्नशान किं नु नाश्नासीति स होवाच बहव इमेऽस्मिन्पुरुषे कामा नानात्यया व्याधिभिः प्रतिपूर्णोऽस्मि नाशिष्यामीति ॥ ३ ॥

अथ हाग्नयः समूदिरे तप्तो ब्रह्मचारी कुशलं नः पर्यचारीद्धन्तास्मै प्रब्रवामेति तस्मै होचुः प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्मेति ॥ ४ ॥

स होवाच विजानाम्यहं यत्प्राणो ब्रह्म कं च तु खं च न विजानामीति ते होचुर्यद्वाव कं तदेव खं यदेव खं तदेव कमिति प्राणं च हास्मै तदाकाशं चोचुः ॥ ५ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

अथ हैनं गार्हपत्योऽनुशशास पृथिव्यग्निरन्नमादित्य इति य एष आदित्ये पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिँश्च लोकेऽमुष्मिँश्च य एतमेवं विद्वानुपास्ते ॥२॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

ત્યારે ઉપકોસલે એ દુઃખને લીધે ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો. પછી આચાર્યનાં સ્ત્રીએ તેને કહ્યું, કે 'હે બ્રહ્મચારી ! તું શા માટે જમતો નથી? જમી લે.' ત્યારે તેણે કહ્યું, કે 'માણસને ઘણી જાતની ઇચ્છાઓ હોય છે. હું એ દુઃખથી ભરેલો છું; માટે જમીશ નહિ.' ૩

ત્યાર પછી એ (ત્રણેય) અગ્નિદેવતાઓએ વિચાર કર્યો, કે 'આ બ્રહ્મચારીએ આપણી ઘણી સારી સેવા કરી છે, તો આપણે જ એને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીએ.' પછી અગ્નિદેવતાઓએ તેને કહ્યું: 'પ્રાણ બ્રહ્મ× છે, કં (સુખ) બ્રહ્મ છે, ખં (આકાશ) બ્રહ્મ છે.' ૪

પછી એ બ્રહ્મચારીએ કહ્યું, કે 'પ્રાણ બ્રહ્મ છે, એ તો હું સમજ્યો; પણ સુખ બ્રહ્મ છે અને આકાશ બ્રહ્મ છે, એટલે શું? એ હું સમજી શકતો નથી.' ત્યારે અગ્નિદેવતાઓએ કહ્યું, કે 'જે સુખ÷ છે, એ જ આકાશ+ છે; અને જે આકાશ છે, એ જ સુખ છે.' એવી રીતે તેમણે એ બ્રહ્મચારીને પ્રાણ તથા તેની સાથે સંબંધવાળું (હૃદયમાં રહેલું) આકાશ—બંને બ્રહ્મ છે, એમ સમજાવ્યું. ૫

## અગિયારમો ખંડ

પછી (જેમાં રોજની આહુતિઓ અપાય છે, તે) ગાર્હપત્ય અગ્નિએ તેને ઉપદેશ કર્યો, કે 'પૃથ્વી, અગ્નિ, અન્ન અને સૂર્ય એ બધાં મારાં જ રૂપ છે—એ હું જ છું. સૂર્યમાં જે પુરુષ દેખાય છે, તે હું જ છું.' ૧

'જે એને આમ સમજીને પૂજે છે, તે પાપકર્મનો નાશ કરે છે અને તે છેવટે સારા લોકમાં જાય છે; પૂરું આયુષ ભોગવે છે; તે ઊજળું જીવન જીવે છે; તેના કુળની સંતતિ નાશ પામતી નથી; અમે તેની આ લોકમાં અને પરલોકમાં રક્ષા કરીએ છીએ.' ૨

---

× આત્મા ÷ અલૌકિક સુખ

+ પંચભૂતોમાંનું આકાશ નહિ, પણ 'હૃદયાકાશ'

## द्वादश खण्ड

अथ हैनमन्वाहार्यपचनोऽनुशशासाऽऽपो दिशो नक्षत्राणि चन्द्रमा इति य एष चन्द्रमसि पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥२॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

अथ हैनमाहवनीयोऽनुशशास प्राण आकाशो द्यौर्विद्युदिति य एष विद्युति पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

## चतुर्दश खण्ड

ते होचुरुपकोसलैषा सोम्य तेऽस्मद्विद्याऽऽत्मविद्या चाऽऽचार्यस्तु ते गतिं वक्तेत्याजगाम हास्याऽऽचार्यस्तमाचार्योऽभ्युवादो पकोसल ३ इति ॥ १ ॥

## બારમો ખંડ

પછી (જેમાં પિતૃઓને આહુતિ અપાય છે, તે) દાક્ષણુ નામના અગ્નિએ તેને ઉપદેશ કર્યો, કે 'પાણી, દિશાઓ, નક્ષત્રો અને ચંદ્ર એ બધાં મારાં જ રૂપ છે—એ હું જ છું. ચંદ્રની અંદર જે પુરુષ દેખાય છે, તે હું જ છું.' ૧

'જે એને આમ સમજીને પૂજે છે, તે પાપકર્મનો નાશ છે અને તે છેવટે સારા લોકમાં જાય છે; પૂરું આયુષ ભોગવે છે; તે ઊજળું જીવન જીવે છે; તેના કુળની સંતતિ નાશ પામતી નથી; અમે તેની આ લોકમાં અને પરલોકમાં રક્ષા કરીએ છીએ.' ૨

## તેરમો ખંડ

પછી (જેમાં દેવોને આહુતિ અપાય છે, તે) આહવનીય નામના અગ્નિએ તેને ઉપદેશ કર્યો, કે 'પ્રાણ, આકાશ, સ્વર્ગ અને વીજળી એ બધાં મારાં જ રૂપ છે—એ હું જ છું. વીજળીમાં જે પુરુષ દેખાય છે, તે હું જ છું.' ૧

જે એને આમ સમજીને પૂજે છે, તે પાપકર્મનો નાશ કરે છે અને તે છેવટે સારા લોકમાં જાય છે; પૂરું આયુષ ભોગવે છે; તે ઊજળું જીવન જીવે છે; તેના કુળની સંતતિ નાશ પામતી નથી; અમે તેની આ લોકમાં અને પરલોકમાં રક્ષા કરીએ છીએ.' ૨

## ચૌદમો ખંડ

પછી એ બધા અગ્નિઓએ ભેગા થઈને કહ્યું, કે 'હે ઉપકોસલ! હે સૌમ્ય! અમે તને આટલી આત્માની વિદ્યા કહી, પણ એને બરાબર સમજવાનો માર્ગ તને આચાર્ય જ કહેશે.'

એટલામાં આચાર્ય આવ્યા અને તેમણે તેને બોલાવ્યો: 'હે ઉપકોસલ!' ૧

भगव इति ह प्रतिशुश्राव ब्रह्मविद इव सोम्य ते मुखं भाति को नु त्वाऽनुशशासेति को नु माऽनुशिष्याद्भो इतीहापेव निह्नुत इमे नूनमीदृशा अन्यादृशा इति हाग्नीनभ्यूदे किं नु सोम्य किल तेऽवोचन्निति ॥ २ ॥

इदमिति ह प्रतिजज्ञे लोकान्वाव किल सोम्य तेऽवोचन्नहं तु ते तद्वक्ष्यामि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यत इति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच॥३॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

### पञ्चदश खण्ड

य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तद्यद्यप्यस्मिन्सर्पिर्वोदकं वा सिञ्चति वर्त्मनी एव गच्छति ॥ १ ॥

एतꣳ संयद्वाम इत्याचक्षत एतꣳ हि सर्वाणि वामान्यभिसंयन्ति सर्वाण्येनं वामान्यभिसंयन्ति य एवं वेद ॥ २ ॥

एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥

एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति सर्वेषु लोकेषु भाति य एवं वेद ॥ ४ ॥

ઉપકોસલે કહ્યું, કે 'હાં, ભગવન્!' આચાર્યે કહ્યું, કે 'હે સોમ્ય! તારું મોઢું બ્રહ્મવેત્તા જેવું શોભે છે. તને બ્રહ્મનો ઉપદેશ કોણે કર્યો?' જાણે છુપાવતો હોય એમ ઉપકોસલે

કહ્યું: 'ભગવન્! મને કોણ ઉપદેશ કરે? આ અગ્નિઓએ. એ અત્યારે પહેલાંના જેવા દેખાતા નથી! (જાણે ધ્રૂજતા હોય એમ લાગે છે.') આમ અગ્નિઓ તરફ ધ્યાન ખેંચીને તેણે ગળગળા થઈને કહ્યું. પછી આચાર્યે પૂછ્યું, કે 'હે સૌમ્ય! અગ્નિઓએ તને શું કહ્યું?' ૨

પછી ઉપકોસલે ટૂંકમાં કહી બતાવ્યું. આચાર્યે કહ્યું, કે 'સૌમ્ય! એમણે તને લોકો વિષે જ કહ્યું છે. હું તો તને એવું જ્ઞાન આપીશ, કે જે સમજવાથી—જેમ કમલની પાંખડીઓ ઉપર પાણી સ્પર્શ કરતું નથી તેમ—એ જ્ઞાનવાળા પુરુષને કોઈ પણ જાતનું પાપ લાગતું નથી.'

ઉપકોસલે કહ્યું, કે 'ભગવાન! મને કહો.' ત્યારે આચાર્ય કહેવા લાગ્યા: ૩

## પંદરમો ખંડ

'આંખમાં જે પુરુષ દેખાય છે, એ આત્મા છે. એ આત્મા કોઈ દિવસ નાશ પામતો નથી અને એ નિર્ભય છે. એ જ બ્રહ્મ છે. આંખમાં જો ઘી અથવા પાણી પડે, તો એ પાંપણોમાં જ સરી પડે છે. (આવો એ નિર્લેપ છે.) ૧

જ્ઞાનીઓ એ પુરુષને જ કલ્યાણવાન માને છે; કારણ કે બધાં કલ્યાણ એના તરફ આવે છે. જે એને આવી રીતે સમજીને પૂજે છે, તેને બધાં કલ્યાણ પ્રાપ્ત થાય છે. ૨

એ પુરુષ જ પુણ્યકર્મનાં ફળને પામનાર છે, તેથી જે એને એ રીતે ઉપાસે છે, તે સર્વ પુણ્યકર્મનાં ફળને પામે છે. ૩

એ પુરુષ જ તેજવાળો છે; કારણ કે દરેક લોકમાં (સૂર્ય આદિરૂપે) એ જ તપે છે. જે એને આવી રીતે સમજીને પૂજે છે, એ દરેક લોકમાં પ્રકાશે છે. ૪

अथ यदु चैवास्मिञ्छव्यं कुर्वन्ति यदि च नार्चिषमेवाभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासाँस्तान्मासेभ्यः संवत्सरँ संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नाऽऽववर्तन्ते नाऽऽवर्तन्ते ॥५

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

षोडश खण्ड

एष ह वै यज्ञो योऽयं पवत एष ह यन्निदँ सर्वं पुनाति यदेष यन्निदँ सर्वं पुनाति तस्मादेष एव यज्ञस्तस्य मनश्च वाक्च वर्तनी ॥१॥

तयोरन्यतरां मनसा सँस्करोति ब्रह्मा वाचा होताऽध्वर्युरुद्गाताऽन्यतरँ स यत्रोपाकृते प्रातरनुवाके पुरा परिधानीयाया ब्रह्मा व्यववदति ॥ २ ॥

अन्यतरामेव वर्तनीँ सँस्करोति हीयतेऽन्यतरा स यथैकपाद्व्रजन्रथो वैकेन चक्रेण वर्तमानो रिष्यत्येवमस्य यज्ञो रिष्यति यज्ञँ रिष्यन्तं यजमानोऽनुरिष्यति स इष्ट्वा पापीयान्भवति ॥ ३ ॥

अथ यत्रोपाकृते प्रातरनुवाके न पुरा परिधानीयाया ब्रह्मा व्यववदत्युभे एव वर्तनी सँस्कुर्वन्ति न हीयतेऽन्यतरा ॥ ४ ॥

स यथोभयपाद्व्रजन्रथो वोभाभ्यां चक्राभ्यां वर्तमानः प्रतितिष्ठत्येवमस्य यज्ञः प्रतितिष्ठति यज्ञं प्रतितिष्ठन्तं यजमानोऽनुप्रतितिष्ठति स इष्ट्वा श्रेयान्भवति ॥ ५ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

એવા જ્ઞાની પુરુષના મરણ પછી, કોઈ તેની ઉત્તરક્રિયા કરે કે ન કરે, તોપણ એ પુરુષ સૂર્યકિરણોના દેવ પાસે જાય

છે; ત્યાંથી દિવસના દેવ પાસે, ત્યાંથી શુક્લપક્ષના દેવ પાસે, ત્યાંથી ઉત્તરાયણના છ માસના દેવ પાસે, ત્યાંથી વર્ષના દેવ પાસે, ત્યાંથી સૂર્ય પાસે, ત્યાંથી ચંદ્ર પાસે અને ત્યાંથી વીજળી પાસે જાય છે. ત્યાં બ્રહ્મલોકમાંથી કોઈ મનુષ્ય નહિ એવો પુરુષ આવીને તેને બ્રહ્મના સત્ય લોકમાં લઈ જાય છે. આ દેવમાર્ગ છે. આ બ્રહ્મમાર્ગ છે. એ માર્ગે ગયેલાં માણસો પાછાં આ સંસારમાં આવતાં નથી. ૫

## સોળમો ખંડ

જે આ વાય છે, એ પવન યજ્ઞ છે; કારણ કે એ આ બધું પવિત્ર કરે છે; માટે જ એ યજ્ઞ છે. વાણી અને મન એ બે તેના માર્ગ છે. ૧

એ બેમાંથી એક માર્ગ(મન)ને બ્રહ્મા* પોતાના મનથી પવિત્ર કરે છે અને બીજા માર્ગને (વાણીને) હોતા,× અધ્વર્યુ× અને ઉદ્‌ગાતા× પવિત્ર કરે છે. સવારની+ સ્તુતિની શરૂઆત કર્યા પછી અને તે પૂરી થયા પહેલાં÷ જ્યારે બ્રહ્મા બોલે છે, ત્યારે માત્ર વાણીને જ પવિત્ર કરે છે અને મનને નુકસાન થાય છે. જેમ એક પગવાળો માણસ ચાલતાં અથવા એક જ પૈડાં-વાળો રથ ચાલતાં નાશ પામે છે, તેમ એ યજ્ઞ પણ નાશ પામે છે; અને તેથી યજ્ઞ કરનાર પણ તેની પાછળ નાશ પામે છે અને એવો યજ્ઞ કરી અધિક પાપી થાય છે. ૨,૩

પણ જો યજ્ઞમાં સવારની સ્તુતિ શરૂ થયા પછી એ પૂરી થાય ત્યાં સુધી બ્રહ્મા બોલે નહિ, તો મન અને વાણીરૂપ બે ય માર્ગ પવિત્ર થાય છે અને કોઈને કાંઈ નુકસાન થતું નથી. ૪

જેમ બે પગવાળો પુરુષ અને બે પૈડાંવાળો રથ રસ્તા ઉપર સારી રીતે ચાલે છે, તેમ એવા મૌની (ચૂપ રહીને ક્રિયા

* મુખ્ય ઋત્વિક × આ ત્રણે ય જુદીજુદી ક્રિયા કરનાર ઋત્વિજોનાં નામ છે.
+ પ્રાતરનુવાક ÷ પરિધાનિયા ઋકની પહેલાં

## सप्तदश खण्ड

प्रजापतिर्लोकानभ्यतपत्तेषां तप्यमानानाꣳरसान्प्रावृहदग्निं पृथिव्या वायुमन्तरिक्षादादित्यं दिवः ॥ १ ॥

स एतास्तिस्रो देवता अभ्यतपत्तासां तप्यमानानाꣳरसान्प्रावृहदग्नेर्ऋचो वायोर्यजूꣳषि सामान्यादित्यात् ॥ २ ॥

स एतां त्रयीं विद्यामभ्यतपत्तस्यास्तप्यमानाया रसान्प्रावृहद्भूरित्यृग्भ्यो भुवरिति यजुर्भ्यः स्वरिति सामभ्यः ॥ ३ ॥

तद्यदृक्तो रिष्येद्भूः स्वाहेति गार्हपत्ये जुहुयादृचामेव तद्रसेनर्चां वीर्येणर्चां यज्ञस्य विरिष्टꣳसंदधाति ॥ ४ ॥

अथ यदि यजुष्टो रिष्येद्भुवः स्वाहेति दक्षिणाग्नौ जुहुयाद्यजुषामेव तद्रसेन यजुषां वीयर्णे यजुषां यज्ञस्य विरिष्टꣳसंदधाति ॥५॥

अथ यदि सामतो रिष्येत्स्वः स्वाहेत्याहवनीये जुहुयात्साम्नामेव तद्रसेन साम्नां वीर्येण साम्नां यज्ञस्य विरिष्टꣳसंदधाति ॥ ६ ॥

तद्यथा लवणेन सुवर्णꣳसंदध्यात्सुवर्णेन रजतꣳरजतेन त्रपु त्रपुणा सीसꣳसीसेन लोहं लोहेन दारु दारु चर्मणा ॥ ७ ॥

एवमेषां लोकानामासां देवतानामस्यास्त्रय्या विद्याया वीर्येण यज्ञस्य विरिष्टꣳसंदधाति भेषजकृतो ह वा एष यज्ञो यत्रैवंविद्ब्रह्मा भवति ॥ ८ ॥

કરનાર) બ્રહ્માનો યજ્ઞ બરાબર થાય છે. એથી યજ્ઞ કરનારનાં વખાણ થાય છે અને એ શ્રેષ્ઠ બને છે. ૫

## સત્તરમો ખંડ

પ્રજાપતિએ લોકોનો સાર જાણવા માટે તપ કર્યું; તેથી

તેમણે તપેલા લોકોનો આવો સાર જાણ્યો–પૃથ્વીનો સાર અગ્નિ, અંતરિક્ષનો સાર વાયુ અને સ્વર્ગનો સાર સૂર્ય છે. ૧

પછી તેમણે એ ત્રણે ય દેવોનો સાર જાણવા માટે તેમને ઉદ્દેશી ફરીથી તપ કર્યું; તેથી તપેલા એ ત્રણેમાંથી તેમણે અગ્નિનો સાર ઋગ્વેદના મંત્રો, વાયુનો સાર યજુર્વેદના મંત્રો અને સૂર્યનો સાર સામવેદના મંત્રો છે, એમ જાણ્યું. ૨

તેમણે એ ત્રણે ય વિદ્યાનો સાર જાણવા માટે ફરીથી તપ કર્યું; તેથી તેમણે ધ્યાન કરાતા ઋગ્વેદના મંત્રોનો સાર **भूः**, યજુર્વેદના મંત્રોનો સાર **भुवः**, અને સામવેદના મંત્રોનો સાર **स्वः** છે, એમ જાણ્યું. ૩

આથી જો યજ્ઞમાં ઋગ્વેદના મંત્રોને કારણે કાંઈ ભૂલ થાય, તો **भूः स्वाहा** એમ બોલીને 'ગાર્હપત્ય' નામના અગ્નિમાં હોમ કરવો; કારણ કે ઋગ્વેદના મંત્રોવાળા યજ્ઞની ભૂલ ઋક્મંત્રોના સારથી જ સુધરે છે. ૪

જો યજ્ઞમાં યજુર્વેદના મંત્રોને કારણે કાંઈ ભૂલ થાય, તો **भुवः स्वाहा** એમ બોલીને 'દક્ષિણાગ્નિ'માં હોમ કરવો; કારણ કે યજુર્વેદના મંત્રોવાળા યજ્ઞની ભૂલ યજુર્મંત્રોના સારથી જ સુધરે છે, ૫

જો યજ્ઞમાં સામવેદના મંત્રોને કારણે કાંઈ ભૂલ થાય. તો **स्वः स्वाहा** એમ બોલીને 'આહવનીય' નામના અગ્નિમાં હોમ કરવો; કારણ કે, સામમંત્રોવાળા યજ્ઞની ભૂલ સામમંત્રોના સારથી જ સુધરે છે. ૬

જેમ ટંકણખાર વગેરેથી સોનું સંધાય છે, સોનાથી રૂપું, રૂપાથી કલાઈ, કલાઈથી સીસું, સીસાથી લોઢું, લોઢાથી લાકડું કે ચામડાથી લાકડું સંધાય છે, તેમ બ્રહ્મા એ લોકના, એ દેવતાઓના અને એ ત્રણે ય વિદ્યાઓના સારથી યજ્ઞની ભૂલને સુધારે છે. યજ્ઞમાં જો આમ ભૂલ સુધારી શકે એવા બ્રહ્મા

एष ह वा उदक्प्रवणो यज्ञो यत्रैवंविद्ब्रह्मा भवत्येवंविदꣳह वा एषा ब्रह्माणमनुगाथा यतो यत आवर्तते तत्तद्गच्छति ॥ ९ ॥

मानवो ब्रह्मैवैक ऋत्विक्कुरून्श्वाऽभिरक्षत्येवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानꣳसर्वाꣳश्चर्त्विजोऽभिरक्षति तस्मादेवंविदमेव ब्रह्माणं कुर्वीत नानेवंविदं नानेवंविदम् ॥ १० ॥

इति सप्तदशः खण्डः ॥ १७ ॥

इति श्रीछान्दोग्योपनिषदि चतुर्थोऽध्यायः समाप्तः ॥ ४ ॥

## पञ्चम अध्याय

### प्रथम खण्ड

ॐ यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥ १ ॥

यो ह वै वसिष्ठं वेद वसिष्ठो ह स्वानां भवति वाग्वाव वसिष्ठः २

यो ह वै प्रतिष्ठां वेद प्रति ह तिष्ठत्यस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च चक्षुर्वाव प्रतिष्ठा ॥ ३ ॥

यो ह वै सम्पदं वेद सꣳहास्मै कामाः पद्यन्ते दैवाश्च मानुषाश्च श्रोत्रं वाव सम्पत् ॥ ४ ॥

यो ह वा आयतनं वेदाऽऽयतनꣳस्वानां भवति मनो ह वा आयतनम् ॥ ५ ॥

હોય, તો જ તે યજ્ઞ બરાબર સુધરેલો થાય છે. ૭,૮

જે યજ્ઞમાં આમ સમજનાર બ્રહ્મા હોય છે, તેવો યજ્ઞ જ ઉત્તરમાર્ગમાં લઈ જનારો થાય છે. એવું સમજનાર બ્રહ્મા

માટે એમ કહ્યું છે, કે એવા બ્રહ્મા યજ્ઞમાં જ્યાં જ્યાં ભૂલ થાય છે, ત્યાં ત્યાં એમ સુધારે છે. ૯

મૌન રહેનાર એક બ્રહ્મારૂપ જ ઋત્વિક્—પોતાની ઉપર બેઠેલા યોદ્ધાનું રક્ષણ કરતી ઘોડીની માફક—દરેક યજ્ઞ કરનારનું રક્ષણ કરે છે. આમ સમજનાર બ્રહ્મા યજ્ઞનું, યજ્ઞ કરનારનું અને દરેક ઋત્વિજનું રક્ષણ કરે છે; માટે આવું સમજનારને જ યજ્ઞમાં બ્રહ્માને ઠેકાણે નીમવો; આવું નહિ સમજનારને નહિ જ. ૧૦

## પાંચમો અધ્યાય

### પહેલો ખંડ

જે સૌથી મોટાને અને વધારે ગુણવાળાને ઓળખે છે, એ સૌથી મોટો અને વધુ ગુણવાળો થાય છે.

ઇંદ્રિયોમાં પ્રાણ જ મોટો છે તથા વધુ ગુણવાળો છે. ૧

જે મોટા ધનવાનને ઓળખે છે, એ પોતાની જ્ઞાતિઓમાં વધારે ધનવાન થાય છે.

(માણસને વાણી જ ધનવાન બનાવે છે; આથી) વાણી જ ધનવાન છે. ૨

જે સ્થિતિને× સમજે છે, એ આ લોકમાં અને પરલોકમાં સ્થિર થાય છે. આંખ જ (માણસને સ્થિર રાખે છે; તેથી) સ્થિતિરૂપ છે. ૩

જે સંપતને+ સમજે છે, એને દેવના તથા માણસના વિષયો પ્રાપ્ત થાય છે. કાન (સંપત મેળવવામાં મદદ કરે છે; માટે તે) જ સંપત છે. ૪

જે આશરો એટલે શું એ સમજે છે, એ પોતાનાઓને આશરો આપે છે. મન એ જ (જ્ઞાનનો) આશરો છે. ૫

× પ્રતિષ્ઠા + આબાદી

अथ ह प्राणा अहꣳश्रेयसि व्यूदिरेऽहं श्रेयानस्म्यꣳ श्रेयानस्मीति ॥ ६ ॥

ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुर्भगवन्को नः श्रेष्ठ इति तान्होवाच यस्मिन्व उत्क्रान्ते शरीरं पापिष्ठतरमिव दृश्येत स वः श्रेष्ठ इति ॥ ७ ॥

सा ह वागुच्चक्राम सा संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा कला अवदन्तः प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह वाक् ॥ ८ ॥

चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाऽन्धा अपश्यन्तः प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥

श्रोत्रꣳहोच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बधिरा अशृण्वन्तः प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह श्रोत्रम् ॥१०॥

એક વાર બધી ઇંદ્રિયો, સૌથી મોટું કોણ ? એ વિષે 'હું મોટી છું, હું મોટી છું' એમ વિવાદ કરવા લાગી. ૬

પછી બધી ઇંદ્રિયો પિતા પ્રજાપતિ પાસે ગઈ અને કહેવા લાગી, કે 'હે ભગવન્! અમારામાં (ગુણને લીધે) સૌથી મોટું કોણ ?'

પ્રજાપતિએ જવાબ આપ્યો, કે 'તમારામાં (ગુણને લીધે તો) એ જ મોટું કહેવાય, કે જે શરીરમાંથી જો નીકળી જાય, તો શરીર મુડદાં જેવું થઈ જાય.' ૭

પછી (સૌથી પહેલાં) વાણી શરીરમાંથી બહાર નીકળી

ગઈ. એક વર્ષ સુધી એ શરીરની બહાર જ રહી. ત્યાર પછી આવીને તેણે બીજી ઇંદ્રિયોને પૂછ્યું, કે 'મારા વિના તમે બધાં કેવી રીતે જીવી શક્યાં ?' ત્યારે બીજી ઇંદ્રિયોએ વાણીને જવાબ આપ્યો, કે 'જેમ મૂંગા માણસો વાણી નહિ બોલતાં છતાં નાકથી શ્વાસ લે છે, આંખથી જુએ છે, કાનથી સાંભળે છે અને મનથી વિચાર કરે છે, તેમ અમે બધાં તમારા વિના જીવતાં હતાં.' ત્યારે (પોતે બીજી ઇંદ્રિયોથી મોટી નથી, એમ સમજીને વાણી ફરી શરીરમાં) આવી. ૮

પછી આંખ× શરીરની બહાર નીકળી ગઈ. એ એક વર્ષ સુધી બહાર જ રહી. ત્યાર પછી આવીને તેણે બીજી ઇંદ્રિયોને પૂછ્યું, કે 'મારા વિના તમે બધાં કેવી રીતે જીવી શક્યાં ?' ત્યારે બીજી ઇંદ્રિયોએ આંખને જવાબ આપ્યો, કે 'જેમ આંધળા માણસો આંખે નહિ જોતા છતાં નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, કાનથી સાંભળે છે અને મનથી વિચારે છે, તેમ અમે બધાં તમારા વિના જીવતાં હતાં.' ત્યારે (પોતે બીજી ઇંદ્રિયોથી મોટી નથી, એમ સમજીને આંખ ફરીથી શરીરમાં) આવી. ૯

પછી કાન શરીરની બહાર નીકળી ગયો. એ એક વર્ષ સુધી બહાર જ રહ્યો. ત્યાર પછી આવીને તેણે બીજી ઇંદ્રિયોને પૂછ્યું, કે 'મારા વિના તમે બધાં કેવી રીતે' જીવી શક્યાં ?' ત્યારે બીજી ઇંદ્રિયોએ કાનને જવાબ આપ્યો, કે 'જેમ બહેરા માણસો સાંભળતા નથી છતાં નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, આંખથી જુએ છે અને મનથી વિચારે છે, તેમ અમે બધાં તમારા વિના જીવતાં હતાં.' ત્યારે (પોતે બીજી ઇંદ્રિયોથી મોટો નથી, એમ સમજીને કાન ફરીથી શરીરમાં) આવ્યો. ૧૦

× આંખ, નાક, કાન વગેરે શબ્દો તે તે ઇંદ્રિયોના અર્થમાં મૂક્યા છે. જેમ કે, આંખ એટલે ચક્ષુરિંદ્રિય, નાક એટલે ઘ્રાણેંદ્રિય વગેરે.

मनो होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्यत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बाला अमनसः प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेणैवमिति प्रविवेश ह मनः ॥ ११ ॥

अथ ह प्राण उच्चिक्रमिषन्स यथा सुहयः पड्वीशशङ्कून्संखिदेदेवमितरान्प्राणान्समखिदत्तꣳहाभिसमेत्योचुर्भगवन्नेधि त्वं नः श्रेष्ठोऽसि मोत्क्रमीरिति ॥ १२ ॥

अथ हैनं वागुवाच यदहं वसिष्ठोऽस्मि त्वं तद्वसिष्ठोऽसीत्यथ हैनं चक्षुरुवाच यदहं प्रतिष्ठाऽस्मि त्वं तत्प्रतिष्ठाऽसीति ॥ १३ ॥

अथ हैनꣳश्रोत्रमुवाच यदहꣳसम्पदस्मि त्वं तत्सम्पदसीत्यथ हैनं मन उवाच यदहमायतनमस्मि त्वं तदायतनमसीति ॥ १४ ॥

न वै वाचो न चक्षूꣳषि न श्रोत्राणि न मनाꣳसीत्याचक्षते प्राणा इत्येवाचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवति ॥ १५ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

स होवाच किं मेऽन्नं भविष्यतीति यत्किञ्चिदिदमाश्वभ्य आशकुनिभ्य इति होचुस्तद्वा एतदनस्यान्नमनो ह वै नाम प्रत्यक्षं न ह वा एवंविदि किञ्चनानन्नं भवतीति ॥ १ ॥

પછી મન શરીરની બહાર નીકળી ગયું. એ એક વર્ષ સુધી બહાર જ રહ્યું. ત્યાર પછી આવીને તેણે બીજી ઇંદ્રિયોને પૂછ્યું, કે 'મારા વિના તમે બધાં કેવી રીતે જીવી શક્યાં?' ત્યારે બીજી ઇંદ્રિયોએ જવાબ આપ્યો, કે 'જેમ બાળકો મન

વગરનાં× હોવા છતાં નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, આંખથી જુએ છે, કાનથી સાંભળે છે, તેમ અમે બધાં તમારા વિના જીવતાં હતાં.' ત્યારે (પોતે બીજી ઇંદ્રિયોથી મોટું નથી, એમ સમજીને મન ફરીથી શરીરમાં) આવ્યું. ૧૧

પછી (મુખ્ય) પ્રાણ જ્યારે શરીરમાંથી બહાર નીકળવા લાગ્યો, ત્યારે—જેમ ઊંચી જાતનો કોઈ ઘોડો, સહેજ ટકોર થતાં દોરડાંના ખીલાઓને પણ ઉખેડી નાખે તેમ—બીજી ઇંદ્રિયોને પણ ખેંચવા લાગ્યો. પછી એ બધી ઇંદ્રિયોએ એ પ્રાણને કહ્યું, કે 'ભગવન્! તમે શરીરમાં પાછા આવો. અમારામાં તમે જ સૌથી મોટા છો. આ શરીરમાંથી તમે બહાર જશો નહિ.' ૧૨

પછી એ પ્રાણને વાણીએ કહ્યું, કે 'હું ધનવાન છું', એ તમે જ ધનવાન છો.' પછી આંખે પણ કહ્યું: 'હું સ્થિતિ છું', એ તમે જ સ્થિતિ છો.' ૧૩

પછી કાને કહ્યું: 'હું સંપત છું', એ તમે જ સંપત છો.' પછી મન બોલ્યું: 'હું આશરો છું', એ તમે જ આશરો છો.' ૧૪

લોકો એ ઇંદ્રિયોને વાણી, આંખ, કાન, મન એમ કહેતા નથી; પણ એ બધી ઇંદ્રિયોને પ્રાણ જ કહે છે; કારણ કે એ બધાં પ્રાણ જ છે. ૧૫

## બીજો ખંડ

એ પ્રાણે કહ્યું, કે 'મારું અન્ન કયું થશે ?' ત્યારે બીજી ઇંદ્રિયો બોલી: 'કૂતરાંઓ અને પક્ષીઓથી માંડીને બધાં પ્રાણીઓનું જે અન્ન છે, એ જ તમારું અન્ન છે.'

(શ્રુતિ પણ કહે છે): "બધું અન્ન પ્રાણનું જ છે. પ્રાણનું 'અન્ન' એવું પ્રત્યક્ષ નામ છે. જે કોઈ આમ સમજે છે, તેને માટે કંઈ અભક્ષ્ય નથી." ૧

× બાળકોનું મન આવિર્ભાવ પામ્યું હોતું નથી.

स होवाच किं मे वासो भविष्यतीत्याप इति होचुस्तस्माद्वा एतदशिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाच्चाद्भिः परिदधति लम्भुको ह वासो भवत्यनग्नो ह भवति ॥ २ ॥

तद्धैतत्सत्यकामो जाबालो गोश्रुतये वैयाघ्रपद्यायोक्त्वोवाच यद्यप्येतच्छुष्काय स्थाणवे ब्रूयाज्जायेरन्नेवास्मिञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ३ ॥

अथ यदि महज्जिगमिषेदमावास्यायां दीक्षित्वा पौर्णमास्याꣳ रात्रौ सर्वौषधस्य मन्थं दधिमधुनोरुपमथ्य ज्येष्ठाय श्रेष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ४ ॥ वसिष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्प्रतिष्ठायै स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्संपदे स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेदायतनाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ५ ॥

अथ प्रतिसृप्याञ्जलौ मन्थमाधाय जपत्यमो नामास्यमा हि ते सर्वमिदꣳस हि ज्येष्ठः श्रेष्ठो राजाऽधिपतिः स मा ज्यैष्ठ्यꣳश्रैष्ठ्यꣳराज्यमाधिपत्यं गमयत्वहमेवेदꣳसर्वमसानीति ॥ ६ ॥

પછી પ્રાણે કહ્યું, કે 'મારું કપડું કયું થશે ?'

ત્યારે ઇંદ્રિયો બોલી: 'પાણી તમારું કપડું છે. આથી જ જમનાર માણસ, જમતાં પહેલાં અને જમ્યા પછી થોડુંક પાણી (વસ્ત્રરૂપે પહેરાવે છે.) પીએ છે.* (એ અન્નની બન્ને બાજુએ કપડાંની જેમ રહે છે; માટે જ એ અન્નનું કપડું છે.) જે આમ સમજે છે, તે કપડાં મેળવનાર થાય છે; નગ્ન રહેતો નથી.૨

* આચમન કરે છે.

જબાલાના પુત્ર સત્યકામે વ્યાઘ્રપદના પુત્ર ગોશ્રુતિને આ પ્રાણની પૂજા સમજાવીને કહ્યું હતું, કે 'જો (પ્રાણને સમજનારા કોઈ પણ માણસ પ્રાણની) આ પૂજા સૂકાં ઠૂંઠાંની સામે કહે, તો જરૂર એમાંથી ડાળિયો ફૂટે અને એની ઉપર પાન આવે. (તો પછી માણસને કહેવાથી લાભ થાય જ—એમાં કહેવું શું ?) ૩

પ્રાણવિદ્યા સમજ્યા પછી જો મોટાઈ મેળવવાની ઇચ્છા થાય, તો અમાસને દિવસે દીક્ષા લઈને પૂનમની રાતે દરેક જાતની ઔષધિનો ઘૂંટો (મંથ), દહીં અને મધને લાકડાના વાસણમાં ભેગાં મેળવીને એ વાસણ પહેલાં એક તરફ રાખવું. પછી 'ज्येष्ठाय श्रेष्ठाय स्वाहा' એ મંત્રથી અગ્નિમાં ઘીનો હોમ કર્યા પછી હોમ કરવાના સ્રુવમાંથી× ટપકતું ઘી પેલા વાસણમાં જરા ટપકાવવું. ૪

'वसिष्ठाय स्वाहा' એ મંત્રથી ઘીનો હોમ કરીને ફરીથી ટપકતું ઘી એ વાસણમાં થોડું ટપકાવવું. 'प्रतिष्ठायै स्वाहा' એ મંત્રથી ઘીનો હોમ કરીને ફરીથી ટપકતું ઘી એ વાસણમાં ટપકાવવું. 'संपदे स्वाहा' એ મંત્રથી ઘીનો હોમ કરીને એવી રીતે જ એ વાસણમાં ઘી ટપકાવવું. 'आयतनाय स्वाहा' એ મંત્રથી ઘીનો હોમ કરીને થોડું ઘી એ વાસણમાં ટપકાવવું. ૫

પછી પેલા વાસણમાંથી થોડો ઘૂંટો (મંથ) અંજલિમાં લઈને આ મંત્ર જપવો:* 'તારું નામ પ્રાણ છે; કારણ કે આખું જગત તારું જ છે. એ (મંથ)જ જ્યેષ્ઠ, શ્રેષ્ઠ અને પ્રકાશવાન તથા પાલક છે. એ મને જ્યેષ્ઠપણું, શ્રેષ્ઠપણું, પ્રકાશવાનપણું અને પાલકપણું મેળવી આપો. હું જ (પ્રાણની પેઠે) આ સર્વરૂપ થાઉં. ૬

---

× લાકડાના ચમચા જેવું હોમ કરવાનું સાધન.

* મંત્ર જપવાનું જ્યાં જણાવ્યું હોય, ત્યાં મૂળ સંસ્કૃત મંત્ર જ જપવો જોઇએ. અહીં તો માત્ર તેનો અર્થ જ જણાવ્યો છે.

अथ खल्वेतयर्चा पच्छ आचामति तत्सवितुर्वृणीमह इत्याचामति वयं देवस्य भोजनमित्याचामति श्रेष्ठꣳसर्वधातममित्याचामति तुरं भगस्य धीमहीति सर्वं पिबति निर्णिज्य कꣳसं वा चमसं वा पश्चाद्ग्नेः संविशति चर्मणि वा स्थण्डिले वा वाचंयमोऽप्रसाहः स यदि स्त्रियं पश्येत्समृद्धं कर्मेति विद्यात् ॥ ७ ॥

तदेष श्लोको यदा कर्मसु काम्येषु स्त्रियꣳस्वप्नेषु पश्यति समृद्धिं तत्र जानीयात्तस्मिन्स्वप्ननिदर्शने तस्मिन्स्वप्ननिदर्शने ॥८॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

श्वेतकेतुर्हाऽऽरुणेयः पञ्चालानाꣳसमितिमेयाय तꣳह प्रवाहणो जैवलिरुवाच कुमारानु त्वाऽशिषत्पितेत्यनु हि भगव इति ॥ १ ॥

वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्तीति न भगव इति वेत्थ यथा पुनरावर्तन्त ३ इति न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयाणस्य च व्यावर्तना ३ इति न भगव इति ॥ २ ॥

वेत्थ यथाऽसौ लोको न संपूर्यत ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति नैव भगव इति ॥३॥

પછી આ મંત્રનો ચોથો-ચોથો ભાગ બોલીને એ દૂંદા-(મંથ)માંથી એક એક કોળિયો ખાવો:

तत्सवितुर्वृणीमहे; वयं देवस्य भोजनम् ।
श्रेष्ठꣳसर्वधातमम; तुरं भगस्य धीमहि ॥

છેલ્લો ચોથો ભાગ બોલીને પાત્ર ધોઈને બધું પી જવું. પછી (જરા પાણી પીને) અગ્નિની પશ્ચિમ બાજુ પૂર્વદિશા તરફ

મોઢું રાખીને મૃગચર્મ અથવા નાની ઓટલી+ પર મૌન રાખીને તથા ચિત્તને શાંત કરીને સૂઈ જવું. જો સ્વપ્નમાં સ્ત્રી દેખે તો કર્મ સફળ થયું છે એમ સમજવું. ૭

એ આશયનો આ શ્લોક છે–'કામ્ય કર્મોમાં સ્વપ્નની અંદર જો સ્ત્રીને જુએ, તો એ સ્વપ્નદર્શનમાં સત્વર ફળસિદ્ધિ સમજવી. ૮

## ત્રીજો ખંડ

આરુણિનો પુત્ર શ્વેતકેતુ (એક વાર) પાંચાલદેશની સભામાં આવ્યો. તેને જીવલના પુત્ર રાજા પ્રવાહણે પૂછ્યું, કે 'કુમાર! તારા પિતાએ તને ઉપદેશ આપ્યો છે?'

શ્વેતકેતુએ જવાબ આપ્યો: 'હા, ભગવન્! મારા પિતાએ મને ઉપદેશ આપ્યો છે.' ૧

પછી પ્રવાહણ રાજાએ પૂછ્યું, કે 'માણસો (મરી ગયા પછી અહીંથી) ઉપર ક્યાં જાય છે, એ તને ખબર છે?' શ્વેતકેતુએ કહ્યું: 'ના, ભગવન્! એ હું જાણતો નથી.'

પછી પ્રવાહણ રાજાએ પૂછ્યું: 'માણસો ત્યાંથી પાછાં કેવી રીતે આવે છે, એ તું જાણે છે?'

શ્વે૦—ના, ભગવન્! એ હું જાણતો નથી.

પ્ર૦—દેવયાનમાર્ગ અને પિતૃયાણમાર્ગ જ્યાંથી જુદા પડે છે, એ ઠેકાણાની તને ખબર છે?

શ્વે૦—ના, ભગવન્! એ હું જાણતો નથી.

પછી પ્રવાહણ રાજા બોલ્યા: 'મરણ પામેલાં માણસોથી પિતૃલોક શા માટે ભરાઈ જતો નથી, એ તું જાણે છે?'

શ્વે૦—ના, ભગવન્! એ હું જાણતો નથી.

પ્ર૦—પાંચમી આહુતિમાં પાણી પુરુષના નામે કેવી રીતે

---

+ સ્થંડિલ

अथ नु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात्कथꣳसोऽनुशिष्टो ब्रुवीतेति स हाऽऽयस्तः पितुरर्धमेयाय तꣳहोवाचाननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाऽशिषमिति ॥ ४ ॥

पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षीत्तेषां नैकं च नाशकं विवक्तुमिति स होवाच यथा मा त्वं तदैतानवदो यथाऽहमेषां नैकंचन वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति ॥ ५ ॥

स ह गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हाञ्चकार स ह प्रातः सभाग उदेयाय तꣳहोवाच मानुषस्य भगवन् गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन् मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाषथास्तामेव मे ब्रूहीति स ह कृच्छ्री बभूव ॥६

तꣳह चिरं वसेत्याज्ञापयाञ्चकार तꣳहोवाच यथा मा त्वं गौतमावदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्मादु सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनमभूदिति तस्मै होवाच ॥७॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

બને છે, એની તને ખબર છે ?

શ્વે૦—ના, ભગવન્ ! એ મને ખબર નથી.

પ્ર૦—તું આ કાંઈ જાણતો નથી, તો પછી ‘ મારા પિતાએ મને ભણાવ્યો છે ’ એમ તેં કેવી રીતે કહ્યું ? જે આ બધું જાણતો ન હોય, તે ‘ હું ભણેલો છું ’ એમ કેવી રીતે કહી શકે ?

રાજાની આ વાતથી શ્વેતકેતુને ખેદ થયો; અને એ પિતાની પાસે પાછો આવ્યો. તેણે પિતાને કહ્યું: ‘ પૂરું ભણાવ્યા વિના જ આપે મને એમ કેમ કહ્યું કે ‘ મેં તને ભણાવ્યો છે ’ ? ૨–૪

'પેલા અધમ ક્ષત્રિય પ્રવાહણે મને પાંચ સવાલ પૂછ્યા, તેમાંથી એકેયનો જવાબ હું આપી શકયો નહિ.'

ત્યારે પિતાએ શ્વેતકેતુને કહ્યું, કે 'તને પૂછેલા એ પાંચ સવાલોનો જવાબ જેમ તું જાણતો નથી, તેમ હું પણ જાણતો નથી. જો એની મને ખબર હોત, તો મેં તને એ કેમ શીખવ્યું ન હોત?' ૫

પછી ગૌતમ ગોત્રના એ આરુણિ ઋષિ, પ્રવાહણ રાજા પાસે ગયા. એ રાજાએ તેમની આદરપૂર્વક પૂજા કરી. બીજે દિવસે સવારે એ ઋષિ રાજાની પાસે ગયા, ત્યારે રાજાએ કહ્યું, કે—'મનુષ્ય ઉપયોગી ધન અને ધાન્ય જે જોઇએ, એ તમે માગો.'

ઋષિએ કહ્યું: 'હે રાજન્! મનુષ્ય ઉપયોગી ધન અને ધાન્ય તમારી પાસે જ ભલે રહ્યું. તમે જે સવાલ મારા પુત્રને પૂછ્યા હતા, તે વિષે જ મને કહો.'

ત્યારે ('આ વિદ્યા બ્રાહ્મણને કેમ આપવી?' આ વિચારથી) રાજા દુઃખી થયો. ૬

(છતાં બ્રાહ્મણને ના પાડવી એ ઠીક નહિ, એમ સમજીને) રાજાએ કહ્યું: 'આ વિદ્યા માટે તમે અહીં ઘણા વખત સુધી બ્રહ્મચર્ય પાળીને રહો. તમે મને કહ્યું તે સંબંધે મારે કહેવું જોઇએ, કે આ વિદ્યા હજી સુધી બ્રાહ્મણોની પાસે ગઈ નથી. આ વિદ્યાનો ઉપદેશ ક્ષત્રિયો જ કરતા આવ્યા છે (પણ તમને હું ના પાડી શકતો નથી').

પછી તેમણે એ ઋષિને એ વિદ્યા શીખવી. ૭

### चतुर्थ खण्ड

असौ वाव लोको गौतमाग्निस्तस्याऽऽदित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा सम्भवति ॥ २ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

### पञ्चम खण्ड

पर्जन्यो वाव गौतमाग्निस्तस्य वायुरेव समिदभ्रं धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादनयो विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमꣳराजानं जुह्वति तस्या आहुतेर्वर्षꣳसम्भवति ॥ २ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

### षष्ठ खण्ड

पृथिवी वाव गौतमाग्निस्तस्याः संवत्सर एव समिदाकाशो धूमो रात्रिरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वर्षं जुह्वति तस्या आहुतेरन्नꣳ सम्भवति ॥ २ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

### सप्तम खण्ड

पुरुषो वाव गौतमाग्निस्तस्य वागेव समित्प्राणो धूमो जिह्वाऽर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुते रेतः सम्भवति ॥ २ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

## ચોથો ખંડ

(પંચાગ્નિ વિદ્યા:–)

'હે ગૌતમ! સ્વર્ગ અગ્નિ છે, સૂર્ય તેની સમિધ× છે, કિરણો ધુમાડો છે, દિવસ ઝાળ છે, ચંદ્ર અંગારા છે, અને નક્ષત્રો તણખા છે. ૧

'એ અગ્નિમાં દેવતાઓ શ્રદ્ધાનો હોમ કરે છે. એ આહુતિથી સોમરાજા ઊપજે છે. ૨

## પાંચમો ખંડ

'હે ગૌતમ! વરસાદના દેવ અગ્નિ છે, પવન તેની સમિધ છે, વાદળાં ધુમાડો છે, વીજળી ઝાળ છે, ઇંદ્રનું હથિયાર (વજ્ર) અંગારા છે, અને મેઘ ગાજે છે એ તણખા છે.૧

'એ અગ્નિમાં દેવતાઓ સોમરાજાને હોમે છે. એ આહુતિથી વરસાદ થાય છે. ૨

## છઠ્ઠો ખંડ

'હે ગૌતમ! પૃથ્વી અગ્નિ છે, વર્ષ તેની સમિધ છે, આકાશ ધુમાડો છે, રાત ઝાળ છે, દિશાઓ અંગારા છે, અને દિશાઓના ખૂણા તણખા છે. ૧

'એ અગ્નિમાં દેવતાઓ વરસાદનો હોમ કરે છે. એ આહુતિથી અન્ન થાય છે. ૨

## સાતમો ખંડ

'હે ગૌતમ! પુરુષ અગ્નિ છે, વાણી તેની સમિધ છે, પ્રાણ ધુમાડો છે, જીભ ઝાળ છે, આંખ અંગારા છે, અને કાન તણખા છે. ૧

'એ અગ્નિમાં દેવતાઓ અન્નનો હોમ કરે છે. એ આહુતિથી વીર્ય ઊપજે છે. ૨

× યજ્ઞના અગ્નિમાં હોમવાનાં લાકડાં.

## अष्टम खण्ड

योषा वाव गौतमाग्निस्तस्या उपस्थ एव समिद्यदुपमंत्रयते स धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनंदा विस्फुलिङ्गाः ॥१॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुतेर्गर्भः सम्भवति ॥ २ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्बावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाऽथ जायते ॥१॥

स जातो यावदायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः सम्भूतो भवति ॥ २ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासाꣳस्तान् ॥ १ ॥

मासेभ्यः संवत्सरꣳ संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवयानः पन्था इति ॥ २ ॥

अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति धूमाद्रात्रिꣳ रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड्दक्षिणैति मासाꣳस्तान्नैते

## આઠમો ખંડ

'હે ગૌતમ ! સ્ત્રી અગ્નિ છે, એનું ઉપસ્થ+ એ સમિધ છે, એને પાસે બોલાવવામાં આવે છે એ ધુમાડો છે, એની યોનિ ઝાળ છે, જે અંદર કરે છે એ અંગારા છે, અને એથી જે સુખ થાય છે એ તણખા છે. ૧

એ અગ્નિમાં દેવતાઓ વીર્ય હોમે છે. એ આહુતિથી ગર્ભ ઊપજે છે.' ૨

## નવમો ખંડ

આવી રીતે પાંચમી આહુતિમાં પાણીમાંથી પુરુષ થાય છે. ( આ પાંચમા સવાલનો જવાબ થયો. હવે પહેલા સવાલનો જવાબ આપવાનું શરૂ કરે છે. )

ઓરથી વીંટાયેલો એ ગર્ભ નવ કે દશ માસ સુધી પેટમાં રહ્યા પછી જન્મે છે. ૧

જન્મ્યા પછી જેટલું આયુષ્ય હોય ત્યાં સુધી એ જીવે છે; અને મરી ગયા પછી એને અગ્નિદાહ દેવા માટે લઈ જાય છે. આમ છેવટે એ જેમાંથી આવ્યો, તેમાં જ ભળી જાય છે. ૨

## દશમો ખંડ

પાંચ જાતના એ અગ્નિઓને જે આવી રીતે સમજે છે તથા વનમાં રહીને શ્રદ્ધાથી અને તપ કરીને પૂજે છે, તે આગળ જણાવેલા સૂર્યકિરણોના દેવને પામે છે; ત્યાંથી દિવસના દેવને, ત્યાંથી શુક્લપક્ષના દેવને અને ત્યાંથી ઉત્તરાયણના છમાસના દેવને પામે છે. ૧

ત્યાંથી વર્ષના દેવને, ત્યાંથી સૂર્યને, ત્યાંથી ચંદ્રને અને ત્યાંથી વીજળીને પામે છે. ત્યાં બ્રહ્મલોકમાંથી અમાનવ પુરુષ

+ જનનેન્દ્રિય

संवत्सरमभिप्राप्नुवन्ति ॥ ३ ॥

मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाचन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ॥ ४ ॥

तस्मिन्यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथैतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति ॥५

अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ ६ ॥

तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाऽथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरञ्श्वयोनिं वा सूकरयोनिं वा चण्डालयोनिं वा ॥ ७ ॥

अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयꣳ स्थानं तेनासौ लोको न सम्पूर्यते तस्माज्जुगुप्सेत तदेष श्लोकः ॥ ८ ॥

આવી એને બ્રહ્મલોકમાં લઈ જાય છે. આ દેવયાન (દેવલોકનો માર્ગ) છે. ૨

જે પુરુષો ગામની અંદર જ રહીને યજ્ઞ, યાગ વગેરે ક્રિયાઓ કરે છે, તથા કૂવા, તળાવ વગેરે બંધાવે છે, અથવા દાન આપે છે, તેઓ ધુમાડાના દેવને પામે છે.

ત્યાંથી રાત્રિને, ત્યાંથી કૃષ્ણપક્ષના દેવને અને ત્યાંથી

દક્ષિણાયનના છ માસના દેવને પામે છે; પણ ત્યાંથી એ વર્ષના દેવની પાસે જઈ શકતા નથી. ૩

પણ દક્ષિણાયનના છ માસના દેવની પાસેથી તેઓ પિતૃલોકમાં, ત્યાંથી આકાશમાં અને ત્યાંથી ચંદ્રલોકમાં જાય છે. જે આ ચંદ્ર છે, તે દેવતાઓનું અન્ન છે. એનો દેવતાઓ ઉપભોગ કરે છે. ૪

ત્યાં પુણ્ય ખલાસ થાય ત્યાં સુધી રહીને એ જ માર્ગે ત્યાંથી પાછા વળે છે. ત્યાંથી એ આકાશમાં આવે છે. ત્યાંથી વાયુ બને છે. પછી એ ધુમાડો બને છે અને તેમાંથી નાની વાદળીઓ બને છે. ૫

તેમાંથી મોટાં વાદળાં બને છે. પછી પૃથ્વી ઉપર વરસે છે. તેમાંથી તેઓ ડાંગર, જવ, ઔષધિઓ, વનસ્પતિઓ, તલ, અને અડદ બનીને પૃથ્વી ઉપર ઊપજે છે. પછી ત્યાંથી તેઓનું નીકળવું મુશ્કેલ બને છે; પણ જે કોઈ એ અન્ન ખાય અને પછી સ્ત્રીસંભોગ કરે, ત્યારે તેના જેવા જ બનીને એ જન્મે છે.

આ જગતમાં જેનાં આચરણ પવિત્ર હોય છે, તેઓ ફરીથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે જાતિને પામે છે, પણ જેનાં આચરણ નઠારાં હોય છે, તેઓ નિંદ્ય કૂતરાં, ભૂંડ કે ચંડાળની જાતિને પામે છે. ૬,૭

જેઓ ઉપર જણાવેલા બે માર્ગોમાંથી કોઈ પણ માર્ગે જતા નથી, તેઓ ક્ષુદ્ર જીવ–જંતુઓ બને છે અને વારંવાર તેઓ જન્મ–મરણ પામ્યા જ કરે છે. તેઓને 'તું જન્મ પામ, મૃત્યુ પામ એમ પરમેશ્વરની આજ્ઞા થયા કરે છે. આ ત્રીજી ગતિ છે. આથી જ એ (ચંદ્ર)લોક ભરાઈ જતો નથી. આથી આ સંસારની ગતિમાં તો દોષદૃષ્ટિ જ કરવી. ૮

આ અગ્નિવિદ્યાનાં આવી રીતે વખાણ કર્યાં છે:

स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्पमावसन्ब्रह्महा चैते पतन्ति चत्वारः पञ्चमश्चाऽऽचरꣳस्तैरिति ॥ ९ ॥

अथ ह य एतानेवं पञ्चाग्नीन्वेद न सह तैरप्याचरन्पाप्मना लिप्यते शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥१०॥

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

प्राचीनशाल औपमन्यवः सत्ययज्ञः पौलुषिरिन्द्रद्युम्नो भाल्लवेयो जनः शार्कराक्ष्यो बुडिल आश्वतराश्विस्ते हैते महाशाला महाश्रोत्रियाः समेत्य मीमाꣳसांचक्रुः को न आत्मा किं ब्रह्मेति ॥ १ ॥

ते ह सम्पादयांचक्रुरुद्दालको वै भगवन्तोऽयमारुणिः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳहन्ताभ्यागच्छामेति तꣳहाभ्याजग्मुः॥२

स ह सम्पादयांचकार प्रक्ष्यन्ति मामिमे महाशाला महाश्रोत्रियास्तेभ्यो न सर्वमिव प्रतिपत्स्ये हन्ताहमन्यमभ्यनुशासानीति ॥३॥

तान्होवाचाश्वपतिर्वै भगवन्तोऽयं कैकेयः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳहन्ताभ्यागच्छामेति तꣳहाभ्याजग्मुः ॥ ४ ॥

तेभ्यो ह प्राप्तेभ्यः पृथगर्हाणि कारयांचकार स ह प्रातः सञ्जिहान उवाच न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपो नाना-

સોનું ચોરનાર, દારૂ પીનાર, ગુરુની સ્ત્રી સાથે આડે માર્ગે ચાલનાર અને બ્રહ્મહત્યા કરનાર, આ ચાર જણા તથા તેવાં માણસોનો સંગ કરનાર—એ પાંચ જણા મહાપાપી છે. ૯

છતાં જે આવી રીતે પાંચ અગ્નિઓની આ વિદ્યા જાણતો હોય, તે તેવાં માણસોનો સંગ કરે, તોપણ તેને પાપ લાગતું

નથી. તે શુદ્ધ અને પવિત્ર થાય છે. જે આમ સમજે છે, એ પવિત્ર અને પુણ્યવાળા લોકમાં જાય છે. ૧૦

## અગિયારમો ખંડ

ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ, પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભલ્લવિનો પુત્ર ઇંદ્રદ્યુમ્ન, શર્કરાક્ષનો પુત્ર જન તથા અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ એ પાંચ મહાવિદ્વાન મહાપુરુષોએ એક વાર ભેગા થઈને વિચાર કર્યો, કે 'આપણો આત્મા એ શું છે? બ્રહ્મ શું છે?' ૧

છેવટે પૂજ્ય પુરુષોએ નક્કી કર્યું, કે 'હાલ તો અરુણ ઋષિના પુત્ર આચાર્ય ઉદ્દાલક અંતર્યામી આત્માને બરાબર સમજે છે; તો આપણે તેમની પાસે જ જઈએ.'

પછી તેઓ આચાર્ય ઉદ્દાલક પાસે ગયા. ૨

ઉદ્દાલક ઋષિ તેમને જોઈને સમજી ગયા, કે આ મહાવિદ્વાન મહાપુરુષો મને જે કાંઇ પૂછશે, તે વિષે હું તેમને સંપૂર્ણ સમજાવી શકીશ નહિ; તેથી હું તેમને બીજો ઉપદેશક બતાવું. ૩

પછી તેમણે તેમને કહ્યું, કે 'હે માન આપવા યોગ્ય પુરુષો! અત્યારે તો કેકયના પુત્ર અશ્વપતિ જ આત્માને બરાબર સમજે છે; માટે આપણે બધા તેમની પાસે જ જઇએ.'

પછી એ બધા અશ્વપતિની પાસે ગયા. ૪

અશ્વપતિએ આવેલા એ બધા અતિથિઓનો જુદો જુદો આદરસત્કાર કરાવ્યો.

બીજે દિવસે સવારે ઊઠીને રાજાએ કહ્યું, કે 'મારા દેશમાં કોઇ ચોર નથી, દાન ન દેતો કંજુસ નથી, દારૂડિયો નથી, અગ્નિહોત્ર વિનાનો નથી, અભણ નથી, વ્યભિચારી નથી, તો વ્યભિચારિણી સ્ત્રી તો ક્યાંથી જ હોય?

'હે પૂજ્યો! મારે યજ્ઞ કરવો છે. યજ્ઞની ક્રિયાઓ કર-

हिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुतो यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि यावदेकैकस्मा ऋत्विजे धनं दास्यामि तावद्भगवद्भ्यो दास्यामि वसन्तु मे भगवन्त इति ॥ ५ ॥

ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तꣳहैव वदेदात्मानमेवेमं वैश्वानरꣳ सम्प्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥

तान्होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान्हानुपनीयैवैतदुवाच ॥ ७ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

## द्वादश खण्ड

औपमन्यव कं त्वमात्मानमुपास्स इति दिवमेव भगवो राजन्निति होवाचैष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव सुतं प्रसुतमासुतं कुले दृश्यते ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते मूर्धा त्वेष आत्मन इति होवाच मूर्धा ते व्यपतिष्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

अथ होवाच सत्ययज्ञं पौलुषिं प्राचीनयोग्य कं त्वमात्मान-

નાર×બ્રાહ્મણોને જેટલું ધન આપીશ, એટલું તમને પૂજ્યોને આપીશ; માટે તમે પૂજ્યો મારે ત્યાં (યજ્ઞ પૂરો થાય ત્યાં સુધી) રહો.' ૫

× ઋત્વિજો

પછી એ બધાએ કહ્યું, કે 'કોઈ માણસ જે કામ માટે આવ્યા હોય, તે કામ પહેલાં કહે છે. હમણાં તમે અંતર્યામી આત્માને બરાબર સમજો છો, તો અમને તેનો જ ઉપદેશ કરો.'૬

રાજાએ તેઓને કહ્યું, કે 'આવતી કાલે સવારે હું સમજાવીશ.' પછી તે બધા બીજે દિવસે સવારે હાથમાં સમિધ લઇને રાજા પાસે ગયા, ત્યારે રાજાએ તેમને પ્રણામ કરાવ્યા વિના જ વિદ્યાનો ઉપદેશ કર્યો. ૭

## બારમો ખંડ

રાજાએ પૂછ્યું, કે 'હે ઉપમન્યુના પુત્ર! તમે કોને આત્મા તરીકે પૂજો છો?'

પ્રાચીનશાલે જવાબ આપ્યો, કે 'ભગવન્! હું સ્વર્ગ-લોકને જ પૂજું છું.'

રાજા બોલ્યા: "તમે જેને આત્મા તરીકે પૂજો છો, એ 'સુતેજા' નામનો—સારા તેજવાળો આત્મા (નો અવયવ) છે. એની પૂજાથી તમારા કુળમાં સુત,* પ્રસુત અને આસુત દેખાય છે. ૧

તમે અન્ન ખાઓ છો, પ્રિય જુઓ છો; જે આવી રીતે આત્માને ઉપાસે છે, એ અન્નને ખાય છે અને પ્રિય જુએ છે; એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

પણ જેને તમે આત્મા સમજો છો, એ તો આત્માનું માથું જ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત, તો તમારું માથું નીચે પડત." ૨

## તેરમો ખંડ

પછી રાજાએ પુલુષના પુત્ર સત્યયજ્ઞને પૂછ્યું, કે 'તમે કોને આત્મા તરીકે પૂજો છો?'

* આ ત્રણ સોમરસ કાઢવાની જુદી જુદી રીતનાં નામ છે.

मुपास्स इत्यादित्यमेव भगवो राजन्निति होवाचैष वै विश्वरूप आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव बहु विश्वरूपं कुले दृश्यते ॥ १ ॥

प्रवृत्तोऽश्वतरीरथो दासीनिष्कोऽत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते चक्षुष्ट्वेतदात्मन इति होवाचान्धोऽभविष्यो यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

## चतुर्दश खण्ड

अथ होवाचेन्द्रद्युम्नं भाल्लवेयं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इति वायुमेव भगवो राजन्निति होवाचैष वै पृथग्वर्त्माऽऽत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वां पृथग्बलय आयन्ति पृथग्रथश्रेणयोऽनुयन्ति ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते प्राणस्त्वेष आत्मन इति होवाच प्राणस्त उदक्रमिष्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

## पञ्चदश खण्ड

अथ होवाच जनꣳ शार्कराक्ष्य कं त्वमात्मानमुपास्स इत्या-

સત્યયજ્ઞે કહ્યું: 'ભગવન્! હું સૂર્યને પૂજું છું.'
રાજાએ કહ્યું: "જેને તમે આત્મા તરીકે પૂજો છો, એ

'વિશ્વરૂપ' આત્મા આ આખું જગત છે. એની પૂજાથી જ તમારા કુળમાં સર્વ જાતનાં ઘણાં સાધનો દેખાય છે. ૧

તમારે ત્યાં ખચ્ચરનો રથ ચાલે છે અને દાસીઓ સાથે હીરા-માણેક છે. તમે અન્ન ખાઓ છો અને પ્રિય જુઓ છો. જે આવી રીતે અંતર્યામી આત્માને પૂજે છે, એ અન્ન ખાય છે અને પ્રિય જુએ છે; એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

છતાં એ સૂર્ય તો માત્ર આત્માની આંખ જ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત, તો તમે આંધળા જ થાત." ૨

## ચૌદમો ખંડ

પછી રાજાએ ભલ્લવિના પુત્ર ઇન્દ્રદ્યુમ્નને પૂછ્યું, કે 'તમે કોને આત્મા તરીકે પૂજો છો?' ત્યારે તેમણે કહ્યું: 'હું વાયુને જ પૂજું છું.'

રાજા બોલ્યા: "જેને તમે આત્મા તરીકે પૂજો છો, એ 'પૃથગ્વર્ત્મા' નામનો અનેક માર્ગે ફરતો આત્મા છે. આથી જ તમારી પાસે જુદી જુદી દિશાઓમાંથી અનેક ભેટો આવે છે અને તમારી સાથે અનેક રથો ચાલે છે. ૧

તમે અન્ન ખાઓ છો અને પ્રિય જુઓ છો. જે એને એવી રીતે આત્મા તરીકે પૂજે છે, એ અન્ન ખાય છે અને પ્રિય જુએ છે; એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

પણ એ વાયુ તો માત્ર આત્માનો પ્રાણ જ છે. તમે જો મારી પાસે આવ્યા ન હોત, તો તમારો પ્રાણ જ નીકળી જાત."૨

## પંદરમો ખંડ

પછી રાજાએ શર્કરાક્ષના પુત્ર જનને પૂછ્યું, કે 'તમે કોને આત્મા તરીકે પૂજો છો?'

તેમણે કહ્યું: 'ભગવન્! હું આકાશને જ પૂજું છું.'

રાજાએ કહ્યું: "જેને તમે આત્મા તરીકે પૂજો છો, એ

काशमेव भगवो राजन्निति होवाचैष वै बहुल आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं बहुलोऽसि प्रजया च धनेन च ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते संदेहस्त्वेष आत्मन इति होवाच संदेहस्ते व्यशीर्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

षोडश खण्ड

अथ होवाच बुडिलमाश्वतराश्विं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इत्यप एव भगवो राजन्निति होवाचैष वै रयिरात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वꣳ रयिमान्पुष्टिमानसि ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते बस्तिस्त्वेष आत्मन इति होवाच बस्तिस्ते व्यभेत्स्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

सप्तदश खण्ड

अथ होवाचोद्दालकमारुणिं गौतम कं त्वमात्मानमुपास्स इति पृथिवीमेव भगवो राजन्निति होवाचैष वै प्रतिष्ठाऽऽत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं प्रतिष्ठितोऽसि प्रजया च पशुभिश्च ॥ १

अत्यस्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं

'બહુલ' દરેક ઠેકાણે ભરપૂર વ્યાપક આત્મા છે; એથી જ તમે સંતતિથી અને ધનધાન્ય વગેરેથી ભરપૂર છો. ૧

, તમે અન્ન ખાઓ છો અને પ્રિય જુઓ છો. જે એ

વ્યાપકને આત્મા તરીકે પૂજે છે, એ હમેશાં અન્ન ખાય છે, પ્રિય જુએ છે અને એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

પણ એ આકાશ તો માત્ર આત્માનું પેટ જ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત, તો તમારું પેટ ફૂટી જ જાત.''૨

## સોળમો ખંડ

પછી રાજાએ અશ્વતરાશ્વના પુત્ર બુડિલને પૂછયું, કે 'તમે કોને આત્મા સમજીને પૂજો છો ?'

તેમણે કહ્યું: 'ભગવન્ ! હું પાણીને જ પૂજું છું.'

રાજા બોલ્યા: 'જેને તમે આત્મા તરીકે પૂજો છો, એ આખા જગતનો ધન રૂપ આત્મા છે; એથી જ તમે ધનવાન અને નીરોગી છો. ૧

તમે અન્ન ખાઓ છો અને પ્રિય જુઓ છો. જે એને એવી રીતે આત્મા તરીકે પૂજે છે, એ અન્ન ખાય છે, પ્રિય જુએ છે અને એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

પણ એ પાણીરૂપ ધન તો માત્ર આત્માનું પેડુ× (બસ્તિ) જ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત, તો તમારું પેડુ જ ફાટી જાત.' ૨

## સત્તરમો ખંડ

પછી રાજાએ અરુણના પુત્ર ઉદ્દાલકને પૂછયું, કે 'તમે કોને આત્મા સમજીને પૂજો છો ?'

તેમણે કહ્યું: 'ભગવન્ ! હું પૃથ્વીને જ પૂજું છું.'

રાજાએ કહ્યું: જેને તમે આત્મા તરીકે પૂજો છો, એ 'પૃથ્વી એ પ્રતિષ્ઠા(સ્થિતિ)રૂપે સર્વનો આત્મા છે; એથી જ પ્રજા અને પશુઓથી તમારી સ્થિતિ સારી છે. ૧

તમે અન્ન ખાઓ છો અને પ્રિય જુઓ છો. જે એ આત્માને

× નાભિની નીચેનો ભાગ

कुले य एतमेवात्मानं वैश्वानरमुपास्ते पादौ त्वेतावात्मन इति होवाच पादौ ते व्यम्लास्येतां यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥

इति सप्तदशः खण्डः ॥ १७ ॥

## अष्टादश खण्ड

तान्होवाचैते वै खलु यूयं पृथगिवेममात्मानं वैश्वानरं विद्वाꣳसोऽन्नमत्थ यस्त्वेतमेवं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति ॥ १ ॥

तस्य ह वा एतस्याऽऽत्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्माऽऽत्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः ॥ २ ॥

इत्यष्टादशः खण्डः ॥ १८ ॥

## एकोनविंश खण्ड

तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयꣳस यां प्रथमामाहुतिं जुहुयात्तां जुहुयात्प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥

प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किञ्च द्यौश्चाऽऽदित्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

इत्येकोनविंशः खण्डः ॥ १९ ॥

આવી રીતે પૂજે છે, એ અન્ન ખાય છે અને પ્રિય જુએ છે; અને એના કુળમાં બ્રહ્મતેજ રહે છે.

પણ પ્રતિષ્ઠા તો માત્ર આત્માના પગ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત, તો તમારા પગ જ ભાંગી જાત.' ૨

## અઢારમો ખંડ

પછી રાજાએ એ બધાને કહ્યું, કે "તમે બધા ય આત્માને જુદી જુદી રીતે સમજો છો અને અન્નભોગ ભોગવો છો.

પણ અંતર્યામી આત્માને જે સર્વ ઠેકાણે રહેલો અને દરેકની અંદર રહેલો સમજે છે, તે બધા લોકમાં, દરેક ભૂતમાં તેમ જ શરીર, બધી ઇંદ્રિયો, મન અને બુદ્ધિ વગેરેમાં રહીને સુખભોગ ભોગવે છે. ૧

કારણ કે સ્વર્ગ તો અંતર્યામી આત્માનું માથું જ છે, સૂર્ય તેની આંખ જ છે, વાયુ તેનો પ્રાણ જ છે, આકાશ એનું પેટ જ છે, પાણી એની બસ્તિ જ છે અને પૃથ્વી તેના પગ જ છે. આવી રીતે જે ઉપાસે છે, એ પોતે અગ્નિહોત્ર જેવો બને છે. એની છાતી એ અગ્નિહોત્રની વેદિ છે, એનાં રુવાંટાં એ દર્ભ છે, એનું હૃદય એ 'ગાર્હપત્ય' નામનો અગ્નિ છે, એનું મન દક્ષિણાગ્નિ છે અને એનું મોઢું એ 'આહવનીય' નામનો અગ્નિ છે." ૨

## ઓગણીસમો ખંડ

રાંધેલું અન્ન જ્યારે જમવા માટે પ્રથમ સામે આવે, ત્યારે એમાંથી પહેલાં 'प्राणाय स्वाहा' એમ બોલીને પહેલો કોળિયો ભરવો. એ પહેલી આહુતિથી પ્રાણ તૃપ્ત થાય છે. ૧

પ્રાણ તૃપ્ત થવાથી આંખ તૃપ્ત થાય છે. આંખ તૃપ્ત થવાથી સૂર્ય તૃપ્ત થાય છે. સૂર્ય તૃપ્ત થવાથી સ્વર્ગ તૃપ્ત થાય છે. સ્વર્ગ તૃપ્ત થવાથી સ્વર્ગ અને સૂર્ય જેના સ્વામી છે, તે તૃપ્ત થાય છે. એ બધાંની તૃપ્તિ થવાથી એ અન્ન જમનારો પ્રજાથી, પશુઓથી, અન્નથી, શરીરના અને બુદ્ધિના તેજથી અને બ્રહ્મ-તેજથી તૃપ્ત થાય છે. ૨

## विंश खण्ड

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥ १ ॥

व्याने तृप्यति श्रोत्रं तृप्यति श्रोत्रे तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किञ्च दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

इति विंशः खण्डः ॥ २० ॥

## एकविंश खण्ड

अथ यां तृतीयां जुहुयात्तां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥ १

अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्यामग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किञ्च पृथिवी चाग्नि-श्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

इत्येकविंशः खण्डः ॥ २१ ॥

## द्वाविंश खण्ड

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वाहेति समानस्तृप्यति ॥ १ ॥

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किञ्च विद्युच्च पर्जन्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिर-न्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

इति द्वाविंशः खण्डः ॥ २२ ॥

## વીસમો ખંડ

પછી 'व्यानाय स्वाहा' એમ બોલીને બીજો કોળિયો ભરવો. એ બીજી આહુતિથી 'વ્યાન' તૃપ્ત થાય છે. ૧

વ્યાન તૃપ્ત થવાથી કાન તૃપ્ત થાય છે. કાન તૃપ્ત થવાથી ચંદ્ર તૃપ્ત થાય છે. ચંદ્ર તૃપ્ત થવાથી દિશાઓ તૃપ્ત થાય છે. દિશાઓ તૃપ્ત થવાથી દિશાઓ અને ચંદ્ર જેના સ્વામી છે, એ તૃપ્ત થાય છે. એ બધાંની તૃપ્તિથી એ અન્ન જમનારો પ્રજાથી, પશુઓથી, અન્નથી, શરીરના અને બુદ્ધિના તેજથી તથા બ્રહ્મ-તેજથી તૃપ્ત થાય છે. ૨

## એકવીસમો ખંડ

પછી 'अपानाय स्वाहा' એમ બોલીને ત્રીજો કોળિયો ભરવો. એ આહુતિથી 'અપાન' તૃપ્ત થાય છે. ૧

અપાન તૃપ્ત થવાથી વાણી તૃપ્ત થાય છે. વાણી તૃપ્ત થવાથી અગ્નિ તૃપ્ત થાય છે. અગ્નિ તૃપ્ત થવાથી પૃથ્વી તૃપ્ત થાય છે. પૃથ્વી તૃપ્ત થવાથી પૃથ્વી અને અગ્નિ જેના સ્વામી છે, એ તૃપ્ત થાય છે. એ બધાંની તૃપ્તિથી એ અન્ન જમનાર પ્રજાથી, પશુઓથી, અન્નથી, શરીરના અને બુદ્ધિના તેજથી તથા બ્રહ્મ-તેજથી તૃપ્ત થાય છે. ૨

## બાવીસમો ખંડ

પછી 'समानाय स्वाहा' એમ બોલીને ચોથો કોળિયો લેવો. એ આહુતિથી 'સમાન' તૃપ્ત થાય છે. ૧

સમાન તૃપ્ત થવાથી મન તૃપ્ત થાય છે. મન તૃપ્ત થવાથી પર્જન્ય (વરસાદના દેવ) તૃપ્ત થાય છે. પર્જન્ય તૃપ્ત થવાથી વીજળી તૃપ્ત થાય છે. વીજળી તૃપ્ત થવાથી વીજળી અને પર્જન્ય જેના સ્વામી છે એ તૃપ્ત થાય છે. એ બધાંની તૃપ્તિથી એ અન્ન જમનારો પ્રજાથી, પશુઓથી, અન્નથી, શરીરના અને બુદ્ધિના તેજથી તથા બ્રહ્મતેજથી તૃપ્ત થાય છે. ૨

## त्रयोविंश खण्ड

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति ॥१

उदाने तृप्यति त्वक्तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृप्यति वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किञ्च वायुश्चाऽऽकाश-श्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

इति त्रयोविंशः खण्डः ॥ २३ ॥

## चतुर्विंश खण्ड

स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाऽङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक् तत्स्यात् ॥ १ ॥

अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥ २ ॥

तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवꣳ हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥ ३ ॥

तस्मादु हैवंविद्यद्यपि चाण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतꣳ स्यादिति तदेष श्लोकः ॥ ४ ॥

यथेह क्षुधिता बाला मातरं पर्युपासत एवꣳ सर्वाणि भूतान्य-ग्निहोत्रमुपासत इत्यग्निहोत्रमुपासत इति ॥ ५ ॥

इति चतुर्विंशः खण्डः ॥ २४ ॥

इति श्रीछान्दोग्योपनिषदि पञ्चमोऽध्यायः ॥ ५ ॥

## તેવીસમો ખંડ

પછી 'उदानाय स्वाहा' એમ બોલીને પાંચમો કોળિયો ભરવો.

એ આહુતિથી 'ઉદાન' તૃપ્ત થાય છે. ૧

ઉદાન તૃપ્ત થવાથી ત્વચા (ચામડીની ઇંદ્રિય) તૃપ્ત થાય છે. ત્વચા તૃપ્ત થવાથી વાયુ તૃપ્ત થાય છે. વાયુ તૃપ્ત થવાથી આકાશ તૃપ્ત થાય છે. આકાશ તૃપ્ત થવાથી આકાશ અને વાયુ જેના સ્વામી છે, એ તૃપ્ત થાય છે. એ બધાંની તૃપ્તિથી એ અન્ન જમનારો પ્રજાથી, પશુઓથી, અન્નથી, શરીરના અને બુદ્ધિના તેજથી તથા બ્રહ્મતેજથી તૃપ્ત થાય છે. ૨

## ચોવીસમો ખંડ

આ વૈશ્વાનર(આત્મા)ની વિદ્યા સમજ્યા વિના જે અગ્નિહોત્ર હોમે છે, એ જાણે અંગારાઓ છોડી રાખમાં હોમ કરતો હોય એના જેવું છે. ૧

જે આ બધું સમજીને અગ્નિહોત્ર હોમે છે. તેનો એ હોમ સર્વ લોકને, સર્વ ભૂતને તથા સર્વ આત્માને માટે હોમેલો થાય છે. ૨

જેમ મુંજની અંદરનો તાંતણો અગ્નિમાં નાખવાથી તરત બળી જાય છે, તેમ જે આ અગ્નિહોત્રને સમજીને હોમે છે (જમે છે), તેનું દરેક પાપ+ બળી જાય છે. ૩

આથી આમ સમજનાર જો કદાચ ચંડાળને એઠું આપે, તોપણ એ અન્ન ચંડાળના શરીરમાં રહેલ આત્મારૂપ અગ્નિમાં હોમેલું બને છે—એથી પાપ લાગતું નથી. એ અગ્નિહોત્રનાં વખાણ માટે આમ કહ્યું છે:—૪

જેમ આ દુનિયામાં ભૂખ્યાં બાળકો પોતાની માનું શરણ લે છે, તેમ દરેક પ્રાણી 'આવું સમજનાર માણસના આ અગ્નિહોત્ર(ભોજન)નું શરણ લે છે. ૫

---

+ પ્રારબ્ધ સિવાયનું

## षष्ठ अध्याय

### प्रथम खण्ड

ॐ श्वेतकेतुर्हाऽऽरुणेय आस तꣳह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सोम्यास्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवतीति ॥ १ ॥

स ह द्वादशवर्ष उपेत्य चतुर्विꣳशतिवर्षः सर्वान्वेदानधीत्य महामना अनूचानमानी स्तब्ध एयाय तꣳह पितोवाच श्वेतकेतो यन्नु सोम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः ॥२॥

येनाश्रुतꣳश्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति कथं नु भगवः स आदेशो भवतीति ॥ ३ ॥

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳस्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ ४ ॥

यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातꣳस्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ॥ ५ ॥

यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातꣳस्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं कृष्णायसमित्येव सत्यमेवꣳसोम्य स आदेशो भवतीति ॥ ६ ॥

## છઠ્ઠો અધ્યાય

### પહેલો ખંડ

અરુણ ઋષિના પુત્રનો પુત્ર શ્વેતકેતુ નામે હતો. તેને એક દિવસે તેના પિતા ઉદ્દાલકે કહ્યું, કે 'હે શ્વેતકેતુ! તું બ્રહ્મચર્ય

પાળીને આચાર્યની પાસે રહે. હે સૌમ્ય! આપણા કુળમાં કોઈ પણ બાળક ભણ્યા વિનાનો અને તેથી માત્ર નામનો જ બ્રાહ્મણ રહ્યો નથી.' ૧

પછી બાર વર્ષનો એ શ્વેતકેતુ આચાર્યને ત્યાં ગયો અને ચોવીસ વર્ષનો થયો ત્યાં સુધી વેદ ભણી પોતાને મોટો સમજવા લાગ્યો અને તેને ભણતરનું અભિમાન ઊપજ્યું. એથી ગર્વથી અક્કડ બનીને તે ઘેર આવ્યો. ૨

ત્યારે તેના પિતાએ કહ્યું, કે 'હે શ્વેતકેતુ! હે સૌમ્ય! તું આમ પોતાને મોટો સમજનાર, ભણતરના અભિમાનવાળો અને અક્કડ થયો છે, તો શું તેં આચાર્યને એ ઉપદેશ પૂછયો છે, કે જે (ઉપદેશ) સાંભળવાથી નહિ સાંભળેલું પણ સાંભળેલું બને, ન વિચારેલું પણ વિચારેલું બને અને ન જાણેલું પણ જાણેલું થાય?'

પિતાનો આવો પ્રશ્ન સાંભળીને શ્વેતકેતુએ પૂછ્યું: 'ભગવન્! એવો ઉપદેશ કેવી રીતે થઈ શકે છે?' ૩

ત્યારે તેના પિતા ઉદ્દાલકે કહ્યું: 'સૌમ્ય! જેમ માટીના એક પિંડાને સમજવાથી માટીથી બનેલું બધું ય સમજાય છે; કારણ કે માટીમાંથી બનેલાં વાસણોનાં નામો જ માત્ર જુદાં જુદાં છે, પણ ખરી રીતે તો એ બધાં માટી જ છે. ૪

હે સૌમ્ય! જેમ સોનાની એક લગડીને સમજવાથી સોનામાંથી બનેલાં બધાં ઘરેણાં સમજાય છે; કારણ કે સોનામાંથી બનેલાં ઘરેણાંનાં નામો જ માત્ર જુદાં જુદાં છે, પણ ખરી રીતે તો એ બધું સોનું જ છે. ૫

હે સૌમ્ય! જેમ લોઢાની એક નેયણીને સમજવાથી લોઢામાંથી બનેલું દરેક ઓજાર સમજાય છે; કારણ કે લોઢામાંથી બનેલાં ઓજારોનાં નામો જ માત્ર જુદાં જુદાં છે; પણ ખરી રીતે તો એ બધાં લોઢું જ છે.

એ ઉપદેશ આવો છે.' ૬

न वै नूनं भगवन्तस्त एतदवेदिषुर्यद्ध्येतदवेदिष्यन्कथं मे नावक्ष्यन्निति भगवाँस्त्वेव मे तद्ब्रवीत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयं तस्मादसतः सज्जायत ॥ १ ॥

कुतस्तु खलु सोम्यैवँस्यादिति होवाच कथमसतः सज्जायेतेति सत्त्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥ २ ॥

तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत तत्तेज ऐक्षत बहु स्यां प्रजायेयेति तदपोऽसृजत तस्माद्यत्र क्व च शोचति स्वेदते वा पुरुषस्तेजस एव तदध्यापो जायन्ते ॥ ३ ॥

ता आप ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त तस्माद्यत्र क्व च वर्षति तदेव भूयिष्ठमन्नं भवत्यद्भ्य एव तदध्यन्नाद्यं जायते ॥ ४ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्याण्डजं

ત્યારે શ્વેતકેતુ બોલ્યો: 'પૂજ્ય આચાર્ય જરૂર આવો ઉપદેશ જાણતા નહિ હોય. જો જાણતા જ હત, તો મને શા માટે એવો ઉપદેશ ન આપત ? તો આપ જ મને એ સમજાવો.' ૭

ઉદ્દાલક મુનિએ કહ્યું: 'હે સૌમ્ય ! ભલે.'

## બીજો ખંડ

'હે સૌમ્ય! સૌથી પહેલાં આ આખું જગત 'સત્'રૂપે હતું. એ માત્ર એકલું જ હતું, બીજું કાંઈ નહોતું.

કેટલાક કહે છે, કે સૌથી પહેલાં કાંઈ હતું જ નહિ, પણ એક જ અદ્વિતીય (શૂન્ય) હતું, તે અસત્માંથી સત્—આ જગત ઊપજ્યું છે. ૧

પણ હે સૌમ્ય! એમ કેમ બની શકે? જો અસત્–કાંઈ જ ન હોય, તો તેમાંથી સત્–વસ્તુ કેવી રીતે ઊપજી શકે? આથી હે સૌમ્ય! સૌથી પહેલાં જરૂર 'સત્'+ હતું; અને એ અદ્વિતીય–એકલું જ હતું. ૨

પછી એ સત્‌ને વિચાર થયો. કે 'હું એકમાંથી અનેક થાઉં:' એણે તેજ બનાવ્યું. (સત્‌ના પ્રવેશવાળા) એ તેજને વિચાર થયો, કે 'હું એકમાંથી અનેક થાઉં.' તેણે પાણી બનાવ્યું. આથી જ કોઈ માણસ જ્યારે શોક કરે છે, અથવા તેને જ્યારે પરસેવો થાય છે, ત્યારે તેજ(ગરમી)માંથી જ પાણી નીકળે છે. ૩

પછી પાણીએ વિચાર કર્યો, કે 'હું ઘણાં રૂપ ધરું.' પછી તેણે (પૃથ્વીરૂપ) અન્ન ઉપજાવ્યું. આથી જ જે દેશમાં વરસાદ વરસે છે, તેમાં ઘણું અન્ન થાય છે. પાણીથી જ અન્ન પેદા થાય છે.

## ત્રીજો ખંડ

આ દુનિયામાં જીવવાળાં પ્રાણીઓ ત્રણ જાતનાં છે: ઈંડામાંથી* ઊપજનારાં, સીધાં પેટમાંથી× ઊપજનારાં અને

---

+ સત્–(વિદ્યમાન (જે સૂક્ષ્મરૂપે બ્રહ્મ હતું તે.)

* પક્ષીઓ, પેટે ચાલતાં પ્રાણીઓ અને માછલાં વગેરે ઈંડાંમાંથી જન્મે છે; માટે એ 'અંડજ' કહેવાય છે.

× માણસો અને પશુઓ સીધાં પેટમાંથી જન્મતાં હોઈ 'જરાયુજ' કહેવાય છે.

जीवजमुद्भिज्जमिति ॥ १ ॥

सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ २ ॥

तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरोत् ॥३॥

तासां त्रिवृतं त्रिवृतमेकैकामकरोद्यथा तु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ४ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

चतुर्थ खण्ड

यदग्ने रोहितꣳरूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ १ ॥

यदादित्यस्य रोहितꣳरूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादादित्यादादित्यत्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ २ ॥

यच्चन्द्रमसो रोहितꣳरूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाच्चन्द्राच्चन्द्रत्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि

જમીનમાંથી÷ ઊપજનારાં. ૧

પછી એ 'સત્' નામના દેવે વિચાર કર્યો, કે 'હવે હું આ

÷ ઝાડ, વેલ, છોડ વગેરે જમીનમાંથી ઉત્પન્ન થાય છે, એથી એ 'ઉદ્ભિજ્જ' કહેવાય છે. (ઉપનિષત્કાર અહીં 'સ્વેદજ'નો સમાવેશ 'અંડજ' અથવા 'ઉદ્ભિજ્જ'માં કરતા લાગે છે.)

તેજ, પાણી અને અન્નમાં જીવરૂપે પ્રવેશ કરીને તેનાં જુદાં-જુદાં નામો અને સ્વરૂપો બનાવું. ૨

તથા એ ત્રણે ય દેવતાને (તેજ, પાણી અને અન્નને) ત્રેવડાં ત્રેવડાં કરું.'

આમ વિચારીને એ 'સત્' નામના દેવે એ ત્રણે ય દેવતાઓમાં જીવરૂપે પ્રવેશ કર્યો અને તેનાં જુદાં જુદાં નામો અને સ્વરૂપો બનાવ્યાં. ૩

'હે સૌમ્ય ! પછી એણે એ ત્રણે ય દેવતાને ત્રેવડા ત્રેવડા કર્યાં. એ ત્રેવડા ત્રેવડા કેવી રીતે થાય છે, એ હું સમજાવું.' ૪

## ચોથો ખંડ

ત્રેવડા કરેલા અગ્નિનું જે રાતું રૂપ દેખાય છે, એ (ત્રેવડા નહિ કરેલા એવા) તેજનું રૂપ છે; જે ધોળું રૂપ દેખાય છે, એ પાણીનું રૂપ છે અને જે કાળું રૂપ દેખાય છે, એ અન્ન(પૃથ્વી)નું રૂપ છે. આવી રીતે અગ્નિનું અગ્નિપણું જ જતું રહ્યું, એથી અગ્નિ ક્યાં રહ્યો ? વાણીથી જે 'અગ્નિ' વગેરે શબ્દ બોલાય છે, તે તો માત્ર નામ જ છે. (તેજ, પાણી અને અન્ન એ) ત્રણ રૂપો જ સાચાં છે. ૧

સૂર્યનું જે રાતું રૂપ દેખાય છે, એ તેજનું રૂપ છે; જે ધોળું રૂપ દેખાય છે, એ પાણીનું રૂપ છે; અને જે કાળું રૂપ દેખાય છે, એ અન્ન(પૃથ્વી)નું રૂપ છે. આવી રીતે સૂર્યનું સૂર્યપણું જ ચાલ્યું ગયું, એથી 'સૂર્ય' ક્યાં રહ્યો ? વાણીથી જે 'સૂર્ય' વગેરે શબ્દ બોલાય છે, તે તો માત્ર નામ જ છે. ત્રણ રૂપો જ માત્ર સાચાં છે. ૨

ચંદ્રનું જે રાતું રૂપ દેખાય છે, એ તેજનું રૂપ છે; જે ધોળું રૂપ દેખાય છે, એ પાણીનું રૂપ છે અને જે કાળું રૂપ દેખાય છે, એ અન્ન(પૃથ્વી)નું રૂપ છે. આવી રીતે ચંદ્રનું ચંદ્રપણું જ ચાલ્યું ગયું, એથી 'ચંદ્ર' ક્યાં રહ્યો ? વાણીથી

रूपाणीत्येव सत्यम् ॥ ३ ॥

यद्विद्युतो रोहितꣳरूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाद्विद्युतो विद्युत्त्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ४ ॥

एतद्ध स्म वै तद्विद्वाꣳस आहुः पूर्वे महाशाला महाश्रोत्रिया न नोऽद्य कश्चनाश्रुतममतमविज्ञातमुदाहरिष्यतीति ह्येभ्यो विदाञ्चक्रुः

यदु रोहितमिवाभूदिति तेजसस्तद्रूपमिति तद्विदाञ्चक्रुर्यदु शुक्लमिवाभूदित्यपाꣳरूपमिति तद्विदाञ्चक्रुर्यदु कृष्णमिवाभूदित्यन्नस्य रूपमिति तद्विदाञ्चक्रुः ॥ ६ ॥

यद्वविज्ञातमिवाभूदित्येतासामेव देवतानाꣳसमास इति तद्विदाञ्चक्रुर्यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ७ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

## पञ्चम खण्ड

अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्माꣳसं योऽणिष्ठस्तन्मनः ॥ १ ॥

आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥ २ ॥

જે 'ચંદ્ર' વગેરે શબ્દ બોલાય છે, તે તો માત્ર નામ જ છે. ત્રણ રૂપો જ માત્ર સાચાં છે. ૩

વીજળીનું જે રાતું રૂપ દેખાય છે, એ તેજનું રૂપ છે;

જે ધોળું રૂપ દેખાય છે, એ પાણીનું રૂપ છે અને જે કાળું રૂપ દેખાય છે, એ અન્ન(પૃથ્વી)નું રૂપ છે. આવી રીતે વીજળી-નું વીજળીપણું જ ચાલ્યું ગયું, એથી 'વીજળી' ક્યાં રહી? વાણીથી જે 'વીજળી' શબ્દ બોલાય છે, તે તો માત્ર નામ જ છે. ત્રણ રૂપો જ માત્ર સાચાં છે. ૪

આ હકીકત સમજનારા પહેલાંના મહાવિદ્વાન પુરુષો કહી ગયા છે, કે 'અમારા કુળમાં હવે કોઈ પણ એમ નહિ કહે, કે આ ફલાણી વસ્તુ અમે ન સાંભળેલી, ન વિચારેલી કે ન જાણેલી છે; કારણ કે તેઓ આ વિદ્યાથી બધું સમજતા હતા.' ૫

જે લાલ જેવું દેખાતું હતું, તેને તેઓ તેજનું રૂપ સમ-જતા હતા; જે ધોળા જેવું દેખાતું હતું, તેને તેઓ પાણીનું રૂપ સમજતા હતા અને જે કાળા જેવું દેખાતું હતું, તેને તેઓ અન્ન(પૃથ્વી)નું રૂપ સમજતા હતા. ૬

જે કોઈ ન સમજાય એવી વસ્તુ હતી, તે પણ એ ત્રણ તત્ત્વોની જ બનેલી છે, એમ તેઓ સમજતા હતા.

હવે, હે સૌમ્ય! એ ત્રણે ય દેવો (તત્ત્વો) મનુષ્યના શરીર-માં કેવી રીતે ત્રેવડા થયા છે, એ સમજાવું. ૭

## પાંચમો ખંડ

ખાધેલા (પૃથ્વીરૂપ) અન્નના ત્રણ ભાગ થાય છે. તેમાં જે સ્થૂલ ભાગ હોય છે, તેનો મળ થાય છે; જે મધ્યમ ભાગ છે, એનો રસ બનીને છેવટે માંસ થાય છે અને જે બહુ સૂક્ષ્મ ભાગ હોય છે, તેનું મન થાય છે. ૧

પીધેલા પાણીના પણ ત્રણ ભાગ થાય છે. તેમાં જે સ્થૂલ ભાગ હોય છે, તેનું મૂત્ર થાય છે; જે મધ્યમ ભાગ હોય છે, તેનું લોહી બને છે અને જે બહુ સૂક્ષ્મ ભાગ હોય છે, તેનો પ્રાણ બને છે. ૨

तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः स मज्जा योऽणिष्ठः सा वाक् ॥ ३ ॥

अन्नमयꣳहि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

षष्ठ खण्ड

दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥ १ ॥

एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥ २ ॥

अपाꣳसोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदीषति स प्राणो भवति ॥ ३ ॥

तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति सा वाग्भवति ॥ ४ ॥

अन्नमयꣳहि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ५ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

सप्तम खण्ड

षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माऽशीः काममपः

ખાધેલા તેજ (તેલ અને ઘી)*ના પણ ત્રણ ભાગ થાય છે. તેનો જે સ્થૂલ ભાગ હોય છે, તેનાં હાડકાંરૂપ ધાતુ બને છે;

* ઘી–તેલ તૈજસ પદાર્થ છે.

જે મધ્યમ ભાગ હોય છે, તેમાંથી ચરબી થાય છે અને જે સૂક્ષ્મ ભાગ હોય છે, તેની વાણી બને છે. ૩

'હે સૌમ્ય! આથી અન્નનું કાર્ય+ મન છે, પાણીનું કાર્ય પ્રાણ છે અને તેજનું કાર્ય વાણી છે.'

પછી શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! મને ફરી વધારે સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૪

## છઠ્ઠો ખંડ

'હે સૌમ્ય! જેમ મથેલા દહીંનો જે સૂક્ષ્મ ભાગ છે, તે (માખણરૂપે) ઊંચે આવી તેનું ઘી થાય છે, તેમ હે સૌમ્ય! ખાધેલા અન્નનો જે સૂક્ષ્મ ભાગ છે, તે ઉપર આવીને મન (મનને પુષ્ટ કરનાર) બને છે. ૧,૨

હે સૌમ્ય! પીધેલા પાણીનો જે સૂક્ષ્મ ભાગ છે, તે ઊંચે આવીને પ્રાણ બને છે. ૩

હે સૌમ્ય! ખાધેલા તેજ (ઘી–તેલ)નો જે સૂક્ષ્મ ભાગ હોય છે, તે ઊંચે આવીને વાણી બને છે. ૪

હે સૌમ્ય! આમ અન્નનું કાર્ય મન છે, પાણીનું કાર્ય પ્રાણ છે અને તેજનું કાર્ય વાણી છે.'

શ્વેતકેતુએ ફરીથી કહ્યું: 'ભગવન્! મને હજી ય સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૫

## સાતમો ખંડ

(ખાધેલા અન્નનો જે સૂક્ષ્મ ભાગ હોય છે, તેથી પુષ્ટ થયેલા મનની શક્તિના સોળ ભાગ કરીને એ સોળે ય ભાગ પુરુષની સોળ કળા છે, એમ માન્યું છે.) 'હે સૌમ્ય! પુરુષની સોળ કળા છે. (તારે ખાતરી કરવી હોય તો) તું પંદર દિવસ જમીશ

+ પરિણામ

पिबाऽऽपोमयः प्राणो न पिबतो विच्छेत्स्यत इति ॥ १ ॥

स ह पञ्चदशाहानि नाऽऽशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूꣳषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥ २ ॥

तꣳहोवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकोऽङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात्तेन ततोऽपि न बहु दहेदेवꣳसोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टा स्यात्तयैतर्हि वेदान्नानुभवस्यशानाथ मे विज्ञास्यसीति ॥ ३ ॥

स हाऽऽशाथ हैनमुपससाद तꣳह यत्किञ्च पप्रच्छ सर्वꣳ ह प्रतिपेदे ॥ ४ ॥

तꣳहोवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकमङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणैरुपसमाधाय प्रज्वालयेत्तेन ततोऽपि बहु दहेत् ॥५॥

एवꣳसोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टाऽभूत्साऽन्नेनोपसमाहिता प्राज्वालीत्तयैतर्हि वेदाननुभवस्यन्नमयꣳहि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ६ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

નહિ, પણ ઇચ્છા થાય તેટલું પાણી પીજે; કારણ કે પ્રાણ એ પાણીનું કાર્ય હોવાથી, જો તું પાણી નહિ પીએ તો પ્રાણ નીકળી જશે.' ૧

પછી તેણે પંદર દિવસ ખાધું નહિ. સોળમે દિવસે તેણે પિતાની પાસે આવીને કહ્યું:—

'ભગવન્! શું બોલું?'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો બોલ.'

શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! મને એ યાદ આવતા નથી.' ૨

પછી પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! સળગાવેલા મોટા અગ્નિમાંથી માત્ર એક આગિયા જીવડા જેવડો જ અંગારો બાકી રહ્યો હોય, તો એ પોતાનાથી નાની વસ્તુને પણ બાળી ન શકે, તો પછી મોટી ચીજને તો ક્યાંથી જ બાળી શકે? તેમ હે સૌમ્ય! તારી સોળ કળામાંથી માત્ર એક જ કળા બાકી રહી હોય, ત્યારે તું વેદોને કેવી રીતે યાદ કરી શકે? માટે જમી લે. પછી તું મારી વાત વધારે સમજી શકીશ.' ૩

પછી એ જમ્યો અને ફરીથી પિતાની પાસે આવ્યો. એ વખતે તેમણે જે કાંઈ પૂછ્યું એ બધું એ સમજ્યો. ૪

પિતાએ તેને ફરીથી કહ્યું, કે 'હે સૌમ્ય! સળગાવેલા મોટા અગ્નિનો માત્ર એક આગિયા જીવડા જેવડો જ અંગારો બાકી રહ્યો હોય અને તેની ઉપર તરણાં મૂકીને સળગાવે, તો તેનાથી મોટી ચીજને પણ એ બાળી શકે, તેમ હે સૌમ્ય! પંદર દિવસ ન જમવાથી તારી સોળ કળામાંથી એક જ કળા બાકી રહી હતી. એ બાકી રહેલી કળા અન્ન ખાવાથી પાછી વધી અને સળગી; તેથી જ તું અત્યારે વેદોને સંભારી શકે છે. હે સૌમ્ય! આ રીતે જેમ મન એ અન્નનું કાર્ય છે એ નક્કી થયું, તેમ પ્રાણ એ પાણીનું કાર્ય છે અને વાણી એ તેજનું કાર્ય છે. એ પણ નક્કી થયેલું છે.'

પછી શ્વેતકેતુ પિતાના એ ઉપદેશને બરાબર સમજ્યો. ૫,૬

## अष्टम खण्ड

उद्दालको हाऽऽरुणिः श्वेतकेतुं पुत्रमुवाच स्वप्नान्तं मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषः स्वपिति नाम सता सोम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति तस्मादेनꣳस्वपितीत्याचक्षते स्वꣳह्यपीतो भवति ॥ १ ॥

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्राऽऽयतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्राऽऽयतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनꣳहि सोम्य मन इति ॥ २ ॥

अशनापिपासे मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषोऽशिशिषति नामाऽऽप एव तदशितं नयन्ते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तदप आचक्षतेऽशनायेति तत्रैतच्छुङ्गमुत्पतितꣳसोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ३ ॥

तस्य क्व मूलꣳस्यादन्यत्रान्नादेवमेव खलु सोम्यान्नेन शुङ्गेनापो मूलमन्विच्छाद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजा सदायतनाः सत्प्रतिष्ठाः ॥ ४ ॥

## આઠમો ખંડ

અરુણના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું, કે 'હે સૌમ્ય ! હવે મારી પાસેથી સુષુપ્તિને* બરાબર સમજી લે.

* સ્વપ્ન પણ ન દેખાય એવી નિદ્રાવસ્થા

હે સૌમ્ય ! માણુસ જ્યારે સૂએ છે, ત્યારે એ 'સત્'માં જ મળી જાય છે—આત્મરૂપને પામે છે. ૧

'જેમ દોરીએ બાંધેલું પંખી આમતેમ દશે ય દિશામાં ઊડીને બીજો કોઈ આધાર ન મળવાથી જ્યાં બાંધ્યું હોય, ત્યાં જ આવી પડે છે, તેમ હે સૌમ્ય ! મન પણ જ્યારે માણુસ જાગતો હોય, ત્યારે ચારે ય તરફ દોડે છે; અને છેવટે બીજે કોઈ ઠેકાણે એને વિસામો મળતો ન હોવાથી પ્રાણરૂપ બ્રહ્મનો જ આશરો લેવો પડે છે; કારણ કે પ્રાણ–બ્રહ્મ જ મન( યુક્ત જીવ)નું બંધન છે.'૨

હે સૌમ્ય ! ભૂખ–તરસને પણ તું બરાબર જાણી લે. જ્યાં માણુસ ખાવા ઇચ્છે છે, ત્યાં ખાધેલા અન્નને પાણી જ લઈ જાય છે. જેમ ગાયોને લઈ જાય એ 'ગોનાય' કહેવાય છે, અશ્વને લઈ જાય તે 'અશ્વનાય' કહેવાય છે અને પુરુષને લઈ જાય એ 'પુરુષનાય' કહેવાય છે; તેમ જ અશન(ખાધેલા અન્ન)ને લઈ જનાર પાણીને 'અશનાય' કહે છે.

હે સૌમ્ય ! આ શરીર ઊપજ્યું છે, તેથી તે કાર્ય× છે, એમ તું જાણ. (કોઈ પણ કાર્ય કારણ વગર થતું નથી; માટે) આ શરીરરૂપ કાર્ય પણ કારણ વિનાનું હોય જ નહિ. ૩

અન્ન વગર આ શરીરનું બીજું શું કારણ હોય ? હે સૌમ્ય ! એ જ રીતે અન્નરૂપ કાર્યનું કારણ પાણી છે, એમ જાણ. હે સૌમ્ય ! પાણીનું કારણ તેજ છે, એમ જાણ; અને હે સૌમ્ય ! તેજનું કારણ 'સત્' છે, એમ જાણ.

આમ હે સૌમ્ય ! આ બધી પ્રજાનું મૂળ કારણ 'સત્' છે. 'સત્' જ બધાનો આશ્રય છે; અને છેવટે પણ 'સત્' જ બાકી રહે છે, એમ સમજી લે. ૪

---

× ઉત્પન્ન થાય એ કાર્ય કહેવાય છે.

अथ यत्रैतत्पुरुषः पिपासति नाम तेज एव तत्पीतं नयते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तत्तेज आचष्ट उदन्येति तत्रैतदेव शुङ्गमुत्पतितꣳसोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥५

तस्य क्व मूलꣳस्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तदुक्तं पुरस्तादेव भवत्यस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥ ६ ॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणाꣳरसान्समवहारमेकताꣳरसं गमयन्ति ॥ १ ॥

ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामह इति ॥ २ ॥

માણસને જ્યાં પીવાની ઇચ્છા થાય છે, ત્યાં પીધેલા પાણીને તેજ જ લઈ જાય છે. (આગળ સમજાવ્યા પ્રમાણે) 'ગોનાય' વગેરે નામો ગાય વગેરેને લઈ જવાથી કહેવાય છે; તેમ જ

પીધેલાં પાણીને લઈ જનાર તેજને 'ઉદન્યા' કહે છે. હે સૌમ્ય! આ શરીર કાર્ય છે; માટે એ પણ કારણ વિનાનું હોય જ નહિ.

પાણી વગર આ શરીરનું બીજું કારણ શું હોઈ શકે? હે સૌમ્ય! પાણીરૂપ કાર્યનું મૂળ કારણ તેજ છે અને તેજનું કારણ 'સત્' છે. હે સૌમ્ય! આ બધી પ્રજાનું મૂળ 'સત્' છે. 'સત્'જ બધાંનો આશ્રય છે; અને છેવટે 'સત્'જ બાકી રહે છે.

હે સૌમ્ય! તેજ, પાણી અને અન્ન–એ ત્રણ દેવો શરીરમાં જાય છે, ત્યારે તે એક એક ત્રણ ત્રણ ભાગે થાય છે. એ આગળ કહ્યું જ છે.૫

હે સૌમ્ય! મરનાર પુરુષની વાણી મનમાં સમાઈ જાય છે. (ત્યારે એ બોલી શકતો નથી, પણ માત્ર મનથી વિચાર કરી શકે છે.) પછી મન પ્રાણમાં સમાઈ જાય છે, પછી પ્રાણ તેજમાં સમાઈ જાય છે; અને છેવટે એ તેજ 'પર દેવ–સત્' સમાઈ જાય છે. (ત્યાંથી જ્ઞાની પુરુષનો ફરીથી જન્મ થતો નથી; અને અજ્ઞાની પુરુષ જેમ સુષુપ્તિમાંથી જાગે, તેમ બીજા શરીરમાં પ્રવેશ કરે છે.) ૬

આ 'સત્'રૂપ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ આ જગતનો આત્મા છે. એ જ સત્ય છે. 'હે શ્વેતકેતુ! એ 'સત્' તું છે' આમ પિતાએ કહ્યું.

ત્યારે શ્વેતકેતુએ કહ્યું, કે 'મને ફરીથી સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૭

## નવમો ખંડ

હે સૌમ્ય! જ્યારે મધમાખીઓ અનેક જાતનાં ઝાડનો રસ લઈને (મધરૂપે) તેને એક બનાવે છે, ત્યારે એ રસ મધરૂપે એક બન્યા પછી તેમાં 'હું અમુક ઝાડનો રસ છું' 'હું અમુક ઝાડનો રસ છું' એવું કોઈ પણ રસ જાણી શકતો

त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदाभवन्ति ॥३॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## दशम खण्ड

इमाः सोम्य नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवापियन्ति स समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति ॥ १ ॥

एवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगम्य न विदुः सत आगच्छामह इति त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदाभवन्ति ॥ २ ॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

નથી. એવી રીતે જ, હે સૌમ્ય ! આ બધી પ્રજા (ઊંઘ-વખતે, મરણ-વખતે અને પ્રલય-વખતે) 'સત્'માં ભળી જઈને

અમે 'સત્'માં મળી જઈએ છીએ, એમ જાણતી નથી. ૧,૨

વાઘ, સિંહ, વરુ, વરાહ–(ભૂંડ), કીડો, પતંગિયું, ડાંસ કે મચ્છર જેવાં પ્રાણીઓ પહેલાં અહીં જેવાં હોય છે, તેવાં જ પાછાં (સત્માંથી) આવ્યા પછી થાય છે. ૩

આ 'સત્'રૂપ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ જગતનો આત્મા છે. એ જ સત્ય છે. 'હે શ્વેતકેતુ! એ તું છે' આમ પિતાએ કહ્યું.

ત્યારે શ્વેતકેતુ બોલ્યો: 'ભગવન્! મને ફરીથી સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૪

## દશમો ખંડ

હે સૌમ્ય! ઊગમણી નદીઓ ઊગમણી વહે છે અને આથમણી નદીઓ આથમણી વહે છે. એ બધી સમુદ્રમાંથી સૂર્ય વડે ખેંચાઈને અને વરસાદરૂપે પડીને પાછી નદીઓ બનીને સમુદ્રમાં મળે છે અને એ સમુદ્ર જ થાય છે. પછી ત્યાં નદીઓ 'હું અમુક છું, હું અમુક છું' એમ જાણતી નથી. એવી રીતે જ, હે સૌમ્ય! આ બધી પ્રજા 'સત્'થી આવીને 'અમે સત્માંથી જ આવીએ છીએ' એમ જાણતી નથી. તે બધાં પાછાં અહીં વાઘ, સિંહ, વરુ, ભૂંડ, કીડો, પતંગિયું, ડાંસ કે મચ્છર, જે જે હોય છે, એ જ રૂપે એ 'સત્'માંથી અહીં આવીને જન્મે છે. ૧,૨

આ 'સત્'રૂપ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ જગતનો આત્મા છે. એ જ સત્ય છે. 'હે શ્વેતકેતુ! એ તું છે' આમ પિતાએ કહ્યું.

ત્યારે શ્વેતકેતુએ કહ્યું, કે 'ભગવન્! મને ફરીથી સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૩

## एकादश खण्ड

अस्य सोम्य महतो वृक्षस्य यो मूलेऽभ्याहन्याज्जीवन्स्रवेद्यो मध्येऽभ्याहन्याज्जीवन्स्रवेद्योऽग्रेऽभ्याहन्याज्जीवन्स्रवेत्स एष जीवेनाऽऽत्मनाऽनुप्रभूतः पेपीयमानो मोदमानस्तिष्ठति ॥ १ ॥

अस्य यदेका॑ꣳशाखां जीवो जहात्यथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव खलु सोम्य विद्धीति होवाच ॥ २ ॥

जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियत इति स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥३

इत्येकादशः खण्डः ॥ ११ ॥

## द्वादश खण्ड

न्यग्रोधफलमत आहरेतीदं भगव इति भिन्द्धीति भिन्नं भगव इति किमत्र पश्यसीत्यण्व्य इवेमा धाना भगव इत्यासामङ्गैकां भिन्द्धीति भिन्ना भगव इति किमत्र पश्यसीति न किञ्चन भगव इति ॥ १ ॥

तꣳहोवाच यं वै सोम्यैतमणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्यग्रोधस्तिष्ठति श्रद्धत्स्व सोम्येति ॥ २ ॥

## અગિયારમો ખંડ

હે સૌમ્ય! કોઈ મોટા ઝાડના મૂળમાં ઘા કરે તો એમાંથી રસ ઝરે છે, પણ એ જીવતું જ રહે છે. કોઈ વચમાં ઘા કરે તોય એમાંથી રસ ઝરે છે, પણ એ જીવતું તો રહે

છે. કોઈ ઉપરના ભાગમાં ઘા કરે, તો ય એમાંથી રસ ઝરે છે, પણ એ જીવતું તો રહે છે.

એ ઝાડમાં જીવ–આત્મા રહેલો છે, એથી એ મૂળથી પાણી પીએ છે અને જમીનના રસોને ખેંચીને આનંદથી ઊભું રહે છે. ૧

પણ જ્યારે જીવ એ ઝાડની એક ડાળીને છોડી દે છે, ત્યારે એ ડાળી સુકાઈ જાય છે; બીજી ડાળીને છોડી દે છે, ત્યારે બીજી સુકાય છે: ત્રીજીને છોડી દે છે, ત્યારે ત્રીજી સુકાય છે; અને જ્યારે જીવ એ આખા ઝાડને છોડી દે છે, ત્યારે આખું ઝાડ સુકાઈ જાય છે. ૨

'હે સૌમ્ય ! તું આમ બધું સમજી લે' એમ પિતાએ કહ્યું અને વળી બોલ્યા, કે 'જીવ વગરનું આ શરીર મરે છે, જીવ મરતો નથી. એ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ જગતનો આત્મા છે. એ જ સત્ય છે. હે શ્વેતકેતુ ! એ તું છે.'

શ્વેતકેતુએ કહ્યું કે, 'ભગવન્! મને વધારે સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય ! ભલે.' ૩

## બારમો ખંડ

'હે સૌમ્ય ! પેલા વડ ઉપરથી એક ફળ લઈ આવ.'

ફળ લઈ આવીને શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! આ ફળ લાવ્યો છું.'

પિતા—એ ફળને ભાંગ.

શ્વેતકેતુ—ભગવન્ ! ભાંગ્યું.

પિતા—એમાં શું દેખે છે ?

શ્વેતકેતુ—ભગવન્! બહુ ઝીણાં બી દેખું છું.

પિતા—એમાંથી એક બી ભાંગ.

શ્વેતકેતુ—ભગવન્! ભાંગ્યું.

પિતા—એમાં શું દેખે છે ?

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

लवणमेतदुदकेऽवधायाथ मा प्रातरुपसीदथा इति स ह तथा चकार तꣳहोवाच यद्दोषा लवणमुदकेऽवाधा अङ्ग तदाहरेति तद्धावमृश्य न विवेद ॥ १ ॥

यथा विलीनमेवाङ्गास्यान्तादाचामेति कथमिति लवणमिति मध्यादाचामेति कथमिति लवणमित्यन्तादाचामेति कथमिति लवणमित्यभिप्रास्यैतदथ मोपसीदथा इति तद्ध तथा चकार तच्छश्वत्संवर्तते तꣳहोवाचात्र वाव किल सत्सोम्य न निभालयसेऽत्रैव किलेति ॥ २ ॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

શ્વેતકેતુ—ભગવન્! આમાં કાંઈ દેખતો નથી.

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! વડના એ બીમાં જે સૂક્ષ્મ તત્ત્વ તને દેખાતું નથી તેમાંથી જ, હે સૌમ્ય! આવો મોટો વડ બને છે, એમ તું શ્રદ્ધા રાખ.' ૧,૨

એ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ જગતનો

આત્મા છે. એ જ સત્ય છે. 'હે શ્વેતકેતુ! એ તું છે.' ૩

શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! મને વધારે સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.'

## તેરમો ખંડ

પછી પિતાએ કહ્યું, કે 'આ મીઠાના ગાંગડાને પાણીમાં નાખીને પછી કાલે સવારે મારી પાસે આવજે.'

શ્વેતકેતુએ એમ કર્યું. બીજે દિવસે સવારે પિતાએ તેને કહ્યું, કે 'હે પુત્ર! મીઠાના જે ગાંગડાને તેં ગઈ રાત્રે પાણીમાં નાખ્યો છે, તેને લઈ લે.'

શ્વેતકેતુએ ગાંગડાને પાણીમાં ગોત્યો, પણ એ તેને જડ્યો નહિ. ૧

પછી પિતાએ કહ્યું, કે 'હે પુત્ર! જો કે મીઠું ઓગળી ગયું છે, તોપણ તું એમાંથી ઉપરઉપરથી થોડું પાણી ચાખી જો, એ કેવું લાગે છે?'

પુત્રે ચાખીને કહ્યું: 'ખારું.'

પિતા—એની વચમાંથી થોડું પાણી લઇને ચાખી જો, એ કેવું લાગે છે?

પુત્ર—ખારું.

પિતા—હવે થોડું નીચેથી લઇને ચાખી જો, એ કેવું લાગે છે?

પુત્ર—ખારું.

પિતા—હવે એ પાણીને ફેંકી દે અને પછી મારી પાસે આવ. તેણે એમ કર્યું અને કહ્યું, કે 'એ મીઠું નિત્ય રહેનારું છે.'

પિતાએ કહ્યું: "હે સૌમ્ય! એવી રીતે અહીં જ એ 'સત્' રહ્યું છે, પણ તે તને દેખાતું નથી; છતાં એ અહીં જ છે. ૨

એ જે સૂક્ષ્મ તત્ત્વ છે, એ જ આ સર્વરૂપ છે. એ સત્ય

## चतुर्दश खण्ड

यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ्वोदङ्वाऽधराङ्वा प्रत्यङ्वा प्रध्मायीताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः ॥ १ ॥

तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स ग्रामाद्ग्रामं पृच्छन्पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाऽऽचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति ॥ २ ॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

## पञ्चदश खण्ड

पुरुषꣳसोम्योतोपतापिनं ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मामिति तस्य यावन्न वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां तावज्जानाति ॥ १ ॥

अथ यदाऽस्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायामथ न जानाति ॥ २ ॥

છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ ! એ તું છે.''

શ્વેતકેતુ: 'ભગવન્ ! મને એ વધારે સમજાવો.'

પિતા: 'હે સૌમ્ય ! ભલે.' ૩

## ચૌદમો ખંડ

હે સૌમ્ય! કોઈ માણસની આંખો બાંધીને ગાંધારદેશમાં-થી લાવીને તેને નિર્જન વગડામાં કોઈ છોડી મૂકે અને પછી એ જેમ ચારેય દિશામાં ફરીને પોકારે, કે 'મને આંખો બાંધીને લાવ્યા છે અને આંખો બાંધીને જ મને છોડી મૂકયો છે.' ૧

પછી કોઈ (દયાળુ માણસ) તેનો પાટો છોડીને તેને કહે, કે 'ગાંધારદેશ આ તરફ આવ્યો છે. એ દિશાએ ચાલ્યો જા.' ગામેગામ પૂછતો એ સમજુ બુદ્ધિમાન માણસ જેમ ગાંધારદેશમાં જઈ પહોંચે છે, તેમ આ જગતમાં બ્રહ્મજ્ઞાની આચાર્યની પાસે ઉપદેશ પામેલો માણસ પરમાત્માને મેળવી શકે છે. જયાં સુધી શરીર છૂટે નહિ, ત્યાં સુધી જ એ આ સંસારમાં રહે છે. પછી એ પરમાત્માને પામે છે. ૨

એ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ સત્ય છે. એ આત્મા છે. 'હે શ્વેતકેતુ! એ તું છે.'

શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! મને હજુ વધારે સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૩

## પંદરમો ખંડ

હે સૌમ્ય! માંદા માણસને જોવા તેનાં કુટુંબીઓ આવે છે, અને જયારે તેને પૂછે છે, કે 'મને ઓળખો છો?' ત્યારે જયાં સુધી તેની વાણી મનમાં સમાઈ ગઈ ન હોય અને મન પ્રાણમાં, પ્રાણ તેજમાં અને તેજ પરમાત્મામાં સમાઈ ગયું ન હોય, ત્યાં સુધી એ તેમને ઓળખે છે. ૧

પણ જયારે એની વાણી મનમાં સમાઈ જાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં અને તેજ પરમાત્મામાં સમજાય છે, ત્યારે એ તેમને ઓળખતો નથી. ૨

स य एषोऽणिमैतदात्म्यमिद॰ँसर्वं तत्सत्य॰ँस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

### षोडश खण्ड

पुरुष॰ँसोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवानृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यतेऽथ हन्यते ॥ १ ॥

अथ यदि तस्याकर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते स सत्याभिसन्धः सत्येनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यतेऽथ मुच्यते ॥ २ ॥

स यथा तत्र नादाह्येतैतदात्म्यमिद॰ँसर्वं तत्सत्य॰ँस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ३ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

इति श्रीछान्दोग्योपनिषदि षष्ठोऽध्यायः समाप्तः ॥ ६ ॥

## सप्तम अध्याय

### प्रथम खण्ड

ॐ अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्त॰ँहोवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति स होवाच ॥१

એ સૂક્ષ્મ તત્ત્વ જ આ સર્વરૂપ છે. એ જ સત્ય છે. એ આત્મા છે. 'હે શ્વેતકેતુ! એ તું છે.'

શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! મને હજુ વધારે સમજાવો.'

પિતાએ કહ્યું: 'હે સૌમ્ય! ભલે.' ૩

## સોળમો ખંડ

હે સૌમ્ય! સિપાઇઓ કોઈ પુરુષને પકડી લાવીને તેને કહે, કે 'તેં ધનની ચોરી કરી છે.' જો ચોર ના પાડે તો તેને કહે, કે 'એને માટે ફરશી તપાવો.' જો એણે ચોરી કરી હોય અને તે પોતે ચોર નથી એમ જૂઠું બોલે, તો જ્યારે એ તપાવેલી ફરશીને પકડે છે, ત્યારે એ દાઝે છે; અને પછી માર ખાય છે. ૧

પણ જો તેણે ચોરી કરી ન હોય, તો એ એમ બોલીને પોતાને સાચો ઠરાવે છે અને એ સાચું બોલ્યો હોવાથી ગરમ ફરશીને પકડવા છતાં દાઝતો નથી, આથી તેને છોડી મૂકે છે. ૨

જેમ એ સાચું બોલનારો દાઝતો નથી, તેમ બ્રહ્મજ્ઞાની પુરુષ 'સત્'ને પામીને પછી ફરીથી જન્મતો નથી.

એ સૂક્ષ્મ તત્ત્વ આ સર્વરૂપ છે. એ આત્મા છે. એ સત્ય છે. 'હે શ્વેતકેતુ! એ તું છે.'

પિતાએ જ્યારે આમ કહ્યું, ત્યારે એ સત્ય સમજ્યો.

# સાતમો અધ્યાય

## પહેલો ખંડ

એક વાર નારદજીએ ભગવાન સનત્કુમારની પાસે જઈને કહ્યું: 'ભગવન્! મને ઉપદેશ આપો' ત્યારે ભગવાન સનત્કુમારે તેમને કહ્યું: 'પહેલાં તમે જે કાંઈ જાણતા હો, તે મને કહો; ત્યાર પછી હું તમને સમજાવીશ. પછી નારદજીએ કહ્યું: ૧

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳसामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदः पित्र्यꣳराशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ ॥

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतꣳह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳहोवाच यद्वै किञ्चैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥

नाम वा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः पित्र्यो राशिर्दैवो निधिर्वाकोवाक्यमेकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्पदेवजनविद्या नामैवैतन्नामोपास्स्वेति ॥ ४ ॥

स यो नाम ब्रह्मेत्युपास्ते यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति यो नाम ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो नाम्नो भूय इति नाम्नो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ ५ ॥

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

वाग्वाव नाम्नो भूयसी वाग्वा ऋग्वेदं विज्ञापयति यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ

"હે ભગવન્! હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ-પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધનું શાસ્ત્ર, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર વેદ-

વિદ્યા, ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પની, દેવની અને મનુષ્યની વિદ્યા વગેરે બધું ભણ્યો છું. ૨

'હે ભગવન્! હું માત્ર મંત્રવિદ્યા સમજું છું. મને આત્માનું જ્ઞાન નથી. મેં આપના જેવા પાસેથી સાંભળ્યું છે, કે જે આત્માને સમજે છે, તેનો જ શોક દૂર થાય છે. આથી હે ભગવન્! મને મનમાં ખેદ થયા કરે છે, તો આપ મારો શોક દૂર કરો.'

પછી સનત્કુમારે નારદજીને કહ્યું, કે 'તમે જે આ બધું ભણ્યા છો, એ નામ માત્ર જ છે. ૩

ઋગ્વેદ એ નામ જ છે; યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ-પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, વેદવિદ્યા, ભૂતમંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પની, દેવની તથા મનુષ્યની વિદ્યા—આ બધાં નામ જ છે.

(જેમ લોકો મૂર્તિને ભગવાન સમજીને પૂજે છે, એમ) તમે નામને (બ્રહ્મ સમજીને) પૂજો. ૪

જે નામને બ્રહ્મ સમજીને પૂજે છે, તે જ્યાં સુધી નામની ગતિ છે (જ્યાં સુધી નામ પહોંચે છે), ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે."

ત્યારે નારદજીએ પૂછ્યું, કે 'ભગવન્! નામથી કોઈ મોટું છે?' ત્યારે સનત્કુમાર બોલ્યા, કે 'હા, નામથી મોટું છે જ.'

નારદજીએ કહ્યું: 'તો ભગવન્! એ મને કહો.' ૫

## બીજો ખંડ

"વાણી જ નામથી મોટી છે. વાણી જ ઋગ્વેદને સમજાવે છે. યજુર્વેદને, સામવેદને, અથર્વવેદને, ઈતિહાસ-પુરાણને,

राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳसर्पदेवजनाविद्यां दिवं च पृथिवीं च वायुं चाऽऽकाशं चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्श्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं च यद्वै वाङ्ना-भविष्यन्न धर्मो नाधर्मो व्यज्ञापयिष्यन्न सत्यं नानृतं न साधु नासाधु न हृदयज्ञो नाहृदयज्ञो वागेवैतत्सर्वं विज्ञापयति वाचमुपास्स्वेति॥१

स यो वाचं ब्रह्मेत्युपास्ते यावद्वाचो गतं तत्रास्य यथाकामचारो भवति यो वाचं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो वाचो भूय इति वाचो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

मनो वाव वाचो भूयो यथा वै द्वे वाऽऽमलके द्वे वा कोले द्वौ वाऽक्षौ मुष्टिरनुभवत्येवं वाचं च नाम च मनोऽनुभवति स यदा मनसा मनस्यति मन्त्रानधीयीयेत्यथाधीते कर्माणि कुर्वीयेत्यथ कुरुते पुत्राꣳश्च पशूꣳश्चेच्छेयेत्यथेच्छत इमं च लोकममुं चेच्छेयेत्यथे-च्छते मनो ह्यात्मा मनो हि लोको मनो हि ब्रह्म मन उपास्स्वेति॥१

વ્યાકરણને, શ્રાદ્ધકલ્પને, ગણિતને, ઉત્પાતવિધાને, નિધિ-શાસ્ત્રને, તર્કશાસ્ત્રને, નીતિશાસ્ત્રને, વ્યુત્પત્તિશાસ્ત્રને, વેદવિધાને, ભૂતતંત્રને, ધનુર્વેદને, જ્યોતિષને, સર્પની, દેવની તથા

મનુષ્યની વિદ્યાને, સ્વર્ગને, પૃથ્વીને, વાયુને, આકાશને, પાણીને, તેજને, દેવોને, મનુષ્યોને, પશુઓને, પક્ષીઓને, ઘાસ–વનસ્પતિઓને, હિંસક પ્રાણીઓને, કીડા–પતંગિયાં તથા કીડી સુધીનાં જીવડાંઓને, ધર્મને, અધર્મને, સાચાંને, જૂઠાંને, સારાંને, નઠારાંને; હૃદયને ગમે તેને અને ન ગમે તેને ય—બધાંને વાણી જ સમજાવે છે.

જો વાણી ન હોત, તો ધર્મ કે અધર્મ જાણી શકાત નહિ. સાચું કે જૂઠું, સારું કે નઠારું વહાલું કે અકારું—કાંઈ સમજી શકાત નહિ. વાણી જ એ બધું સમજાવે છે; માટે તમે વાણીની જ (બ્રહ્મરૂપે) પૂજા કરો. ૧

જે વાણીને બ્રહ્મ સમજીને પૂજે છે, તે જ્યાં સુધી વાણી પહોંચે છે ત્યાં સુધીના લોકમાં મરજી મુજબ જઈ શકે છે."

ત્યારે નારદજીએ પૂછ્યું: 'ભગવન્! વાણીથી કોઈ મોટું છે?' સનત્કુમાર બોલ્યા: 'હા વાણીથી પણ મોટું છે.'

નારદજીએ કહ્યું: 'ભગવન્! મને એનો જ ઉપદેશ કરો.' ૨

## ત્રીજો ખંડ

"મન જ વાણીથી મોટું છે. જેમ કોઈ બે આમળાં કે બે બોર અથવા બે બહેડાં મૂઠીમાં રાખે, તેમ મનની અંદર વાણી અને નામ રહે છે. પહેલાં માણસ મનમાં વિચાર કરે છે, કે 'હું વેદના મંત્રો બોલું" ત્યાર પછી જ એ બોલે છે; 'હું કામ કરું' એમ વિચાર કર્યા પછી જ એ કામ કરે છે; 'પુત્રો અને પશુઓને હું મેળવું' એમ વિચાર કર્યા પછી જ એ એમને મેળવે છે; તેમ જ 'આ લોકને અને પરલોકને હું મેળવું' એમ ઇચ્છા કર્યા પછી જ એ એને મેળવે છે.

મન જ આત્મા છે, મન જ લોક છે, મન જ બ્રહ્મ છે; તેથી તમે મનની (બ્રહ્મરૂપે) પૂજા કરો. ૧

स यो मनो ब्रह्मेत्युपास्ते यावन्मनसो गतं तत्रास्य यथाकाम-
चारो भवति यो मनो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो मनसो भूय इति
मनसो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

सङ्कल्पो वाव मनसो भूयान्यदा वै सङ्कल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि

तानि ह वा एतानि सङ्कल्पैकायनानि सङ्कल्पात्मकानि सङ्कल्पे प्रतिष्ठितानि समक्लृपतां द्यावापृथिवी समकल्पेतां वायुश्चाऽऽकाशं च समकल्पन्ताऽऽपश्च तेजश्च तेषाᳲ संक्लृप्त्यै वर्षᳲ सङ्कल्पते वर्षस्य संक्लृप्त्या अन्नᳲ सङ्कल्पतेऽन्नस्य संक्लृप्त्यै प्राणाः संङ्कल्पन्ते प्राणानाᳲ संक्लृप्त्यै मन्त्राः सङ्कल्पन्ते मन्त्राणाᳲ संक्लृप्त्यै कर्माणि सङ्कल्पन्ते कर्मणाᳲ संक्लृप्त्यै लोकः सङ्कल्पते लोकस्य संक्लृप्त्यै सर्वᳲ सङ्कल्पते स एष सङ्कल्पः सङ्कल्पमुपास्स्वेति ॥ २ ॥

स यः सङ्कल्पं ब्रह्मत्युपास्ते क्लृप्तान् वै स लोकान्ध्रुवान्ध्रुवः प्रतिष्ठितोन् प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिध्यति यावत्सङ्क-ल्पस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः सङ्कल्पं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः सङ्कल्पाद्भूय इति सङ्कल्पाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ ३ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

જે મનને બ્રહ્મ સમજીને પૂજે છે, એ જ્યાં સુધી મન પહોંચે છે, ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે.''

પછી નારદજી બોલ્યા: 'ભગવન્! મનથી કોઈ મોટું છે?' ભગવાન સનત્કુમારે કહ્યું: 'હા, મનથી પણ મોટું છે.' નારદજી બોલ્યા: 'ભગવન્! મને એનો ઉપદેશ કરો.' ૨

## ચોથો ખંડ

"સંકલ્પ જ* મનથી મોટો છે. માણસ જ્યારે મનમાં સંકલ્પ કરે છે, ત્યારે જ એ વાણીને બોલે છે. પછી એ વાણીને શબ્દરૂપે બહાર કાઢે છે. એ શબ્દોમાં જ મંત્રો ગોઠવાયેલા છે અને મંત્રોમાં ક્રિયાઓ રહે છે. ૧

મન વગેરે બધાં સંકલ્પમાં જ મળનારાં, સંકલ્પથી ઊપજનારાં અને સંકલ્પમાં જ રહેનારાં છે.

જાણે સ્વર્ગ અને પૃથ્વીએ સંકલ્પ કર્યો હોય એમ લાગે છે. પાણી અને તેજે પણ જાણે સંકલ્પ કર્યો હોય એમ લાગે છે. એ બધાંના સંકલ્પથી વરસાદ વરસે છે, વરસાદના સંકલ્પથી અન્ન થાય છે, અન્નના સંકલ્પથી પ્રાણ થાય છે, પ્રાણના સંકલ્પથી મંત્રો થાય છે, મંત્રોના સંકલ્પથી ક્રિયાઓ થાય છે, ક્રિયાઓના સંકલ્પથી ફળ ઊપજે છે અને ફળના સંકલ્પથી આખું જગત સંકલ્પ કરે છે. આમ સંકલ્પ જ મોટો છે; માટે સંકલ્પને બ્રહ્મ સમજીને પૂજો. ૨

જે સંકલ્પને બ્રહ્મ સમજીને પૂજે છે, એ સ્થિર, નિત્ય, અનેક સામગ્રીવાળા તથા દુશ્મન વગરેના ભય વિનાના લોકને પામે છે; અને પોતે નિત્ય, ભોગસામગ્રીવાળો તથા ભય રહિત થાય છે; તેમ જ જ્યાં સુધી સંકલ્પ પહોંચી શકે છે, ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે."

નારદજીએ પૂછ્યું, કે 'ભગવન્! સંકલ્પથી કોઈ મોટું છે?' સનત્કુમારે કહ્યું: 'હા, સંકલ્પથી પણ મોટું છે.' નારદજીએ કહ્યું: 'ભગવન્! મને તેનો ઉપદેશ કરો.' ૩

* અંતઃકરણની એક વૃત્તિ કે જે કર્તવ્ય-અકર્તવ્યનો વિષયવિભાગ કરે છે.

## पञ्चम खण्ड

चित्तं वाव सङ्कल्पाद्भूयो यदा वै चेतयतेऽथ सङ्कल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥

तानि ह वा एतानि चित्तैकायनानि चित्तात्मानि चित्ते प्रतिष्ठितानि तस्माद्यद्यपि बहुविदचित्तो भवति नायमस्तीत्येवैनमाहुर्यदयं वेद यद्वा अयं विद्वान्नेत्थमचित्तः स्यादित्यथ यद्यल्पविच्चित्तवान्भवति तस्मा एवोत शुश्रूषन्ते चित्तꣳ ह्येवैषामेकायनं चित्तमात्मा चित्तं प्रतिष्ठा चित्तमुपास्स्वेति ॥ २ ॥

स यश्चित्तं ब्रह्मेत्युपास्ते चित्तान्वै स लोकान्ध्रुवान्ध्रुवः प्रतिष्ठितान्प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिध्यति यावच्चित्तस्य गतं तत्रास्य यथाकामचारो भवति यश्चित्तं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवश्चित्ताद्भूय इति चित्ताद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ ३ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

## षष्ठ खण्ड

ध्यानं वाव चित्ताद्भूयो ध्यायतीव पृथिवी ध्यायतीवान्तरिक्षं ध्यायतीव द्यौर्ध्यायन्तीवाऽऽपो ध्यायन्तीव पर्वता ध्यायन्तीव देवमनुष्यास्तस्माद्य इह मनुष्याणां महत्तां प्राप्नुवन्ति ध्यानापादाꣳशा इवैव ते भवन्त्यथ येऽल्पाः कलहिनः पिशुना उपवादिनस्तेऽथ ये प्रभवो ध्यानापादाꣳशा इवैव ते भवन्ति ध्यानमुपास्स्वेति ॥ १ ॥

## પાંચમો ખંડ

"ચિત્ત જ સંકલ્પથી મોટું છે. માણસ જ્યારે કાંઈક જાણે છે, ત્યારે જ સંકલ્પ કરે છે; પછી મનમાં વિચાર કરે છે, પછી વાણી બોલે છે. પછી એ વાણીને નામમાં પ્રેરે છે, એ નામોમાં મંત્રો ભેગા થાય છે; અને મંત્રોમાં ક્રિયાઓ રહે છે. ૧

એ બધું ચિત્તમાં જ સમાઈ જનાર, ચિત્તથી જ ઊપજનાર અને ચિત્તમાં જ રહેનાર છે. આથી કોઈ માણસ બહુ જાણતો હોય પણ જો ચિત્ત વિનાનો હોય, તો લોકો 'એ કાંઈ નથી' એમ કહે છે. જો એ ભણ્યો હોય–વિદ્વાન હોય, તો 'આવો ચિત્ત–ભાન વિનાનો ન હોય' એમ લોકો કહે છે; અને જો એ થોડું ભણ્યો હોય છતાં ચિત્તવાળો હોય, તો લોકો એની વાત સાંભળે છે. સંકલ્પ વગેરે છેવટે ચિત્તમાં જ સમાય છે, ચિત્તમાંથી જ ઊપજે છે અને ચિત્તમાં જ રહે છે. આથી ચિત્તને બ્રહ્મ સમજીને પૂજો. ૨

જે ચિત્તને બ્રહ્મ સમજીને પૂજે છે, એ નિત્ય, સ્થિર રહેનારા તથા સુખી એવા ચિત્તમય લોકમાં જાય છે; અને એ પોતે પણ નિત્ય, સ્થિર રહેનારો અને સુખી થાય છે. જ્યાં સુધી ચિત્ત જાય છે, ત્યાં સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

પછી નારદજીએ પૂછયું: 'ભગવન્ ! ચિત્તથી કોઇ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, ચિત્તથી મોટું છે.'

નારદજી બોલ્યા: 'ભગવન્! મને એનો ઉપદેશ કરો.' ૩

## છઠ્ઠો ખંડ

"ધ્યાન ચિત્તથી મોટું છે. પૃથ્વી જાણે ધ્યાન કરતી હોય એવી લાગે છે. આકાશ, સ્વર્ગ, પ્રાણી, પર્વતો અને શાંતિ–વાળાં માણસો—એ બધાં જાણે ધ્યાન કરતાં હોય એવાં લાગે છે, એથી જ એ બધાં આ લોકમાં મોટાઈ પામે છે. તેમને

स यो ध्यानं ब्रह्मेत्युपास्ते यावद्ध्यानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो ध्यानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो ध्यानाद्भूय इति ध्यानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

## सप्तम खण्ड

विज्ञानं वाव ध्यानाद्भूयो विज्ञानेन वा ऋग्वेदं विजानाति यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳराशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳसर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं चाऽऽकाशं चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्छ्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं चान्नं च रसं चेमं च लोकममुं च विज्ञानेनैव विजानाति विज्ञानमुपास्स्वेति १

स यो विज्ञानं ब्रह्मेत्युपास्ते विज्ञानवतो वै स लोकाञ्ज्ञानवतोऽभिसिध्यति यावद्विज्ञानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो विज्ञानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो विज्ञानाद्भूय इति विज्ञानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

ધ્યાનથી જ લાભનો અંશ મળ્યો હોય એમ લાગે છે.

અને જે હલકાં માણસો છે, એ કજિયા કરનાર, પારકાના વાંક ગોતનાર અને નિંદાખોર હોય છે.

અને જે મોટા અને શક્તિવાળા માણસો છે, એ જાણે ધ્યાનના ફળના અંશ–ગુણવાળા–ગંભીર હોય છે. આથી તમે ધ્યાનને બ્રહ્મ સમજીને પૂજો. ૧

જે ધ્યાનને બ્રહ્મ સમજીને પૂજે છે, એ જ્યાં સુધી ધ્યાન પહોંચે છે, ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે."

નારદજી બોલ્યા: 'ભગવન્! ધ્યાનથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, ધ્યાનથી પણ મોટું છે.'

નારદજીએ કહ્યું: 'ભગવન્! મને તેનો ઉપદેશ કરો.' ૨

## સાતમો ખંડ

"વિજ્ઞાન જ ધ્યાનથી મોટું છે. વિજ્ઞાનથી ઋગ્વેદ સમજે છે. યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ–પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતવિદ્યા, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિ-શાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, વેદવિદ્યા, ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પ, દેવ અને મનુષ્યની વિદ્યા, સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, તેજ, દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, ઘાસ–વનસ્પતિ, હિંસક પશુઓ, કીડા, પતંગિયાં અને કીડી સુધીનાં જીવડાં, ધર્મ, અધર્મ, સાચું, જૂઠું, સારું, નઠારું, હૃદયને ગમતું–અણગમતું, અન્ન, રસ, આ લોક, પરલોક—બધું ય વિજ્ઞાનથી સમજે છે; માટે વિજ્ઞાનને બ્રહ્મ સમજીને પૂજો. ૧

જે વિજ્ઞાનને બ્રહ્મ સમજીને પૂજે છે, એ વિજ્ઞાનવાળા અને જ્ઞાનવાળા લોકોમાં જાય છે. જ્યાં સુધી વિજ્ઞાન પહોંચે છે, ત્યાં સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

નારદજીએ કહ્યું: 'ભગવન્! વિજ્ઞાનથી કોઈ મોટું છે?' સનત્કુમારે કહ્યું: 'હા, વિજ્ઞાનથી પણ મોટું છે.' નારદજી બોલ્યા: 'ભગવન્! મને એનો ઉપદેશ કરો.' ૨

## अष्टम खण्ड

बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन् परिचरिता भवति परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति बलेन वै पृथिवी तिष्ठति बलेनान्तरिक्षं बलेन द्यौर्बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवश्च वयाꣳसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकं बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति ॥ १ ॥

स यो बलं ब्रह्मेत्युपास्ते यावद्बलस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो बलं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो बलाद्भूय इति बलाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

## नवम खण्ड

अन्नं वाव बलाद्भूयस्तस्माद्यद्यपि दशरात्रीर्नाश्नीयाद्यद्यु ह जीवेदथवाऽद्रष्टाऽश्रोताऽमन्ताऽबोद्धाऽकर्ताऽविज्ञाता भवत्यथान्नस्याऽऽये द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवत्यन्नमुपास्स्वेति ॥ १ ॥

स योऽन्नं ब्रह्मेत्युपास्तेऽन्नवतो वै स लोकान्पानवतोऽभिसिध्यति यावदन्नस्य गतं तत्रास्य यथाकामचारो भवति योऽन्नं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽन्नाद्भूय इत्यन्नाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

## આઠમો ખંડ

"બળ જ વિજ્ઞાનથી મોટું છે; કારણ કે વિજ્ઞાનવાળા સો જણાને એકલો બળવાન ધ્રુજાવે છે. માણુસમાં જો બળ હોય, તો જ એ ઊઠી શકે છે, સેવા કરી શકે છે, આચાર્યની પાસે જઈ શકે છે, જોઈ શકે છે, તેમનો ઉપદેશ સાંભળી શકે છે, વિચારી શકે છે, જાણી શકે છે, કામ કરી શકે છે અને તેનાં ફળ ભોગવી શકે છે.

બળથી જ આ પૃથ્વી ટકી રહી છે. બળથી જ આકાશ, સ્વર્ગ, પર્વતો, દેવો, મનુષ્યો, પશુઓ, પંખીઓ, ઘાસ, વનસ્પતિ, હિંસક પશુઓ, કીડા, પતંગિયાં અને કીડી સુધીનાં જીવડાં સ્થિર રહે છે. આખું જગત બળથી સ્થિર રહે છે. આથી બળને બ્રહ્મ સમજીને તેની પૂજા કરો. ૧

જે બળને બ્રહ્મ સમજીને તેની પૂજા કરે છે, તે જ્યાં સુધી બળ પહોંચે, ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે."

નારદજીએ કહ્યું: 'ભગવન્! બળથી કોઈ મોટું છે?' સનત્કુમારે કહ્યું: 'હા, બળથી પણ મોટું છે.' નારદજી બોલ્યા: 'ભગવન્! મને તેનો ઉપદેશ કરો.' ૨

## નવમો ખંડ

"અન્ન જ બળથી મોટું છે. આથી જો કોઈ દશ રાત સુધી જમે નહિ, તો એ કદાચ જીવે, પણ સારી રીતે જોઈ શકે નહિ, સાંભળી શકે નહિ, વિચારી શકે નહિ, જાણી શકે નહિ, કામ કરી શકે નહિ, ફળ ભોગવી શકે નહિ; પણ ત્યાર પછી જો એ અન્ન જમે, તો ફરીથી જોઈ શકે, સાંભળી શકે, વિચારી શકે, જાણી શકે, કામ કરી શકે અને એનાં ફળ ભોગવી શકે માટે; અન્નને બ્રહ્મ સમજીને તેની પૂજા કરો. ૧

જે અન્નને બ્રહ્મ સમજીને પૂજે છે, એ ઘણાં અન્ન અને પાણીવાળા લોકોમાં જાય છે અને જ્યાં સુધી અન્ન પહોંચે, ત્યાં

## दशम खण्ड

आपो वावान्नाद्भूयस्यस्तस्माद्यदा सुवृष्टिर्न भवति व्याधीयन्ते प्राणा अन्नं कनीयो भविष्यतीत्यथ यदा सुवृष्टिर्भवत्यानन्दिनः प्राणा भवन्त्यन्नं बहु भविष्यतीत्याप एवेमा मूर्ता येयं पृथिवी यदन्तरिक्षं यद्द्यौर्यत्पर्वता यद्देवमनुष्या यत्पशवश्च वयाꣳसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकमाप एवेमा मूर्ता अप उपास्स्वेति ॥१॥

स योऽपो ब्रह्मेत्युपास्त आप्नोति सर्वान्कामाꣳस्तृप्तिमान्भवति यावदपां गतं तत्रास्य यथाकामचारो भवति योऽपो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽद्भ्यो भूय इत्यद्भ्यो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

## एकादश खण्ड

तेजो वावाद्भ्यो भूयस्तद्वा एतद्वायुमागृह्याऽऽकाशमभितपति तदाऽऽहुर्निशोचति नितपति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तदेतदूर्ध्वाभिश्च तिरश्चीभिश्च विद्युद्भिराह्रादाश्चरन्ति तस्मादाहुर्विद्योतते स्तनयति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तेज उपास्स्वेति ॥ १ ॥

સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

પછી નારદજીએ કહ્યું: 'ભગવન્! અન્નથી કોઈ મોટું છે?' સનત્કુમારે કહ્યું: 'હા, અન્નથી પણ મોટું છે.' નારદજી

બોલ્યા: 'ભગવન્! મને તેનો ઉપદેશ કરો.' ૨

## દશમો ખંડ

"પાણી જ અન્નથી મોટું છે. આથી જ જ્યારે વરસાદ ઓછો પડે છે, ત્યારે અન્ન ઓછું પાકશે એમ સમજીને પ્રાણીઓ દુ:ખી થાય છે; અને જ્યારે વરસાદ સારો પડે છે, ત્યારે અન્ન ઘણું પાકશે એમ સમજીને પ્રાણીઓ રાજી થાય છે. પાણી જ જુદાં જુદાં રૂપો ધરીને પૃથ્વી, આકાશ, સ્વર્ગ, પર્વતો, દેવ, મનુષ્યો, પશુ, પંખી, ઘાસ, વનસ્પતિ, હિંસક પશુ અને કીડા, પતંગિયાં તથા કીડી સુધીનાં જીવડાં બને છે. પાણી જ આ પ્રત્યક્ષ આકારો છે. આથી પાણીને બ્રહ્મ સમજીને તેની પૂજા કરો. ૧

જે પાણીને બ્રહ્મ સમજીને પૂજે છે, તે બધી વસ્તુઓ મેળવે છે અને તે તૃપ્ત થાય છે. જ્યાં સુધી પાણી પહોંચે છે, ત્યાં સુધી તે ઇચ્છા પ્રમાણે જઈ શકે છે."

નારદજી બોલ્યા: 'ભગવન્! પાણીથી કોઈ મોટું છે?'
સનત્કુમારે કહ્યું: 'હા, પાણીથી પણ મોટું છે.'
નારદજીએ કહ્યું: 'ભગવન્! મને એનો ઉપદેશ કરો.' ૨

## અગિયારમો ખંડ

"તેજ જ પાણીથી મોટું છે. એ તેજ વાયુને સ્થિર કરીને જ્યારે આકાશને ચારે ય તરફથી તપાવે છે, ત્યારે આખું જગત તપે છે; અને તેથી 'ખૂબ ઘામ થાય છે, ખૂબ તપે છે, અથવા વરસાદ વરસશે' એમ લોકો કહે છે. એ તેજ જ પાણીને ઉપજાવે છે. વરસાદ માટે આકાશમાં ઊભી અને ત્રાંસી વીજળીઓ સાથે ગર્જનાઓ થાય છે, ત્યારે લોકો કહે છે, કે 'ગર્જના થાય છે, તેથી વરસાદ થશે.' આમ પહેલાં તેજ જ પોતાનું રૂપ બતાવીને જળને સરજે છે; માટે તેજને જ બ્રહ્મ સમજીને પૂજો. ૧

स यस्तेजो ब्रह्मेत्युपास्ते तेजस्वी वै स तेजस्वतो लोकान्भास्वतोऽपहततमस्कानभिसिध्यति यावत्तेजसो गतं तत्रास्य यथाकामचारो भवति यस्तेजो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवस्तेजसो भूय इति तेजसो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

## द्वादश खण्ड

आकाशो वाव तेजसो भूयानाकाशे वै सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राण्यग्निराकाशेनाऽऽह्वयत्याकाशेन शृणोत्याकाशेन प्रतिशृणोत्याकाशे रमत आकाशेन रमत आकाशे जायत आकाशमभिजायत आकाशमुपास्स्वेति ॥ १ ॥

स य आकाशं ब्रह्मेत्युपास्ते आकाशवतो वै स लोकान्प्रकाशवतोऽसंबाधानुरुगायवतोऽभिसिध्यति यावदाकाशस्य गतं तत्रास्य यथाकामचारो भवति य आकाशं ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आकाशाद्भूय इत्याकाशाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥२॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

## त्रयोदश खण्ड

स्मरो वावाकाशाद्भूयस्तस्माद्यद्यपि बहव आसीरन्नस्मरन्तो नैव ते कञ्चन शृणुयुर्न मन्वीरन्न विजानीरन्यदा वाव ते स्मरेयुरथ शृणुयुरथ मन्वीरन्नथ विजानीरन्स्मरेण वै पुत्रान्विजानाति स्मरेण पशून्स्मरमुपास्स्वेति ॥ १ ॥

જે તેજને બ્રહ્મ સમજીને પૂજે છે, એ તેજસ્વી થાય છે; તથા તેજવાળા, ઝળહળતા અને અંધારા વિનાના લોકમાં જાય છે.

તેજ જ્યાં સુધી પહોંચી શકે, ત્યાં સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

નારદજીએ કહ્યું: 'ભગવન્! તેજથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, તેજથી પણ મોટું છે.'

નારદજી બોલ્યા: 'ભગવન્! મને એનો ઉપદેશ કરો.' ૨

## બારમો ખંડ

"આકાશ જ તેજથી મોટું છે. આકાશમાં જ સૂર્ય અને ચંદ્ર બન્ને રહે છે; તેમ જ તેમાં જ વીજળી, તારાઓ અને અગ્નિ પણ રહે છે. આકાશ વડે પ્રાણી એકબીજાને બોલાવી શકે છે. આકાશથી જ સાંભળે છે. આકાશમાં જ આનંદ પામે છે અને આકાશ વડે જ આનંદ પામે છે. પ્રાણી આકાશમાં જ જન્મે છે અને અંકુર વગેરે પણ આકાશ તરફ વધે છે; માટે આકાશને બ્રહ્મ સમજી પૂજો. ૧

જે આકાશને બ્રહ્મ સમજીને પૂજે છે, તે વિસ્તારવાળા, પ્રકાશવાળા અને એકબીજાને અગવડ ન થાય એવા માર્ગ-વાળા લોકોમાં જાય છે. જ્યાં સુધી આકાશ પહોંચે છે, ત્યાં સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

નારદજી બોલ્યા: 'ભગવન્! આકાશથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, આકાશથી પણ મોટું છે.'

નારદજીએ કહ્યું: 'ભગવન્! મને એનો ઉપદેશ આપો.' ૨

## તેરમો ખંડ

"સ્મરણ જ આકાશથી મોટું છે. આથી જો કે ઘણાં માણસો બેઠાં હોય, છતાં કાંઈ યાદ કરી શકતાં ન હોય, તો તેઓ (કાંઈ બોલી શકે નહિ; અને તેથી) સાંભળી પણ શકે નહિ, વિચારી શકે નહિ અને જાણી શકે નહિ; પણ જો તેઓ બધું યાદ કરી શકે, તો જ (બોલે), સાંભળે, વિચારે અને સમજે.

स यः स्मरं ब्रह्मेत्युपास्ते यावत्स्मरस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः स्मरं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः स्मराद्भूय इति स्मराद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

## चतुर्दश खण्ड

आशा वाव स्मराद्भूयस्याशेद्धो वै स्मरो मन्त्रानधीते कर्माणि कुरुते पुत्राꣳश्च पशूꣳश्चेच्छत इमं च लोकममुं चेच्छत आशामुपास्स्वेति ॥ १ ॥

स य आशां ब्रह्मेत्युपास्त आशयाऽस्य सर्वे कामाः समृध्यन्त्यमोघा ह्यास्याऽऽशिषो भवन्ति यावदाशाया गतं तत्रास्य यथाकामचारो भवति य आशां ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आशाया भूय इत्याशाया वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

## पञ्चदश खण्ड

प्राणो वा आशाया भूयान्यथा वा अरा नाभौ समर्पिता एवमस्मिन्प्राणे सर्वꣳसमर्पितं प्राणः प्राणेन याति प्राणः प्राणं ददाति प्राणाय ददाति प्राणो ह पिता प्राणो माता प्राणो भ्राता प्राणः स्वसा प्राण आचार्यः प्राणो ब्राह्मणः ॥ १ ॥

પિતા સ્મરણથી જ પોતાના પુત્રોને ઓળખે છે. સ્મરણથી જ માણસ, પશુઓને ઓળખે છે; માટે સ્મરણને બ્રહ્મ

સમજીને પૂજો. ૧

જે સ્મરણને બ્રહ્મ સમજીને પૂજે છે, એ સ્મરણ જ્યાં સુધી પહોંચી શકે છે, ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે."

નારદજીએ કહ્યું: 'ભગવન્! સ્મરણથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, સ્મરણથી પણ મોટું છે.'

નારદજી બોલ્યા: 'ભગવન્! મને એનો ઉપદેશ આપો.' ૨

## ચૌદમો ખંડ

"આશા જ સ્મરણથી મોટી છે. આશાવાળો માણસ જ યાદ કરીને મંત્રો ભણે છે, આશાથી જ કામ કરે છે, પુત્રોને અને પશુઓને આશાથી જ ઇચ્છે છે, આ લોકને અને પરલોકને પણ આશાથી જ ઇચ્છે છે; માટે આશાને બ્રહ્મ સમજીને પૂજો.૧

જે આશાને બ્રહ્મ સમજીને પૂજે છે, એ આશા વડે ભોગવવા જેવી બધી વસ્તુઓને મેળવી શકે છે અને એની દરેક ઇચ્છા સફળ થાય છે. જ્યાં સુધી આશા પહોંચી શકે છે, ત્યાં સુધી એ મરજી મુજબ જઈ શકે છે."

નારદજી બોલ્યા: 'ભગવન્! આશાથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું: 'હા, આશાથી પણ મોટું છે.'

નારદજીએ કહ્યું: 'ભગવન્! મને એનો ઉપદેશ આપો.' ૨

## પંદરમો ખંડ

"પ્રાણ જ આશાથી મોટો છે. જેમ ગાડાંનાં પૈડાંની નાભિમાં જડેલા આરા એને જ આધારે રહ્યા છે, એમ આ પ્રાણને આધારે જ આખું જગત રહ્યું છે. પ્રાણ પોતાની શક્તિથી જ હાલે-ચાલે છે. પ્રાણ પ્રાણને આપે છે અને પોતાને માટે જ આપે છે. પ્રાણ જ પિતા, માતા, ભાઈ, બહેન, આચાર્ય અને બ્રાહ્મણ છે. ૧

स यदि पितरं वा मातरं वा भ्रातरं वा स्वसारं वाऽऽचार्यं वा ब्राह्मणं वा किञ्चिद्‌भृशमिव प्रत्याह धिक्त्वाऽस्त्वित्येवैनमाहुः पितृहा वै त्वमसि मातृहा वै त्वमसि भ्रातृहा वै त्वमसि स्वसृहा वै त्वमस्याचार्यहा वै त्वमसि ब्राह्मणहा वै त्वमसीति ॥ २ ॥

अथ यद्यप्येनानुत्क्रान्तप्राणाञ्छूलेन समासं व्यतिसंदहेन्नैवैनं ब्रूयुः पितृहाऽसीति न मातृहाऽसीति न भ्रातृहाऽसीति न स्वसृहाऽसीति नाऽऽचार्यहाऽसीति न ब्राह्मणहाऽसीति ॥ ३ ॥

प्राणो ह्येवैतानि सर्वाणि भवति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नतिवादी भवति तं चेद्ब्रूयुरतिवाद्यसीत्यतिवाद्यस्मीति ब्रूयान्नापह्नुवीत ॥ ४ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

## षोडश खण्ड

एष तु वा अतिवदति यः सत्येनातिवदति सोऽहं भगवः सत्येनातिवदानीति सत्यं त्वेव विजिज्ञासितव्यमिति सत्यं भगवो विजिज्ञास इति ॥ १ ॥

इति षोडशः खण्डः ॥ १६ ॥

## सप्तदश खण्ड

यदा वै विजानात्यथ सत्यं वदति नाविजानन्सत्यं वदति विजानन्नेव सत्यं वदति विज्ञानं त्वेव विजिज्ञासितव्यमिति विज्ञानं भगवो विजिज्ञास इति ॥ १ ॥

इति सप्तदशः खण्डः ॥ १७ ॥

જો કોઈ પિતા, માતા, ભાઈ, બહેન, આચાર્ય અથવા બ્રાહ્મણને કાંઈ અણઘટતું કહે, તો સમજુ માણસો કહે છે, કે 'એને ધિક્કાર છે': અને લોકો એવા માણસને કહે છે, કે 'તું પિતાને, માતાને, ભાઈને, બહેનને, આચાર્યને, અથવા બ્રાહ્મણને મારી નાખનારો છે.' ૨

પણ એ પિતા, માતા વગેરેનાં શરીરમાંથી જ્યારે પ્રાણ નીકળી જાય છે, ત્યારે એમના શરીરને જો કે એ બાળી નાખે છે; તો પણ માણસો તેને એમ નથી કહેતાં, કે 'તેં તારા પિતાને કે માતાને મારી નાખ્યાં.' ૩

આથી પ્રાણ જ પિતા, માતા વગેરે રૂપે થાય છે. પ્રાણને સમજનાર માણસ આમ અનુભવીને, વિચારીને, નક્કી કરીને 'હું જ પ્રાણ છું' એમ કહે છે. તેને જો કોઈ કહે, કે 'તુ વધારે પડતું બોલે છે'; તો પણ 'હા, હું એમ જ કહું છું' એવો જવાબ આપવો, પણ છુપાવવું નહિ." ૪

## સોળમો ખંડ

"ખરી રીતે જે સાચી વાતને ભારપૂર્વક કહે છે, તે જ વધારે ઉત્તમ બોલનાર છે. આમ સનત્કુમારે કહ્યું, ત્યારે નારદજી બોલ્યા, કે 'ભગવન્! હું સત્ય વડે ઉત્તમ કહી શકું એવું કરો' ત્યારે સનત્કુમારે કહ્યું: 'સત્યને જ વિશેષ સમજવું જોઈએ."

નારદજીએ કહ્યું: 'ભગવન્! હું સત્યને જાણવા ઇચ્છું છું.' ૧

## સત્તરમો ખંડ

સનત્કુમાર—જ્યારે સત્યને બરાબર સમજે, ત્યારે જ સત્ય બોલી શકે. બરાબર સમજતો ન હોય, તો સત્ય બોલી શકે નહિ; માટે પહેલાં 'વિજ્ઞાન'(વધુ.જ્ઞાન) જ બરાબર જાણવું જોઈએ.

નારદજી—ભગવન્! હું વિજ્ઞાનને બરાબર સમજવા ઇચ્છું છું. ૧

## अष्टादश खण्ड

यदा वै मनुतेऽथ विजानाति नामत्वा विजानाति मत्वैव विजानाति मतिस्त्वेव विजिज्ञासितव्येति मतिं भगवो विजिज्ञास इति ॥

इत्यष्टादशः खण्डः ॥ १८ ॥

## एकोनविंश खण्ड

यदा वै श्रद्दधात्यथ मनुते नाश्रद्दधन्मनुते श्रद्दधदेव मनुते श्रद्धा त्वेव विजिज्ञासितव्येति श्रद्धां भगवो विजिज्ञास इति ॥ १ ॥

इत्येकोनविंशः खण्डः ॥ १९ ॥

## विंश खण्ड

यदा वै निस्तिष्ठत्यथ श्रद्दधाति नानिस्तिष्ठन्श्रद्दधाति निस्तिष्ठन्नेव श्रद्दधाति निष्ठा त्वेव विजिज्ञासितव्येति निष्ठां भगवो विजिज्ञास इति ॥ १ ॥

इति विंशः खण्डः ॥ २० ॥

## एकविंश खण्ड

यदा वै करोत्यथ निस्तिष्ठति नाकृत्वा निस्तिष्ठति कृत्वैव निस्तिष्ठति कृतिस्त्वेव विजिज्ञासितव्येति कृतिं भगवो विजिज्ञास इति ॥

इत्येकविंशः खण्डः ॥ २१ ॥

## द्वाविंश खण्ड

यदा वै सुखं लभतेऽथ करोति नासुखं लब्ध्वा करोति सुखमेव लब्ध्वा करोति सुखं त्वेव विजिज्ञासितव्यमिति सुखं भगवो विजिज्ञास इति ॥ १ ॥

इति द्वाविंशः खण्डः

## અઢારમો ખંડ

સનત્કુમાર—માણુસ જ્યારે 'મનન' કરે છે, ત્યારે જ કોઈ પણ હકીકત બરાબર સમજે છે. મનન કર્યા વિના કાંઈ સમજાતું નથી; આથી મનનને જ પહેલાં સમજવું જોઈએ.

નારદજી—ભગવન્! હું 'મનન'ને સમજવા ઇચ્છું છું. ૧

## ઓગણીસમો ખંડ

સનત્કુમાર—જ્યારે 'શ્રદ્ધા' કરે, ત્યારે જ મનન કરી શકે છે. શ્રદ્ધા કર્યા વિના મનન કરી શકાતું નથી; માટે પહેલાં શ્રદ્ધાને સમજવી જોઈએ.

નારદજી—ભગવન્! હું 'શ્રદ્ધા'ને સમજવા ઇચ્છું છું. ૧

## વીસમો ખંડ

સનત્કુમાર—જ્યારે આચાર્યની સેવા વગેરેમાં 'નિષ્ઠા' (એકાગ્રતા) રાખે, ત્યારે જ શ્રદ્ધા કરે છે. નિષ્ઠા રાખ્યા વિના શ્રદ્ધા કરતો નથી; માટે પહેલાં નિષ્ઠાને સમજવી જોઇએ.

નારદજી-ભગવન્! હું 'નિષ્ઠા'ને સમજવા ઇચ્છું છું. ૧

## એકવીસમો ખંડ

સનત્કુમાર—જ્યારે ઇંદ્રિયોને વશમાં રાખવાની અને ચિત્તને સ્થિર કરવાની 'ક્રિયા' કરે, ત્યારે જ નિષ્ઠા કરે છે. ક્રિયા વગર નિષ્ઠા કરતો નથી; માટે ક્રિયાને સમજવી જોઈએ.

નારદજી—ભગવન્! હું 'ક્રિયાને' સમજવા ઇચ્છું છું. ૧

## બાવીસમો ખંડ

સનત્કુમાર—જો 'સુખ' મળતું હોય. તો જ માણુસ ક્રિયા કરે છે; સુખ મળતું ન હોય, તો ક્રિયા કરતો નથી; માટે સુખને સમજવું જોઈએ.

નારદજી—ભગવન્! હું 'સુખ'ને સમજવા ઇચ્છું છું. ૧

## त्रयोविंश खण्ड

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥

इति त्रयोविंशः खण्डः ॥ २३ ॥

## चतुर्विंश खण्ड

यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यꣳस भगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति ॥ १ ॥

गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राण्यायतनानीति नाहमेवं ब्रवीमि ब्रवीमीति होवाचान्यो ह्यन्यस्मिन्प्रतिष्ठित इति ॥ २ ॥

इति चतुर्विंशः खण्डः ॥ २४ ॥

## पञ्चविंश खण्ड

स एवाधस्तात्स उपरिष्टात्स पश्चात्स पुरस्तात्स दक्षिणतः स उत्तरतः स एवेदꣳ सर्वमित्यथातोऽहङ्कारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेदꣳ सर्वमिति

अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदꣳ सर्वमिति स वा एष

## તેવીસમો ખંડ

સનત્કુમાર—જે 'ભૂમા' (સર્વોત્કૃષ્ટ વસ્તુ બ્રહ્મ) છે, એ જ સુખ છે. ઓછામાં સુખ નથી; માટે ભૂમા જ સમજવા યોગ્ય છે.

નારદજી—ભગવન્ ! હું 'ભૂમા'ને સમજવા ઇચ્છું છું. ૧

## ચોવીસમો ખંડ

સનત્કુમાર—માણસ જેમાં કાંઈ જુદું છે એમ દેખે નહિ, જુદું છે એમ સાંભળે નહિ, જુદું છે એમ સમજે નહિ, એ 'ભૂમા' છે. પણ જયાં એ '(અવિદ્યામાં) બીજાં જુદાં છે' એમ દેખે, સાંભળે અને સમજે, તે 'અલ્પ'-ઓછું છે.

જે ભૂમા છે, એ અમૃત છે; અને જે અલ્પ-ઓછું છે, એ મરણ છે.

નારદજી—ભગવન્ ! એ ભૂમા શેમાં રહેલ છે ? ૧

સનત્કુમાર—પોતાના જ મહિમામાં રહેલ છે; અથવા મહિમામાં પણ નહિ. કોઈ ગાયોને અથવા ઘોડાઓને મહિમા કહે છે. હાથી, સોનું, દાસ-દાસીઓ, સ્ત્રીઓ, ખેતરો અને ઘરોને પણ મહિમા કહે છે; પણ હું એમ કહેતો નથી. (હું એમ જુદામાં કહેતો નથી.) એ રહેલ છે, એમ (હું) કહું, એમ કહી સનત્કુમારે કહ્યું—૨

## પચીસમો ખંડ

એ ભૂમા-(બ્રહ્મ)જ નીચે, ઉપર, આગળ, પાછળ, જમણી તરફ, ડાબી તરફ અને બધે ઠેકાણે છે. એ જ બધું છે.

હવે પોતાથી જુદું બીજું કાંઈ નથી, એમ અહંકારને (ભૂમારૂપે) જણાવાય છે. હું જ નીચે, ઉપર, આગળ, પાછળ, ડાબી તરફ અને જમણી તરફ છું, આ બધું હું જ છું. ૧

હવે આત્માને (ભૂમારૂપે) જણાવાય છે. આત્મા જ નીચે, ઉપર, આગળ, પાછળ, ડાબી તરફ અને જમણી તરફ છે. આ બધું આત્મા જ છે.

જે કોઈ આમ જોઈને અને વિચારીને સમજે છે, તે આત્મામાં આનંદ પામે છે, અને આત્મા સાથે જ રમે છે.

एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड्भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवत्यथ येऽन्यथाऽतो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति तेषाꣳसर्वेषु लोकेष्वकामचारो भवति ॥ २ ॥

इति पञ्चविंशः खण्डः ॥ २५ ॥

### षड्विंश खण्ड

तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावावात्मतोऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामाऽऽत्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेदꣳसर्वमिति ॥ १ ॥

तदेष श्लोको 'न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताꣳ सर्वꣳह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वश' इति स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा चैव पुनश्चैकादशः स्मृतः शतं च दश चैकश्च सहस्राणि च विꣳशतिराहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षस्तस्मै मृदितकषायाय तमसस्पारं दर्शयति भगवान्सनत्कुमारस्तꣳस्कन्द

આત્મા જ એનો આનંદ છે. એ જ પોતાનો રાજા થાય છે. એ દરેક લોકમાં મરજી મુજબ જઈ શકે છે.

પણ જેઓ આત્માને આથી જુદી રીતે સમજે છે, તેઓ પોતાના પર બીજા રાજાવાળા રહે છે અને નાશવંત લોકમાં

જાય છે. તેઓ કોઈ પણ લોકમાં મરજી મુજબ જઈ શકતા નથી.

## છવ્વીસમો ખંડ

આવી રીતે જોનાર, વિચારનાર અને સમજનારના આત્માથી પ્રાણ ઊપજે છે. આત્માથી આશા, આત્માથી સ્મરણ, આત્માથી આકાશ, આત્માથી તેજ, આત્માથી પાણી, આત્માથી ઉત્પતિ અને નાશ. આત્માથી અન્ન, આત્માથી બળ, આત્માથી વિજ્ઞાન, આત્માથી ધ્યાન, આત્માથી ચિત્ત, આત્માથી સંકલ્પ, આત્માથી મન, આત્માથી વાણી, આત્માથી નામ, આત્માથી મંત્રો. આત્માથી ક્રિયાઓ—આમ આત્માથી જ આ બધું થાય છે. ૧

તે માટે આ શ્લોક કહ્યો છે, કે 'જ્ઞાન પામેલો માણસ મરણને, રોગને અને દુ:ખને જોતો નથી. જ્ઞાન પામેલો માણસ બધાને આત્મારૂપે જ જુએ છે; આથી એ બધાને પામે છે.' આત્મા (સૃષ્ટિપૂર્વે) એક, (સૃષ્ટિકાળે તેજ, જળ અને પૃથ્વીરૂપે) ત્રણ, (શબ્દાદિ વિષયોરૂપે) પાંચ, (ભૂર્ આદિ લોકોરૂપે) સાત, (ગ્રહોરૂપે) નવ અને (દશ ઇંદ્રિયો તથા મન એમ) અગિયાર પ્રકારનો થાય છે. વળી એ (ઇંદ્રિયો અને મનની એક એકની દશ દશ વૃત્તિઓ રૂપે) એક સો ને દશ તથા (દિવસ–રાતના શ્વાસોચ્છ્વાસરૂપે) એકવીસ હજાર પ્રકારનો થાય છે.

આહારની શુદ્ધિથી અંત:કરણની શુદ્ધિ થાય છે. અંત:-કરણની શુદ્ધિથી (હું આત્મા છું અથવા બ્રહ્મ છું, એવી) નિશ્ચળ સ્મૃતિ સાંપડે છે. એ સ્મૃતિ સાંપડતાં સર્વ બંધનો છૂટી જાય છે.

જેના રાગ અને દ્વેષ નાશ પામ્યા છે, એવા નારદજીને

इत्याचक्षते त॰स्कन्द इत्याचक्षते ॥ २ ॥

इति षड्विंशः खण्डः ॥ २६ ॥

इति श्रीछान्दोग्योपनिषदि सप्तमोऽध्यायः समाप्तः ॥ ७ ॥

## अष्टम अध्याय

### प्रथम खण्ड

ॐ अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति १

तं चेद्ब्रूयुर्यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति स ब्रूयात् ॥ २ ॥

यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन्द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन्समाहितमिति ॥ ३ ॥

तं चेद्ब्रूयुरस्मि॰श्चेदिदं ब्रह्मपुरे सर्व॰समाहित॰सर्वाणि च भूतानि सर्वे च कामा यदैतज्जरा वाऽऽप्नोति प्रध्व॰सते वा किं ततोऽतिशिष्यत इति ॥ ४ ॥

स ब्रूयान्नास्य जरयैतज्जीर्यति न वधेनास्य हन्यत एतत्सत्यं ब्रह्मपुरमस्मिन्कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा विजरो

ભગવાન સનત્કુમારે આવી રીતે અજ્ઞાનનો (તત્ત્વ૩૫) પાર બતાવ્યો.

ભગવાન સનત્કુમારને 'સ્કંદ' કહેવામાં આવે છે. ૨

# આઠમો અધ્યાય

## પહેલો ખંડ

ૐ હવે આ બ્રહ્મપુર–શરીરમાં જે નાનું કમળના જેવું હૃદયરૂપ ઘર છે, એમાં નાનાથી ય નાનું જે અંતર–આકાશ છે, એમાં જે છે તેની શોધ કરવી જોઇએ. તે જ જાણવા યોગ્ય છે.૧

જો શિષ્યો આચાર્યને પૂછે, કે ‘આ શરીરમાં જે નાનું કમળના જેવું હૃદયરૂપ ઘર છે, એમાં નાનાથી ય નાનું જે અંતર આકાશ છે તેમાં શું છે, કે જે શોધ કરવા યોગ્ય તથા જાણવા લાયક છે?’ ત્યારે આચાર્યે તેને આમ કહેવું:—૨

‘જેવડું આ બહાર દેખાતું આકાશ છે, તેવડું આકાશ હૃદયની અંદર પણ છે. એ એવડું મોટું છે, કે સ્વર્ગ અને પૃથ્વી, અગ્નિ અને વાયુ, સૂર્ય અને ચંદ્ર, વીજળી અને નક્ષત્રો તથા આ જગતમાં પ્રાણીનું જે કાંઈ છે તે અને જે નથી તે પણ એ અંતર–આકાશમાં સમાઈ જાય છે.’ ૩

જો શિષ્યો આચાર્યને પૂછે, કે ‘જો એ બધી વસ્તુઓ અને બધી ઇચ્છાઓ એ બ્રહ્મપુર (બ્રહ્મને રહેવાના શરીરરૂપ નગર)માં સમાઇને રહેતી હોય, તો જ્યારે આ શરીરને ઘડપણ આવે છે અને એ નાશ પામે છે, ત્યારે એમાંથી શું બાકી રહે છે?’ ૪

તો આચાર્યે કહેવું, કે ‘આ શરીર ઘરડું થવાથી કે નાશ પામવાથી એ હૃદયમાં રહેલું (બ્રહ્મરૂપ) આકાશ ઘરડું—જીર્ણ થતું નથી. આ શરીરનો નાશ થવાથી એ અંતર–આકાશનો નાશ થતો નથી. એ બ્રહ્મપુર તો સદાકાળ રહેનારું છે. બધી ઇચ્છાઓ એમાં જ સમાઈ રહે છે.

આ હૃદયમાં રહેલો આત્મા પાપ વગરનો, ઘડપણ વગરનો, અમર, શોક વિનાનો, ભૂખ–તરસ વગરનો, સાચી ઇચ્છાઓવાળો અને સાચા વિચારવાળો છે. ૫

विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पो यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथानुशासनं यं यमन्तमभिकामा भवन्ति यं जनपदं यं क्षेत्रभागं तं तमेवोपजीवन्ति ॥ ५ ॥

तद्यथेह कर्मजितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते तद्य इहाऽऽत्मानमननुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामांस्तेषांसर्वेषु लोकेष्वकामचारो भवत्यथ य इहाऽऽत्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामांस्तेषांसर्वेषु लोकेषु कामचारो भवति ६

इति प्रथमः खण्डः ॥ १ ॥

## द्वितीय खण्ड

स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन संपन्नो महीयते ॥ १ ॥

अथ यदि मातृलोककामो भवति सङ्कल्पादेवास्य मातरः समुत्तिष्ठन्ति तेन मातृलोकेन संपन्नो महीयते ॥ २ ॥

अथ यदि भ्रातृलोककामो भवतिं सङ्कल्पादेवास्य भ्रातरः समुत्तिष्ठन्ति तेन भ्रातृलोकेन संपन्नो महीयते ॥ ३ ॥

अथ यदि स्वसृलोककामो भवति सङ्कल्पादेवास्य स्वसारः समुत्तिष्ठन्ति तेन स्वसृलोकेन संपन्नो महीयते ॥ ४ ॥

अथ यदि सखिलोककामो भवति सङ्कल्पादेवास्य सखायः समुत्तिष्ठन्ति तेन सखिलोकेन संपन्नो महीयते ॥ ५ ॥

જેમ આ દુનિયામાં લોકો જે જગ્યા કે ખેતર રાખે, તેની ઉપર રાજાના હુકમ પ્રમાણે જ આજીવિકા કરી શકે છે. (તેમ માણસને પણ ભગવાનના નિયમ પ્રમાણે પોતે જે કાંઈ

કામ કરે તેનાં ફળ ભોગવવાં પડે છે.) ૫

જેમ આ દુનિયામાં સેવા વગેરે કામ કરવાથી મળેલાં સુખનો છેવટે નાશ થાય છે, એમ પુણ્ય કરવાથી મળેલાં પરલોકનાં સુખોનો પણ છેવટે નાશ થાય છે.

આથી આ દુનિયામાં જેઓ આત્માને ઓળખ્યા વિના અને સત્ય ઇચ્છાઓને અનુભવ્યા વિના મરી જાય છે, તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ પણ લોકમાં જઈ શકતા નથી; પણ જેઓ આ દુનિયામાં આત્માને અને સત્ય ઇચ્છાઓને અનુભવીને મરણ પામે છે, તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે દરેક લોકમાં જઈ શકે છે. ૬

## બીજો ખંડ

એવા આત્મજ્ઞાની—આત્માને સમજનાર માણસને પિતૃ-(લોક) જોવાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એના પિતૃઓ તેને આવીને મળે છે; અને પિતૃઓને મળવાથી એ સુખી થાય છે. ૧

એ આત્મજ્ઞાનીને જો માતૃ(લોક) જોવાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એની માતાઓ આવીને તેને મળે છે; અને માતાઓને મળવાથી એ સુખી થાય છે. ૨

એ આત્મજ્ઞાનીને જો ભ્રાતૃ(લોક) જોવાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એના ભાઈઓ આવીને તેને મળે છે; અને ભાઈઓને મળવાથી એ સુખી થાય છે. ૩

એ આત્મજ્ઞાનીને જો ભગિની(લોક) જોવાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એની બહેનો આવીને તેને મળે છે; અને બહેનોને મળવાથી એ સુખી થાય છે. ૪

એ આત્મજ્ઞાનીને જો મિત્ર(લોક) જોવાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એના મિત્રો આવીને તેને મળે છે; અને મિત્રોને મળવાથી એ સુખી થાય છે. ૫

अथ यदि गन्धमाल्यलोककामो भवति सङ्कल्पादेवास्य गन्धमाल्ये समुत्तिष्ठतस्तेन गन्धमाल्यलोकेन संपन्नो महीयते ॥ ६ ॥

अथ यद्यन्नपानलोककामो भवति सङ्कल्पादेवास्यान्नपाने समुत्तिष्ठतस्तेनान्नपानलोकेन संपन्नो महीयते ॥ ७ ॥

अथ यदि गीतवादित्रलोककामो भवति सङ्कल्पादेवास्य गीतवादित्रे समुत्तिष्ठतस्तेन गीतवादित्रलोकेन संपन्नो महीयते ॥ ८ ॥

अथ यदि स्त्रीलोककामो भवति सङ्कल्पादेवास्य स्त्रियः समुत्तिष्ठन्ति तेन स्त्रीलोकेन संपन्नो महीयते ॥ ९ ॥

यं यमन्तमभिकामो भवति यं कामं कामयते सोऽस्य सङ्कल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते ॥ १० ॥

इति द्वितीयः खण्डः ॥ २ ॥

## तृतीय खण्ड

त इमे सत्याः कामा अनृतापिधानास्तेषाꣳ सत्यानाꣳ सतामनृतमपिधानं यो यो ह्यस्येतः प्रैति न तमिह दर्शनाय लभते ॥ १ ॥

अथ ये चास्येह जीवा ये च प्रेता यच्चान्यदिच्छन्न लभते सर्वं तदत्र गत्वा विन्दतेऽत्र ह्यस्यैते सत्याः कामा अनृतापिधानास्तद्यथाऽपि हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि सञ्चरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः ॥ २ ॥

स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तꣳ हृदयमिति तस्माद्धृदयमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ३ ॥

એ આત્મજ્ઞાનીને જો સુગંધ અને ફૂલોની માળાની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ સુગંધ અને ફૂલોની માળાઓ તેને મળે છે; અને એથી એ સુખી થાય છે. ૬

એ આત્મજ્ઞાનીને જો અન્ન અને પાણીની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ તેને અન્ન અને પાણી મળે છે અને એથી એ સુખી થાય છે. ૭

એ આત્મજ્ઞાનીને જો સંગીત અને વાજિંત્રોની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એને સંગીત( નાં સાધનો ) અને વાજિંત્રો મળે છે; અને એથી એ સુખી થાય છે. ૮

એ આત્મજ્ઞાનીને જો સ્ત્રીઓની ઇચ્છા થાય, તો તેવો વિચાર થતાંવેંત જ એને સ્ત્રીઓ મળે છે; અને એથી એ સુખી થાય છે. ૯

એ આત્મજ્ઞાની જે જે ઠેકાણે જવા ઇચ્છે છે, તે તે ઠેકાણે એ સંકલ્પથી જ જઈ શકે છે; અને એથી એ સુખી થાય છે. ૧૦

## ત્રીજો ખંડ

આવાં સાચાં સુખો આત્મામાં જ હોવા છતાં એ સુખો આ જગતની તૃષ્ણાથી ઢંકાયેલાં છે. એ સાચાં હોવા છતાં એના ઉપર અસત્યનું ઢાંકણુ છે. આથી માણસનું જે કોઈ વહાલું માણસ મરી જાય છે, તેને એ અહીં ફરીથી જોઈ શકતો નથી.૧

હવે જે અહીં જીવતાં અને મરણ પામેલાં માણસને જોવા ઇચ્છે છે અને બીજું પણ જે કાંઈ ઇચ્છે છે એ તેને મળતું નથી. એ બધું ય હૃદયાકાશના આત્માને જે સમજે છે. તેને મળી શકે છે.

કારણ કે આ હૃદયાકાશમાં આનીસાચી ઇચ્છાઓ અસત્યથી ઢંકાયેલી હોય છે. આથી, જેમ દાટેલો સોનાનો ભંડાર ઉપર ચાલવા છતાં જેને ખબર ન હોય એવો માણસ એને મેળવી શકતો નથી, એમ બધાં અજ્ઞાની માણસો (સુષુપ્તિ—ઊંઘ) વખતે 'હૃદયાકાશ' નામના બ્રહ્મલોકમાં દરરોજ જાય છે

अथ य एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यमिति ॥ ४ ॥

तानि ह वा एतानि त्रीण्यक्षराणि स ती यमिति तद्यत्सत्तदमृतमथ यत्ति तन्मर्त्यमथ यद्यं तेनोभे यच्छति यदनेनोभे यच्छति तस्माद्यमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ५ ॥

इति तृतीयः खण्डः ॥ ३ ॥

## चतुर्थ खण्ड

अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय नैतँ सेतुमहोरात्रे तरतो न जरा न मृत्युर्न शोको न सुकृतं न दुष्कृतँ सर्वे पाप्मानोऽतो निवर्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः ॥ १ ॥

तस्माद्वा एतँ सेतुं तीर्त्वाऽन्धः सन्ननन्धो भवति विद्धः सन्नविद्धो भवत्युपतापी सन्ननुपतापी भवति तस्माद्वा एतँ सेतुं तीर्त्वाऽपि नक्तमहरेवाभिनिष्पद्यते सकृद्विभातो ह्येवैष ब्रह्मलोकः ॥२॥

तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाँ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ३ ॥

इति चतुर्थः खण्डः ॥ ४ ॥

છતાં આત્માને સમજી શકતાં નથી; કારણ કે તેમને અસત્ય ત્યાંથી બહાર ખેંચી લાવે છે.

એવો એ આત્મા હૃદયમાં છે, એટલા માટે જ એને 'हृदयम्' કહે છે. हृदि=હૃદયમાં+अयम्=આ જે છે તે; આવી 'हृदयम्' શબ્દની વ્યુત્પત્તિ છે. આથી જ આત્મા હૃદયમાં છે, એમ સમજવું. આમ સમજનાર માણસ દરરોજ એ આત્માને પામે છે.

જે આ શુદ્ધ બનેલો આત્મા છે, એ શરીર ઉપરનો આત્મભાવ છોડીને, પરમ જ્યોતિ (બ્રહ્મ)માં મળી જઈને પોતાના જ મૂળ સ્વરૂપે રહે છે. એ આત્મા છે. એ અમર અને નીડર છે. એ બ્રહ્મ છે. એ બ્રહ્મનું નામ જ 'સત્ય' છે. ૪

(સત્યમાં) સત્–તિ–યમ્–એ ત્રણ અક્ષરો છે. એમાં જે 'સત્' છે એ અમર છે, જે 'તિ' (ત્) છે એ નાશ પામનાર છે, અને જે 'યમ્' છે એ પહેલા બન્ને અક્ષરોને વશ કરે છે. આનાથી એ બેયને (સત્ અને ત્‌ને–એટલે અમર અને વિનાશીને) એ આત્મા વશ કરે છે. તેથી એનું નામ 'યમ્' છે. આમ સમજનાર હમેશાં હૃદયમાં રહેલા આત્માને પામે છે. ૫

## ચોથો ખંડ

હવે જે આ આત્મા છે, તે (સર્વલોકનો) સેતુ=પાળ–પૂલ=ધારણ કરનાર છે; આ પૃથ્વી વગેરે લોકોનો નાશ ન થઈ જાય એ માટે એમને નિયમમાં રાખનાર આધાર છે. એ આત્માને રાત્રિ–દિવસનો વખત ઓળંગી શકતો નથી—કાંઈ અસર કરી શકતો નથી. એને ઘડપણ આવતું નથી. એનું મરણ નથી. એને શોક નથી. એને પાપ કે પુણ્ય અડતાં નથી. બધાં પાપ એ આત્માને અડ્યા વિના જ પાછાં વળે છે; કારણ કે આત્મા પાપ વગરનો અને બ્રહ્મરૂપ છે. ૧

આથી એ આત્માને પામીને આંધળો હોય એ દેખતો થાય છે, ઘાયલ હોય એ સાજો થાય છે, દુ:ખી હોય એ સુખી થાય છે, રોગી હોય એ નીરોગી થાય છે, અને એ આત્માને પામ્યા પછી વિદ્વાનને રાત્રિ પણ દિવસ બની જાય છે; કારણ કે એ આત્મા હમેશાં તેજરૂપ છે. ૨

જેઓ બ્રહ્મચર્યથી એ આત્મારૂપ લોકને મેળવે છે, એમનો જ એ બ્રહ્મલોક છે. એ બધા લોકમાં પોતાની ઇચ્છા પ્રમાણે જઈ શકે છે. ૩

### पञ्चम खण्ड

अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता तं विन्दतेऽथ यदिष्टमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवेष्ट्वाऽऽत्मानमनुविन्दते ॥ १ ॥

अथ यत्सत्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव सत आत्मनस्त्राणं विन्दतेऽथ यन्मौनमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्-ब्रह्मचर्येण ह्येवाऽऽत्मानमनुविद्य मनुते ॥ २ ॥

अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तदेष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दतेऽथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्य-मेव तत्तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरं मदीयꣳ सरस्तदश्वत्थः सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मणः प्रभुविमितꣳ हिरण्मयम् ॥ ३ ॥

तद्य एवैतावरं च ण्यं चार्णवौ ब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ४ ॥

इति पञ्चमः खण्डः ॥ ५ ॥

### षष्ठ खण्ड

अथ या एता हृदयस्य नाड्यस्ताः पिङ्गलस्याणिम्नस्तिष्ठन्ति शुक्लस्य नीलस्य पीतस्य लोहितस्येत्यसौ वा आदित्यः पिङ्गल एष शुक्ल एष नील एष पीत एष लोहितः ॥ १ ॥

तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं चामुष्मादादित्या-

## પાંચમો ખંડ

હવે જે 'યજ્ઞ' કહેવાય છે. એ બ્રહ્મચર્ય જ છે; કારણ કે બ્રહ્મચર્યથી જ જે આત્માને જાણે છે, એ બ્રહ્મલોકને પામે છે. જે 'ઇષ્ટ' કહેવાય છે, એ બ્રહ્મચર્ય છે; કારણ કે બ્રહ્મચર્યથી જ આત્માને સમજવાની ઇચ્છા કરીને આત્માને પામે છે. ૧

જે 'સત્રાયણ'* કહેવાય છે, એ બ્રહ્મચર્ય જ છે; કારણ કે બ્રહ્મચર્ય વડે જ 'સત્સ્વરૂપ આત્માનું ત્રાણ (રક્ષણ) મેળવે છે. જે 'મૌન'+ કહેવાય છે, એ પણ બ્રહ્મચર્ય જ છે; કારણ કે બ્રહ્મચર્યથી જ આત્માને સમજીને પછી તેનું મનન-ધ્યાન કરે છે. ૨

હવે જેને 'અનાશકાયન' (અનશન) કહે છે. એ બ્રહ્મચર્ય જ છે; કારણ કે બ્રહ્મચર્યથી જેને આત્માનું જ્ઞાન થાય છે, તે નાશ પામતો નથી. જેને 'અરણ્યાયન' (અરણ્યમાં જવું) કહે છે એ બ્રહ્મચર્ય જ છે; કારણ કે 'અર' અને 'ણ્ય' નામનાં બે મોટાં તળાવો બ્રહ્મલોકમાં છે. અહીંથી ત્રીજા એ સ્વર્ગલોકમાં અન્નના રસથી ભરેલાં અને સુખ દેનારાં એ તળાવ છે. વળી ત્યાં એક અમૃત ઝરતો પીપળો છે. ત્યાં 'અપરાજિતા' નામની બ્રહ્માની નગરી છે અને ભગવાને બંધાવેલો સોનાનો મંડપ છે. ૩

એ બ્રહ્મલોકમાં જેઓ બ્રહ્મચર્ય વડે 'અર' અને 'ણ્ય' નામનાં એ બે તળાવોને પામે છે, તેમનો જ એ બ્રહ્મલોક છે. ત્યાં ગયા પછી તેઓ ઇચ્છા પ્રમાણે બધા લોકમાં જઈ શકે છે. ૪

## છઠ્ઠો ખંડ

હવે હૃદયની જે આ નાડીઓ છે, એ ભૂરા, ધોળા, વાદળી, પીળા અને રાતા સૂક્ષ્મ રસથી ભરેલી છે. સૂર્ય પણ ભૂરો, ધોળો, વાદળી પીળો અને રાતો છે. ૧

જેમ (બે ગામની વચ્ચે રહેલો) કોઈ મોટો રસ્તો બન્ને-

* આ વૈદિક કર્મનું નામ છે. + આ વ્રત છે.

प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥ २ ॥

तद्यत्रैतत्सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति तं न कश्चन पाप्मा स्पृशति तेजसा हि तदा संपन्नो भवति ॥ ३ ॥

अथ यत्रैतदबलिमानं नीतो भवति तमभित आसीना आहुर्जानासि मां जानासि मामिति स यावदस्माच्छरीरादनुत्क्रान्तो भवति तावज्जानाति ॥ ४ ॥

अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते स ओमिति वा होद्वा मीयते स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छत्येतद्वै खलु लोकद्वारं विदुषां प्रपदनं निरोधोऽविदुषाम् ॥५॥

तदेष श्लोकः शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्त्युत्क्रमणे भवन्ति ॥ ६ ॥

इति षष्ठः खण्डः ॥ ६ ॥

## सप्तम खण्ड

य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वाँश्च लोकानाप्नोति सर्वाँश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥ १ ॥

આ ગામ અને પેલા ગામ તરફ જાય છે, તેમ સૂર્યનાં કિરણો પણ સૂર્યલોક અને આ લોક તરફ જાય છે. સૂર્યમાંથી જે

કિરણો નીકળે છે, તે હૃદયની આ નાડીઓમાં પ્રવેશે છે; અને આ નાડીઓમાંથી જે કિરણો નીકળે છે, એ સૂર્યમાં પ્રવેશે છે.

જ્યારે આ જીવ સુખથી સુષુપ્તિ (ઊંઘ)માં સૂએ છે. અને જ્યારે સ્વપ્ન પણ જોતો નથી, ત્યારે એ હૃદયની નાડીઓમાં પ્રવેશ કરે છે અને ત્યારે તેને કોઈ પણ પાપ અડતું નથી; કારણ કે એ વખતે એ નાડીઓમાં રહેલા સૂર્યના તેજની સાથે મળેલો હોય છે. ૩

જ્યારે માણસ (માંદગી વગેરેથી) નબળો પડી જાય છે, ત્યારે પાસે બેઠેલાં સગાંઓ તેને પૂછે છે, કે 'મને ઓળખો છો?' જ્યાં સુધી આ શરીરમાંથી જીવ નીકળી જતો નથી, ત્યાં સુધી એ સૌને ઓળખે છે. ૪

પણ જ્યારે જીવ શરીરમાંથી નીકળે છે. ત્યારે એ સૂર્યનાં કિરણોને આધારે જ ઉપર જાય છે અને ૐનું ધ્યાન કરતો ઊંચે ચઢે છે અને જેટલી વારમાં મન પહોંચી શકે તેટલી વારમાં એ સૂર્યમાં પહોંચે છે. એ સૂર્ય જ બ્રહ્મલોકનો દરવાજો છે. તેમાં જ્ઞાની લોકો જ જઈ શકે છે. અજ્ઞાનીઓને તે રોકનાર છે. ૫

એ માટે આ શ્લોક છે: 'હૃદયની એક સો અને એક નાડીઓ છે. એમાંથી (સુષુમ્ણા નામની) એક નાડી માથા તરફ ગયેલી છે. જ્ઞાની આત્મા એ નાડીથી ઉપર જઈને અમરપણાને પામે છે. હૃદયમાંથી ચારેય તરફ નીકળતી બીજી નાડીઓ તો માત્ર શરીરમાંથી બહાર નીકળવા માટે છે. (એ નાડીઓમાંથી જીવ નીકળે, તો મોક્ષ પામતો નથી.) ૬

## સાતમો ખંડ

જે આત્મા પાપ વગરનો, ઘડપણ વગરનો, શોક વિનાનો, ભૂખ–તરસ વિનાનો, સાચી ઇચ્છાઓવાળો અને સાચા વિચારવાળો છે, તેને શોધવો જોઇએ. એને બરાબર

तद्धोभये देवासुरा अनुबुबुधिरे ते होचुर्हन्त तमात्मानमन्विच्छामो यमात्मानमन्विष्य सर्वा꣡ꣳश्च लोकानाप्नोति सर्वा꣡ꣳश्च कामानितीन्द्रो हैव देवानामभिप्रवव्राज विरोचनोऽसुराणां तौ हासंविदानावेव समित्पाणी प्रजापतिसकाशमाजग्मतुः ॥ २ ॥

तौ ह द्वात्रि꣡ꣳशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुस्तौ ह प्रजापतिरुवाच किमिच्छन्ताववास्तमिति तौ होचतुर्य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वा꣡ꣳश्च लोकानाप्नोति सर्वा꣡ꣳश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति भगवतो वेदयन्ते तमिच्छन्ताववास्तमिति ॥ ३ ॥

तौ ह प्रजापतिरुवाच य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेत्यथ योऽयं भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वन्तेषु परिख्यायत इति होवाच ॥ ४ ॥

इति सप्तमः खण्डः ॥ ७ ॥

## अष्टम खण्ड

उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूत-

સમજવાની ઇચ્છા થવી જોઇએ.

(આચાર્યના ઉપદેશથી) એ આત્માને સમજીને જે કોઈ તેનો અનુભવ કરે છે. તે બધા લોકમાં જઈ શકે છે અને બધી ઇચ્છાઓ પૂર્ણ કરે છે એમ પ્રજાપતિએ કહ્યું. ૧

તેમની આ વાત દેવતાઓએ અને અસુરોએ—બન્નેએ

જાણ્યું. પછી એમણે અન્યોન્ય કહ્યું કે જેને સમજવાથી બધા લોકમાં પુરુષ જાય છે અને બધી ઇચ્છાઓ પૂર્ણ કરે છે, તે આત્માને આપણે શોધવો જોઈએ.

પછી દેવોમાંથી ઇંદ્ર અને અસુરોમાંથી વિરોચન એમ બે જણા જુદા જુદા—એક બીજાને મળ્યા વગર જ હાથમાં સમિધ (હવન માટે લાકડાં) લઇને નીકળ્યા અને પ્રજાપતિ પાસે ગયા.૨

બન્ને જણાએ બત્રીશ વરસ સુધી બ્રહ્મચર્ય પાળ્યું. પછી તેમને પ્રજાપતિએ પૂછ્યું, કે 'તમે કઈ ઇચ્છાથી અહીં રહ્યા છો?' ત્યારે એ બન્નેએ કહ્યું કે, 'આત્મા પાપ વગરનો, ઘડ-પણ વગરનો, શોક વગરનો, ભૂખ–તરસ વગરનો, સાચી ઇચ્છા-ઓવાળો અને સાચા વિચારવાળો છે, તેને શોધવો જોઇએ. તેને બરાબર સમજવાની ખૂબ ઇચ્છા થવી જોઈએ. આચાર્યના ઉપદેશથી એ આત્માને જે કોઈ સમજે છે, તે બધા લોકને મેળવી શકે છે અને એની બધી ઇચ્છાઓ પૂર્ણ કરે છે.

વિદ્વાનો આપનાં જ આવાં વચનો કહે છે. એ આત્માને સમજવાની ઇચ્છાથી અમે અહીં રહ્યા છીએ.' ૩

પછી પ્રજાપતિએ તેમને કહ્યું, કે 'આ આંખમાં (યોગી પુરુષને) જે પુરુષ દેખાય છે, એ આત્મા છે.' વળી કહ્યું, કે 'એ અમર છે, નીડર છે અને એ જ બ્રહ્મ છે.' (ત્યારે તે બે ય જણા અજ્ઞાની હોવાથી એમ સમજ્યા, કે આંખમાં જે પ્રતિબિંબ દેખાય છે, એ જ આત્મા છે. તેથી) તેમણે પૂછ્યું કે, 'હે ભગવન્! જે પાણીમાં જોવાથી દેખાય છે અને જે દર્પણ (અરીસા)માં દેખાય છે, તેમાંથી આપે કહ્યો એ આત્મા કયો?' ત્યારે પ્રજાપતિએ કહ્યું, કે 'એ જ આત્મા દરેકની અંદર જણાય છે.' ૪

## આઠમો ખંડ

વળી પ્રજાપતિએ કહ્યું—પાણીથી ભરેલાં કૂંડાંમાં

मिति तौ होदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आ लोमभ्य आ नखेभ्यः प्रतिरूपमिति ॥ १ ॥

तौ ह प्रजापतिरुवाच साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षेथामिति तौ ह साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति ॥ २ ॥

तौ होचतुर्यथैवेदमावां भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ स्व एवमेवेमौ भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतावित्येष आत्मेति होवाचैतद मृतमभयमेतद्ब्रह्मेति तौ ह शांतहृदयौ प्रवव्रजतुः ॥३॥

तौ हान्वीक्ष्य प्रजापतिरुवाचानुपलभ्याऽऽत्मानमननुविद्य व्रजतो यतर एतदुपनिषदो भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्तीति स ह शान्तहृदय एव विरोचनोऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचाऽऽत्मैवेह महय्य आत्मा परिचर्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमं चामुं चेति ॥ ४ ॥

तस्मादप्यद्येहाददानमश्रद्धानमयजमानमाहुरासुरो बतेत्यसुराणाꣳह्येषोपनिषत्प्रेतस्य शरीरं भिक्षया वसनेनालंकारेणेति सꣳस्कुर्वन्त्येतेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्ते ॥ ५ ॥

इत्यष्टमः खण्डः ॥ ८ ॥

આત્માને જોયા પછી જો એને સમજી ન શકો, તો મને પૂછજો.

પછી એ બંનેએ પાણીનાં કૂંડાંમાં જોયું, ત્યારે પ્રજાપતિએ પૂછ્યું: ‘એમાં શું દેખો છો?’ તેમણે કહ્યું: ‘ભગવન્! આમાં અમે આખાય આત્માને રુંવાટાં અને નખ સુધી

પ્રતિબિંબરૂપે જોઈએ છીએ.' ૧

પ્રજાપતિએ કહ્યું: 'હવે સારાં ઘરેણાં પહેરીને, સારા કપડાં પહેરીને, અને સુશોભિત બનીને પછી પાણીનાં કૂંડાંમાં જુઓ.'

ત્યારે એ બંનેએ સારાં ઘરેણાં પહેરીને, સારાં કપડાં પહેરીને અને સુશોભિત બનીને પાણીનાં કૂંડાંમાં જોયું. પછી પ્રજાપતિએ પૂછયું: 'શું જુઓ છો ?' ૨

ત્યારે તેઓ બોલ્યા: 'ભગવન્! આમાં અમે જેવા છીએ એવા જ સારાં ઘરેણાંવાળા, સારાં કપડાંવાળા અને સુશોભિત દેખાઇએ છીએ.'

પછી પ્રજાપતિએ કહ્યું. કે 'એ જ આત્મા છે; એ અમર છે, નીડર છે અને બ્રહ્મ છે.'

પછી એ બંને શાંત હૃદયવાળા થઈ ચાલ્યા ગયા. ૩

એ બંનેને ગયેલા જોઈ પ્રજાપતિ બોલ્યા, કે "આત્માને જાણ્યા વિના અને આત્માનો ઉપદેશ બરાબર સમજ્યા વિના જ એ બંને ચાલ્યા ગયા. એમાંથી દેવો કે અસુરો જે કોઈ 'દેહ એ જ આત્મા છે' એમ અવળું સમજશે, તેઓ દુ:ખી થશે."

વિરોચન તો શાંત હૃદયવાળો થઈ અસુરો પાસે ગયો; અને તેણે એ બધાને એવા જ્ઞાનનો ઉપદેશ કર્યો, કે 'દેહ જ આત્મા છે, માટે એને પૂજવો જોઈએ અને એ આત્માની સેવા કરવી જોઈએ, આ દુનિયામાં એ આત્માની પૂજા અને સેવા કરીને માણસ આ લોક અને પરલોક બંનેને મેળવી શકે છે.' ૪

આથી જ આજે પણ દુનિયામાં દાન ન કરનારને, અ-શ્રદ્ધાળુને અને યજ્ઞ ન કરનારને લોકો કહે છે, કે 'આ તો 'અસુર' છે; કારણ કે અસુરોનું જ્ઞાન એવું જ છે. તેઓ

### नवम खण्ड

अथ हेन्द्रोऽप्राप्यैव देवानेतद्भयं ददर्श यथैव खल्वयमस्मि-ञ्शरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥

स समित्पाणिः पुनरेयाय तꣳह प्रजापतिरुवाच मघवन्य-च्छान्तहृदयः प्राव्राजीः सार्धं विरोचनेन किमिच्छन्पुनरागम इति स होवाच यथैव खल्वयं भगवोऽस्मिञ्शरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिꣳशतं वर्षाणीति स हापराणि द्वात्रिꣳशतं वर्षाण्युवास तस्मै होवाच ॥ ३ ॥

इति नवमः खण्डः ॥ ९ ॥

મરેલાંનાં શરીરને (સુગંધ, ફૂલ,) અન્ન, વસ્ત્ર, અને ઘરેણાંથી શણગારે છે. એથી એ સ્વર્ગલોકમાં જશે એમ તેઓ માને છે. ૫

### નવમો ખંડ

પણ દેવો પાસે જતાં પહેલાં જ ઇંદ્રને પોતાના જ્ઞાનમાં આવો ભય દેખાયો કે 'જેમ આ શરીરને શણગારવાથી પાણીનાં

કૂંડાં વગેરેમાં દેખાતો પડછાયારૂપ આત્મા શણગારેલો થાય છે, શરીર પર સારાં કપડાં પહેરવાથી એ આત્મા કપડાં પહેરેલો થાય છે, શરીરને ચોખ્ખું કર્યાથી એ આત્મા ચોખ્ખો થાય છે, એ જ રીતે શરીર આંધળું થાય તો આ આત્મા પણ આંધળો થાય, શરીર કાણું થાય તો કાણો થાય, શરીર લંગડું થાય, તો લંગડો થાય; અને વળી શરીરનો નાશ થાય, તો આ આત્માનો પણ નાશ જ થાય; આવા શરીરરૂપ આત્માના જ્ઞાનમાં કાંઈ ફળ હું જોતો નથી. ૧

પછી ઇંદ્ર હાથમાં સમિધ લઈને પાછા પ્રજાપતિ પાસે ગયા. પ્રજાપતિએ તેમને પૂછ્યું, કે 'હે ઇંદ્ર! તમે શાંત હૃદયે વિરોચનની સાથે ગયા હતા. તો હવે શી ઇચ્છાથી પાછા આવ્યા છો?'

ઇંદ્રે કહ્યું, કે 'ભગવન્! જો આ શરીરને સારી રીતે શણગારવાથી આત્મા શણગારેલો થાય, શરીર પર સારાં કપડાં પહેરવાથી આત્મા કપડાં પહેરેલો થાય, શરીરને ચોખ્ખું કર્યાથી આત્મા ચોખ્ખો થાય તો એ જ રીતે શરીર આંધળું થાય તો આત્મા પણ આંધળો થાય, શરીર કાણું થાય તો આત્મા પણ કાણો થાય, શરીર લંગડું થાય તો આત્મા પણ લંગડો થાય; અને વળી શરીરનો નાશ થાય, તો આત્માનો પણ નાશ જ થાય. આવા શરીરરૂપ આત્માના જ્ઞાનમાં કાંઈ ફળ હું જોતો નથી. ૨

ત્યારે પ્રજાપતિએ કહ્યું, કે 'હે ઇંદ્ર!' એ એમ જ છે. પણ હું વધારે સમજાવીશ. બીજાં બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળીને અહીં રહો.'

પછી બીજાં બત્રીશ વર્ષ બ્રહ્મચર્ય પાળીને ઇંદ્ર ત્યાં રહ્યા. ત્યારે પ્રજાપતિએ કહ્યું: ૩

दशम खण्ड

य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मेति होवाचैतदमृतमभय-मेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श तद्यद्यपीद९ँ शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ १ ॥

न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

स समित्पाणिः पुनरेयाय त९ँह प्रजापतिरुवाच मघवन्य-च्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति स होवाच तद्यद्यपीदं भगवः शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ ३ ॥

न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्या-मीत्येवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रि९ँशतं वर्षाणीति स हापराणि द्वात्रि९ँशतं वर्षाण्युवास तस्मै होवाच ॥ ४ ॥

इति दशमः खण्डः ॥ १० ॥

દસમો ખંડ

'જે સ્વપ્નમાં અનેક પ્રકારનાં સુખો ભોગવે છે, એ આત્મા છે. એ અમર છે, એ નીડર છે, એ બ્રહ્મ છે.' ત્યારે ઈંદ્ર શાંત હૃદયવાળા થઈ ગયા.

પણ દેવોની પાસે જતાં પહેલાં જ તેમને પોતાના જ્ઞાનમાં

આવો ભય દેખાયો કે આ શરીર આંધળું થવા છતાં સ્વપ્ન ભોગવનાર એ આત્મા જો કે આંધળો થતો નથી, અને શરીર કાણું થવા છતાં કાણો થતો નથી; આમ આ શરીરના દોષ એ સ્વપ્નના આત્માને લાગતા નથી; ૧

વળી શરીરના નાશથી એનો નાશ થતો નથી અને શરીર ભાંગવાતૂટવાથી એ ભાંગતોતૂટતો નથી; તો પણ જાણે એને કોઈ મારતું હોય, એને કાપી નાખતું હોય એવું દુઃખ એ (કયારેક સ્વપ્નમાં) ભોગવતો હોય, એમ લાગે છે. વળી કયારેક જાણે એ રડતો હોય એમ લાગે છે. આથી એવા આત્માના જ્ઞાનમાં કાંઈ ફળ હું જોતો નથી. ૨

પછી એ ઇંદ્ર હાથમાં સમિધ લઈને પાછા પ્રજાપતિ પાસે ગયા. પ્રજાપતિએ એમને પૂછયું, કે 'હે ઇંદ્ર! તમે શાંત હૃદયે ગયા હતા, તો હવે શી ઇચ્છાથી પાછા આવ્યા છો?' ત્યારે ઇંદ્રે કહ્યું, કે 'ભગવન્! જો કે આ શરીર આંધળું થાય તો પણ સ્વપ્નનો આત્મા આંધળો થતો નથી, શરીર કાણું થાય તો પણ એ કાણો થતો નથી, અને શરીરના દોષથી એને દોષ લાગતો નથી. ૩

વળી આ શરીરનો નાશ કરવાથી તેનો નાશ થતો નથી, દેહના ટુકડા કરવાથી એના ટુકડા થતા નથી—એ બધું ખરું. છતાં સ્વપ્નમાં જાણે એને કોઈ મારતું હોય, કે જાણે એને કોઈ કાપી નાખતું હોય, એવું દુઃખ ભોગવતો એ કયારેક લાગે છે, અને તેથી એ રડતો હોય એમ પણ લાગે છે. એવા આત્માના જ્ઞાનમાં કાંઈ ફળ હું જોતો નથી.'

ત્યારે પ્રજાપતિએ કહ્યું, કે 'હે ઇંદ્ર! એ એમ જ છે. પણ હું તમને વધારે સમજાવીશ. તમે બીજાં બત્રીસ વરસ અહીં બ્રહ્મચર્ય પાળીને રહો.' પછી ઇંદ્ર ત્યાં બત્રીશ વરસ સુધી બ્રહ્મચર્ય પાળીને રહ્યા. ત્યારે પ્રજાપતિએ તેમને કહ્યું: ૪

### एकादश खण्ड

तद्यत्रैतत् सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श न हि खल्वयमेवꣳसंप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥

स समित्पाणिः पुनरेयाय तꣳह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति स होवाच न हि खल्वयं भगव एवꣳसंप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्माद्वसापराणि पञ्च वर्षाणीति स हापराणि पञ्च वर्षाण्युवास तान्येकशतꣳसंपेदुरेतत्तद्यदाहुरेकशतꣳह वै वर्षाणि मघवान्प्रजापतौ ब्रह्मचर्यमुवास तस्मै होवाच ॥ ३ ॥

इत्येकादशः खण्डः ॥ ११ ॥

### द्वादश खण्ड

मघवन्मर्त्यं वा इदꣳशरीरमात्तं मृत्युना तदस्यामृतस्याशरीरस्याऽऽत्मनोऽधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥१॥

### અગિયારમો ખંડ

'જે અવસ્થામાં બધી ઇંદ્રિયો શાંત થવાથી અત્યંત પ્રસન્ન થઇને માણુસ સૂઈ જાય છે અને એને સ્વપ્ન પણુ આવતું

નથી, એ આત્મા છે. એ અમર છે, નીડર છે અને બ્રહ્મ છે.'

આમ સાંભળીને ઇંદ્ર શાંત હૃદયે ચાલ્યા ગયા.

પણ દેવોની પાસે પહોંચતાં પહેલાં જ એમને પોતાના જ્ઞાનમાં ભય દેખાયો, કે 'જો એ જ આત્મા હોય, તો એ ઊંઘમાં તો પોતે પોતાને પણ જાણતો નથી કે હું કોણ છું અને આ કોઈ ચીજને ય ઓળખી શકતો નથી. તો પછી એ નાશ પામેલા જેવો જ થયો. એવા આત્માના જ્ઞાનમાં કાંઈ ફળ હું જોતો નથી.' ૧

ફરીથી ઇંદ્ર હાથમાં સમિધ લઈને પ્રજાપતિ પાસે ગયા. ત્યારે પ્રજાપતિએ કહ્યું, કે 'હે ઇંદ્ર! તમે શાંત હૃદયે ગયા હતા, તો પછી શી ઇચ્છાથી પાછા આવ્યા?'

ઇંદ્રે કહ્યું: "હે ભગવન્! સુષુપ્તિમાં રહેલો આત્મા 'હું કોણ છું?' એમ પોતાને જાણતો નથી અને આ બીજી વસ્તુઓને પણ જાણતો નથી, તેમ જ એ નાશ પામેલા જેવો હોય છે. એવા આત્માને જાણવામાં કાંઈ ફળ હું જોતો નથી." ૨

પ્રજાપતિએ કહ્યું: 'હે ઇંદ્ર! એ એમ જ છે. હું તમને એ વધારે સમજાવીશ. (અને આ વખતે તો) આત્મા સિવાય બીજા કોઈને વિષે નહિ, પણ માત્ર આત્મા વિષે જ સમજાવીશ. હજી બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્ય પાળીને અહીં રહો.'

પછી ઇંદ્ર બીજાં પાંચ વર્ષ બ્રહ્મચર્ય પાળીને ત્યાં રહ્યા. આમ ઇંદ્ર કુલ એકસો અને એક વર્ષ આચાર્યને ત્યાં રહ્યા. ત્યારે પ્રજાપતિએ કહ્યું: ૩

## બારમો ખંડ

"હે ઇંદ્ર! આ શરીર મરણ પામનાર છે. મૃત્યુએ શરીરને ઘેરેલું જ છે. આ શરીર અમર આત્માનું માત્ર રહેઠાણ છે. આત્મા જયારે શરીર સાથે જોડાય છે, ત્યારે એને સુખ–દુ:ખ થાય છે. અને જયાં સુધી એ આત્મા આ શરીરથી

अशरीरो वायुरभ्रं विद्युत्स्तनयित्नुरशरीराण्येतानि तद्यथैतान्य-
मुष्मादाकाशात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यन्ते

एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमपुरुषः स तत्र पर्येति जक्षत्क्रीडन्र-ममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनꣳस्मरन्निदꣳशरीरꣳस यथा प्रयोग्य आचरणे युक्त एवमेवायमस्मिञ्शरीरे प्राणो युक्तः ॥३॥

अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणमथ यो वेदेदमभिव्याहराणीति स आत्माऽभिव्याहाराय वागथ यो वेदेदꣳ शृणवानीति स आत्मा श्रवणाय श्रोत्रम् ॥ ४ ॥

अथ यो वेदेदं मन्वानीति स आत्मा मनोऽस्य दैवं चक्षुः स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान्कामान्पश्यन्रमते ॥ ५ ॥

य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषाꣳ सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥ ६ ॥

इति द्वादशः खण्डः ॥ १२ ॥

જુદો ન થાય, ત્યાં સુધી એ સુખ–દુઃખમાંથી એનો છુટકારો થતો નથી. પણ જ્યારે દેહ ઉપરથી એનો 'હું–ભાવ' મટી જાય, ત્યારે એ આત્માને સુખ કે દુઃખ અડકી શકતાં નથી. ૧

પવન શરીર વગરનો છે. વાદળું, વીજળી, વાદળાંનો

ગડગડાટ—એ બધાં શરીર વગરનાં છે. જેમ એ બધાં આ આકાશમાંથી નીકળીને—પરમ તેજને પામીને—પોતપોતાના રૂપે દેખાય છે, તેમ જ જ્ઞાન પામેલો આ જીવ, શરીરમાંથી 'હું–ભાવ'ને કાઢી નાખ્યા પછી, પરમ તેજરૂપ પરમાત્માને પામીને, પોતાના જ રૂપમાં ભળી જાય છે. એ ઉત્તમ પુરુષ છે. એ જીવાત્મા સ્ત્રીઓ, રથો કે સંગાંસંબંધીઓની સાથે હસતો રમતો એ પરમ આત્મામાં લીન થાય છે અને આ શરીરરૂપ ઉપાધિનું એને સ્મરણ પણ રહેતું નથી. જેમ રથને ખેંચવા માટે ઘોડા જોડ્યા હોય છે, તેમ આ શરીરને પ્રાણ જોડેલો છે. ૨,૩

ઝીણી નેત્ર–ઇંદ્રિય, આંખની કીકીના જે કાણામાં રહેલી છે, તેમાં એ આત્મા રહેલો છે. એને જ 'ચાક્ષુષ આત્મા' કહેલ છે. એને આ બધું જોવા માટે આ આંખ છે.

'હું સૂંઘું' એમ જે વિચારે છે, એ આત્મા છે. એ ગંધને સૂંઘી શકે એટલા માટે આ નાક છે. 'હું બોલું' એમ જે વિચાર કરે છે, એ આત્મા છે. એ બોલી શકે એટલા માટે આ વાણી છે. 'હું સાંભળું' એવો જે વિચાર કરે છે, એ આત્મા છે. એને સાંભળવા માટે આ કાન છે. ૪

'હું વિચાર કરું' એમ જે ઇચ્છે છે, તે આત્મા છે. એ વિચાર કરી શકે એટલા માટે આ મન છે. મન એ આત્માની દૈવી આંખ છે. જ્ઞાની આત્મા એ મનરૂપી દૈવી આંખથી બધાં સુખોને સમજીને આનંદ માને છે. ૫

આવા એ બ્રહ્મલોકમાં રહેલા આત્માને દેવતાઓ પૂજે છે. તેથી તેમને બધા લોક મળ્યા છે અને એમની બધી ઇચ્છાઓ પૂરી થાય છે. જે કોઈ એવા આત્માનો ઉપદેશ લઈને તેને અનુભવે છે, તે દરેક લોક પામે છે, અને દરેક ઇચ્છા પૂર્ણ કરે છે." એમ પ્રજાપતિએ કહ્યું. ૬

## त्रयोदश खण्ड

श्यामाच्छबलं प्रपद्ये शबलाच्छ्यामं प्रपद्येऽश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामीत्यभिसंभवामीति ॥ १ ॥

इति त्रयोदशः खण्डः ॥ १३ ॥

## चतुर्दश खण्ड

आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तदमृतꣳस आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो विशां यशोऽहमनुप्रापत्सि स हाहं यशसां यशः श्येतमदत्कमदत्कꣳश्येतं लिन्दु माऽभिगां लिन्दु माऽभिगाम्

इति चतुर्दशः खण्डः ॥ १४ ॥

## पञ्चदश खण्ड

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्य आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्याहिꣳसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते ॥ १ ॥

इति पञ्चदशः खण्डः ॥ १५ ॥

इति श्रीछान्दोग्योपनिषदि अष्टमोऽध्यायः ॥ ८ ॥

## તેરમો ખંડ

હું હૃદયમાં રહેલા બ્રહ્મથી બ્રહ્મલોકને પામું, અને બ્રહ્મલોકથી હૃદયમાં રહેલા બ્રહ્મને પામું.

ઘોડો જેમ પોતાનું શરીર ધ્રુજાવીને ધૂળ ખંખેરી નાખે છે, એમ હું આત્મજ્ઞાનથી બધાં પાપને ખંખેરું, અને જેમ ચંદ્ર રાહુના મોઢામાંથી છૂટે એમ હું આ શરીરમાંથી છૂટીને તેમ જ કૃતકૃત્ય બનીને નિત્ય એવા બ્રહ્મલોકને પામું. ૧

## ચૌદમો ખંડ

બધી વસ્તુઓનાં નામ અને રૂપ પ્રકટ કરનાર આકાશ જ છે. એ નામ અને રૂપ જેની અંદર રહે છે, એ બ્રહ્મ છે, એ અમર છે, એ આત્મા છે.

હું પ્રજાપતિના સભાગૃહમાં આવું, હું બ્રાહ્મણોનો આત્મા થાઉં, ક્ષત્રિયોનો આત્મા થાઉં, વૈશ્યોનો આત્મા થાઉં. હું આત્માને મેળવવા ઇચ્છું છું. હું શરીર, ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો પણ આત્મા છું. રાતી અને દાંત વિનાની (છતાં યશ, બળ, વીર્ય, ધર્મ અને જ્ઞાનનો નાશ કરનારી) જન્મયોનિને ફરી હું ન પામું. ૧

## પંદરમો ખંડ

આ વિદ્યા બ્રહ્માએ પ્રજાપતિને કહી હતી, પ્રજાપતિએ મનુને અને મનુએ બ્રાહ્મણ વગેરે બધી પ્રજાને કહી હતી.

નિયમ પ્રમાણે આચાર્યને ઘેર રહેવું, ત્યાં ગુરુજીનું કામ કરતાં કરતાં બાકી રહેલા વખતમાં, અર્થ સાથે વેદો ભણવા. પછી રજા લઈ, ઘેર આવી, પોતાના કુટુંબમાં રહેવું, અને પવિત્ર ઠેકાણે રહી, ભણેલી વિદ્યાનો અભ્યાસ ચાલુ રાખવો. પોતાના પુત્રોને તથા શિષ્યો વગેરેને ધાર્મિક બનાવવા. પોતાના હૃદયમાં રહેલા આત્મામાં બધી ઇંદ્રિયોને સ્થિર કરવી. યજ્ઞકાર્ય સિવાય

બીજો કોઈ કામમાં હિંસા કર્યા વગર (કોઇને દુઃખ દીધા વિના) પોતાના આયુષ્ય સુધી આવી રીતે જ રહેવું. આમ વર્તનાર પુરુષ છેવટે બ્રહ્મલોકને પામે છે, અને ત્યાંથી પાછો આવતો નથી.૧

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ મારાં અંગો તૃપ્ત થાઓ. વાણી, પ્રાણ, આંખ, કાન, બળ અને મારી સર્વ ઇંદ્રિયો તૃપ્ત થાઓ. દરેક ઉપનિષદમાં જે કાંઈ કહ્યું છે, તે બધું બ્રહ્મ વિષે જ કહ્યું છે. એ બ્રહ્મને હું ક્યારે ય તજું અને બ્રહ્મ પણ મને ન તજે કોઈ કોઇને પોતાથી જુદો ન કરે. મને કોઈ અળગો ન કરે. હું આત્મામાં જ આનંદ માનું, અને ઉપનિષદોમાં જે ધર્મો બતાવ્યા છે, તે મારામાં રહો, તે મારામાં રહો. ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ !!!



# ગ્રંથોનું સૂચિપત્ર

## સદ્ગત સ્વામીજીના સમયમાં છપાયલાં પુસ્તકોની યાદી

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત—ભાષાંતર**—દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫-૦ |
| **ગિરધરકૃત રામાયણ**—કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪-૮ |
| **માનસ રામાયણ**—બે ભાગમાં, દોહા—ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭-૦ |
| **તુલસીકૃત રામાયણ**—બે ભાગમાં, દોહા—ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે: ૩૧ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭-૮ |
| **વાલ્મીકિ રામાયણ—ભાષાંતર** ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬-૮ |
| **ભગવતી (દેવી) ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬-૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**—રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ—ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૧ | ૭-૮ |
| **વૈદિક વિનય**—દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર—વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩-૧૨ |
| **આખ્યાનમાળા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો—સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ—મુનિઓ તથા દેવ—દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ | ૧૪૨૮ | ૬-૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦-૮ |
| **ઉપદેશસારસંગ્રહ**—મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧-૮ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**—મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧-૦ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧-૮ |
| **વિષ્ણુસહસ્રનામ**—ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦-૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**—ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... | ૨૨૦ | ૦-૬ |
| **મનુસ્મૃતિ**—સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩-૦ |

**હૃદયતરંગ અને બ્રાહ્મણુની ગૌ**-અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧-૦
**વિભુની વાટે ને રામાયણુની રત્નપ્રભા**-ઉપદેશયુક્ત સંવાદ
આધુનિક અને રામાયણુયુગની તુલના સાથે ૧૬૪ ૦-૪

## સંતવાણી તથા ઉપદેશો—

**દાસબોધ**-ભક્તિનિરૂપણુ, જન્મદુઃખનિરૂપણુ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણુ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસ**ના ઉપદેશો ૬૪૮ ૨-૮

**તુકારામ ગાથા**-બે ગ્રંથોમાં-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામે લખેલા પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬-૦

**પ્રીતમદાસની વાણી**-ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨-૮

**ભજનસાગર**-જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨-૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**-આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—
**વ્યાખ્યાનો ઇત્યાદિ**-(ગ્રંથ ૧ લા રૂપે)... ... ૫૬૪ ૨-૮
**સદુપદેશો**-(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... ૫૨૦ ૨-૮

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**-ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ
**સદુપદેશો**-(ભાગ ૪-૫ રૂપે) આવૃત્તિ ૨ જી ૬૦૦ ૨-૪
**ભક્તિયોગ**-આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... ૩૮૪ ૧-૮
**પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦-૧૧ રૂપે) ૫૬૦ ૨-૦

## સંતો તથા વીર પુરુષોનાં જીવનચરિત્રો—

**આદર્શ ચરિત્રસંગ્રહ**-ભાગ ૨ જો-બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨-૮
**ચૈતન્ય મહાપ્રભુ**-ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર ... ... ૧૫૯૬ ૬-૮
**સંત તુકારામ**-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... ૬૪૮ ૨-૮

| | | |
|---|---|---|
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** | ૪૨૪ | ૧-૬ |
| **ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલા મહાન ૨૯ ભક્તોનાં અદ્ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો | ૫૨૮ | ૨-૮ |
| **ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧-૪ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩-૦ |
| **સ્વામી વિવેકાનંદ**–બાળપણથી સમાધિ પર્યંતના ... જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર... | ૭૮૪ | ૩-૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર ... | ૬૦૮ | ૨-૮ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધર ભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦-૧૦ |
| **શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧-૦ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો | ૫૦૪ | ૨-૮ |
| **મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો | ૭૫૬ | ૨-૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... | ૩૦૪ | ૧-૦ |

ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન ૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ | ૨૨૬૮ | ૯-૦ |
| **દયાળુ માતા** અને **સદ્ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી | ૧૬૦ | ૦-૮ |
| **ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨-૮ |
| ,, ,, ૨ જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨-૮ |
| **ટૂંકી વાતો–ગ્રંથ ૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨-૮ |
| ,, ,, ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૭૨૦ | ૨-૮ |
| **સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા | ૩૭૨ | ૨-૦ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... | ૩૭૨ | ૨-૦ |
| **સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... | ૩૧૨ | ૨-૦ |
| **સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... | ૩૩૬ | ૨-૦ |
| **સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... | ૩૬૦ | ૨-૦ |
| **સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર | ૪૬૮ | ૨-૦ |
| **સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક | ૩૪૮ | ૨-૦ |
| **સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... | ૩૬૦ | ૨-૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ : ૩જી) ૪૬૮ ૨–૪

**આદર્શ દષ્ટાંતમાળા**–ભાગ ૧-૨–મહાપુરુષોના જીવનપ્રસંગો પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૯૨૮ ૪–૦

**ભાગ્યના સ્રષ્ટાઓ**–માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવા રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨–૮

**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૭૨ ૫–૪

**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૯૬ ૩–૦

**સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તક: રાજાની અને ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦–૫

**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોની વાતો**–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬

„ „ ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

**સદ્ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮

# ટ્રસ્ટીઓએ બહાર પાડેલાં પુસ્તકોની યાદી

## ધાર્મિક ગ્રંથો—

**મહાવાક્ય રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... ૧૪૪ ૦–૧૨

**ઉપનિષદો**—૧૧૨ સરળ ગુજરાતી ભાષાંતર–ચાર ભાગમાં ૬૦૦ ૪–૦

**દત્ત–પરશુરામ અથવા આત્મદર્શનયોગ** : : ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે ૩૪૪ ૨–૦

**હું કોણ ?** અથવા ઉકાભક્તનું આત્મદર્શન– ... ...
લેખક : સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦

**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા: શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮

**વિદુરનીતિ**–શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦–૧૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦

**શ્રીમદ્ ભાગવત**–એ ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી,૨૭ ચિત્રો ૧૨૪૦ ૮–૦

**એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... ૪૮૦ ૧–૪

**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી **શ્રી** 'સાગર'ની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦

**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

**મીરાં** અને **નરસિંહ**–(સંપાદક : ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

**तुकाम्हणे**:–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ
મરાઠીમાં... ૧૨૦ ૦–૫

જીવનચરિત્રો—

**નાનક**–ટૂંકું ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ૭૨ ૦–૬

**મહર્ષિ દયાનંદ**–ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર ૧૫૨ ૧–૦

**મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... ૫૬ ૦–૬

**રમણ મહર્ષિ**–(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦

**શ્રી તૈલંગ સ્વામી,** વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો ૮૮ ૦–૪

**સાંઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... ૪૩૬ ૩–૦

**સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... ... ૩૨૮ ૧–૮

## સ્રીઉપયોગી સાહિત્ય—

| | | |
|---|---|---|
| **સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો | ૨૬૪ | ૧–૮ |
| **કલ્યાણમયી**–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... | ૨૨૪ | ૧–૦ |

## ભગવદ્ ગીતાઓ—

| | | |
|---|---|---|
| **ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વ-બોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... | ૬૪ | ૦–૬ |
| **અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... | ૭૨ | ૦–૮ |
| **અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... | ૧૫૨ | ૧–૦ |
| **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે, કદ ૫×૭।। | ૬૭૬ | ૧–૧૦ |

## વેદાંત ને યોગના ગ્રંથો—

| | | |
|---|---|---|
| **વિચાર સાગર**–વેદાંતનાં દોહન-સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક | ૪૩૨ | ૨–૮ |
| **લઘુ યોગવાસિષ્ઠ**-મહામૂલા જીવનની હરેક પળ યોગપૂર્ણ વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... | ૫૨૮ | ૨–૮ |
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો | ૧૯૦૮ | ૧૨–૦ |
| **આત્મવિલાસ**–જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ | ૩૪૪ | ૨–૦ |
| **જીવન્મુક્તિવિવેક**-તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... | ૨૨૦ | ૧–૪ |
| **આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક | ૧૪૦ | ૦–૧૨ |

## વૈદક અને વિજ્ઞાન—

| | | |
|---|---|---|
| **ખોરાકના ગુણદોષ**-લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ આયુર્વેદ અને એલોપથી જાણનાર દાક્તરને હાથે લખાયલું વ્યવહારુ માર્ગદર્શક પુસ્તક | ૪૦ | ૦–૬ |

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦–૧૨

**આપણો ખોરાક**–લે૦ મિનુ મસાણી: : રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ ? તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક ૧૨૦ ૦–૧૨

## બાળોપયોગી—

**બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર– ... ૫૬ ૦–૪

**બિરબલ** અને **બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮

**ભારતીય નીતિકથાઓ**–'મહાભારત'માંની પર ટૂંકી વાતો ૧૯૨ ૦–૮

**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'ગિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮

**બાળસદ્બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦–૪

## પ્રકીર્ણ સાહિત્ય—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧–૦

**કચ્છની લોકવાર્તા**–(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)... કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦

**સાહિત્યપ્રારંભિકા**–ગુજરાતી સાહિત્યના વિકાસનો ... ઇતિહાસ: વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦

**ગુજરાતની ગઝલો**–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત) જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦

**જયભારતી** (કાવ્ય) શ્રી. 'શયદા'કૃત: ભારતની ચડતી–પડતીનું દિગ્દર્શન ... ... ... ... ૩૬ ૦–૬

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી ભભૂકતી સાચી પાંચ જ્વાળાઓ જીવનને આબાદ રીતે દઢ ટેકીલું બનાવી ખરા રાહ પર લાવે છે ... ... ... ... ૧૯૨ ૧–૪


# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**